

# अभिनव–पीपाचरितम्

[ ગુજરાતી ભાષાંતર સાથે ]


લેખક અને પ્રકાશક

ગણુપતિશંકર જયશંકર શાસ્ત્રી–વિદ્યાવારિધી

વડાલી, ઈડર સ્ટેટ, એ. પી. રેલ્વે.




પ્રચાર પ્રેરક:

પરમહંસ–રામસ્નેહી–મહારાજ

શ્રી જશરામજી ગુરૂ, મનસુખરામજી.




આશ્રયદાતા તથા પ્રચાર સહાયક

પીપાવંશી જ્ઞાતિસેવક દરજી શ્રી કસ્તુરચંદ કાલીદાસ તથા

„ „ શ્રી અમીચંદ જીવાભાઈ

મુ. કડિઆદરા, પોસ્ટ બડોલી, એ. પી. રેલ્વે.

મૂલ્ય રૂા. ૫–૦–૦

સંવત્ ૧૯૯૯ ગુરૂપૂર્ણિમા 卐 પ્રથમાવૃત્તિ પ્રતિ ૧૩૦૦



# અ-ભિ-નં-દ-ન-પ-ત્ર

ભારતભૂષણ – પંડિત ચક્રવર્તી – મહામના,

## શ્રી માલવીયજી મહારાજની સેવામાં

બનારસ.

**નામવર !**

**આપે** આપની વિશ્વવિજયી વિદ્વત્તાથી વિશ્વના વિદ્વાનોને છક્ક કર્યા છે, તથા ભારતીય આર્યસંતાનોને **વિશ્વવિદ્યાલયદ્વારા વિશ્વવ્યાપી વિવિધ** વિદ્યાકળાથી વિભૂષિત કરી રહ્યા છો ! અને એ પ્રાચ્યવિદ્યાઓરૂપી સરસ્વતીસરિતાના સૂકાતા પ્રવાહને સજીવન કરી, વિશ્વનાથપુરીના વિશ્વવંદ્ય જ્ઞાનમહિમાની ગૌરવશાળી ગરીમા વધારી છે !

**હિંદુ સમાજને** તેનાં પૂજનીય વેદ–વેદાંગોનાં રહસ્યો સમજાવવા, અવિરત ઉપદેશ પરંપરા ચલાવી રહ્યા છો ! તથા **શુદ્ધિપૂર્વક ધાર્મિક સંગઠન** કરવા **સ્વાત્માર્પણ** કર્યું છે ! એવાં એવાં અનેક કાર્યોથી આકર્ષાઇ, આ લઘુ ગ્રંથદ્વારા જે વિચારો સમર્પિત કરૂં છું, તે આપશ્રીને સંતોષપદ થશે !!! એમ માની વિરમું છું.

ભવદીય,

ગ. જ. શાસ્ત્રી

વડાલી.

ॐ

# अभिनव पीपाचरितम् ।

## પ્રાસ્તાવિક બે શબ્દ

સૃષ્ટિ સર્જનમાં ઘણા પૂર્વકાળથી દેવ અને અસુરો, દૈત્યો અને આદિત્યો, પાપીઓ અને પુણ્યવાનો, સાત્ત્વિકો અને તામસોનાં એમ પરસ્પર વિરોધી સ્વભાવવાળાઓનાં વેર અને વિરોધ થતા આવ્યા છે. ઇતિહાસો તેની સાક્ષી પૂરે છે. પુરાણો (પુરાતત્ત્વ સાહિત્ય) તેના પ્રત્યક્ષ પુરાવા રજુ કરે છે. વેદોમાં તેનું વિજ્ઞાન સંગ્રહાયું છે. વૃત્ર અને ઇન્દ્રનાં યુદ્ધો કયા વેદવેત્તાથી અજાણ્યાં છે? માનવ (સુધરેલા) અને અમાનુષો (અનઘડ) વચ્ચેનાં ઘર્ષણો પણ કંઇ ઓછાં જણાયાં નથી.

### એ ઘર્ષણોની અસર

યુદ્ધો અને ઘર્ષણોની અસર વ્યક્તિ વ્યક્તિ ઉપર, સમાજ અને રાષ્ટ્ર ઉપર તથા તેથી તટસ્થ રહેનાર ધર્મ ઉપર પણ થયા કરે છે. જો કે તેથી ધર્મ નાશ પામતો નથી. તો પણ ગ્લાની તો જરૂર આવે છે. અને અધર્મનું ઉત્થાન જોરથી થવા લાગે છે.

### દિવ્યાત્માનું સર્જન

ધર્મ ગ્લાની અર્થાત્ કર્તવ્યભ્રષ્ટતાની અંતિમ સીમાના સમયે દિવ્યાત્માનું સર્જન થાય છે. એ દિવ્યાત્મા કર્તવ્યનિષ્ઠાને જાગૃત કરે છે. અને શુદ્ધ નીતિના સ્વરૂપનું સ્થાપન કરે છે. ગીતાકાર કહે છે કે,

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं॥**

### દિવ્યાત્માનાં કાર્યો

દિવ્યાત્મા અથવા એ યુગમહાપુરૂષ સમાજનાં કલુષિત હૃદયોને સાફ કરે છે. નિર્ભય બનાવે છે, આત્મશ્રદ્ધા પેદા કરે છે અને આત્મરક્ષણ તથા સમાજરક્ષણની શક્તિ નિપજાવે છે. પાપીવૃત્તિઓ અને પાપાચરણને સમાજમાંથી દૂર કરે છે. એમ જોત જોતામાં સમાજના હૃદયમાં દિવ્યતા પેદા કરે છે અને ધર્મ તરફ પેદા થએલી અરૂચીને મટાડે છે. તેના આચરણમાં પ્રતિપળે ધર્માચરણ દેખાઇ આવે છે. તે સમાજને કર્તવ્યકર્મ તરફ વાળે છે. એવાં સામાજીક કર્તવ્યકર્મોમાં નીત અને તેનાં તત્ત્વો પ્રતિપળે પ્રત્યક્ષ જણાતાં રહે છે.

### એ દિવ્યકાર્યોની અસર

સમાજમાં જ્યારે નીતિનાં તત્ત્વોથી ભરેલી કર્તવ્યનિષ્ઠા જાગૃત થાય છે તથા કર્તવ્યનિષ્ઠ સત્પુરૂષો જ્યારે તેમનું કાર્યક્ષેત્ર મજબુત બનાવતા હોય છે, ત્યારે તેમની સામે સાંસ્કૃતિક ઝઘડાઓનાં વાદળો આવે છે. વાદળો ખસેડવા તાત્ત્વિક અને શાબ્દિક યુદ્ધોનાં રમખાણ મચે છે. તેવે પ્રસંગે અસંસ્કારી, અનઘડ અને પક્ષપાતી લોકો સત્તા અને આવેશનો આશ્રય લઇ ધર્મ અને તેના સાધનભૂત સંત મહાત્માઓ—ભક્તોનો નાશ કરવા પ્રયત્ન કરે છે.

## સાધુઓનું પરિત્રાણ

સમાજમાં નૈતિક ઉચ્ચભાવના અને કર્તવ્યનિષ્ઠાના ઉપદેશક સાધુઓ હોય છે. સાધુઓ એ ગણાય છે કે જેઓ **साध्नुवन्ति परकार्याणि इति साधवः** પરકાર્યો અર્થાત સમાજ અને રાષ્ટ્રનાં ઉપકાર ભરેલાં કાર્યો કરે છે. તે સાધુ–સજ્જન–પરોપકારી–દેશ સેવક કે રાષ્ટ્રસેવક તરીકે ઓળખાય છે. સાધુઓના પ્રચારનું સાધન વૈદિક અથવા શાસ્ત્રીય સાહિત્ય હોય છે. ઐતિહાસિક પુરૂષોનાં—વીર પુરૂષોનાં, પ્રતિકો–સમાધીમંદિરો–આશ્રમો અને તીર્થસ્થાનો એ સઘળું ધર્મોપદેશનું સાધન હોય છે. સમાજની એ મહામૂલ્ય સંપત્તિ ગણાય છે. એ સંપત્તિનો નાશ કરવા માટે પાપીઓ તૈયાર થાય છે. તેના બચાવ માટે સાધુઓ પ્રાણ આપવા તૈયાર થાય છે. અને ધન તેમજ પ્રાણની પરવા કર્યા વિના એ સત્ સંપત્તિનું રક્ષણ કરે છે. જ્યારે તેમના ઉપર અનેક વિપત્તિઓ આવે છે, અને પ્રાણાંત દુઃખો ગુજરે છે, તેવે સમયે તેમની રક્ષા કરવા માટે પરમેશ્વર વીર પુરૂષોનું વીરતાનું ધ્યેય પાર પડતાં સુધી વીરતાનો જુસ્સો તાજોજ રાખે છે. એટલું જ નહિ પણ પાપીઓનો નાશ કરવા માટે પ્રભુને હરકોઈ રૂપમાં તૈયાર જ રહેવું પડે છે,

## દુષ્ટોનો નાશ

મનુષ્યમાં દંભ–દર્પ–અભિમાન–ક્રોધ–નિષ્ઠુરપણું અને અજ્ઞાન એવા એકેક અથવા બધા દુર્ગુણ જણાઇ આવતા હોય તો તેવો માણસ દુષ્ટ, દુષિત અથવા આસુરી સંપત્તિવાળો ગણાય છે. માણસ દંભથી કંઈ પણ ક્રિયા કરે અને તેમાં તેને સફળતા મળે તો તેમાંથી તેને અક્કડપણું (ગુમાન) પેદા થાય છે, અને અકડાઈથી કરેલાં કાર્યોથી અભિમાન પેદા થાય છે. એમ ઉપરોક્ત દુર્ગુણો ઉત્તરોત્તર પેદા થતા રહે છે. એવા માણસો ધર્મદ્રોહી બને છે. તેઓ કર્તવ્યભ્રષ્ટ હોય છે અને નીતિના સાચા સ્વરૂપને જાણતા હોતા નથી. તેઓ સમાજના દ્રોહી બને છે, અને સમાજના આત્મારૂપ સાધુસંતોનો નાશ કરવા તૈયાર થાય છે. તેવાઓને અટકાવવા દૈવી સંપત્તિવાળા પુરૂષોની આવશ્યકતા રહે છે. દૈવી પુરૂષો વીરતા બતાવે છે અને તેમના શૌર્ય અને ધૈર્યથી દુષ્ટોને છક્ક કરી નાખે છે, તથા પળે પળે એ દુષ્ટોનો દંભ–દર્પ–અભિમાન વિગેરે દુર્ગુણોનો નાશ કરતા રહે છે. એ દૈવી સંપત્તિવાળા પુરૂષોના કર્મ-યોગને ભગવાન સહાયતા કરે છે, અને તેમનાં ધર્મસ્થાપનનાં કાર્યોને ઉત્તેજીત કરે છે.

## ધર્મનું સ્થાપન

ધર્મના સ્થાપનનો પ્રસંગ આવે છે ત્યારે સમાજમાં નિર્ભયતા, સાત્ત્વિકવૃત્તિ, જ્ઞાન અને કર્મનું વિવેકપૂર્વક આચરણ, પરસ્પર સહાયકવૃત્તિ, ઇન્દ્રિયનિગ્રહ, સંગઠ્ઠનના ઉપાયો, સ્વાધ્યાય, અહિંસા, સત્ય, ત્યાગ અને સ્થિરવૃત્તિ વિ. અનેક સદ્‌ગુણો **નિસ્પૃહ ઉપદેશકોથી** જાગૃતિમાં આવે છે. તેમજ લોકોની ધર્મ તરફ અભિરૂચિ વધે છે.

ઉપર મુજબ **ધર્મગ્લાની, અધર્મનું ઉત્થાન,** સત્પુરૂષો**ની રક્ષા, પાપીઓનો નાશ** અને **ધર્મસ્થાપન** જેવા પ્રસંગોમાં **દિવ્ય પુરૂષોનો** જન્મ થાય છે. અને તેમને સહાય આપવા ખુદ ભગવાન હાજર રહે છે તે વિશે ગીતાકાર કહે છે કે—**परित्राणायसाधूनां विनाशायच दुष्कृतां धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥ गी. अ. ४**

તદનુસાર ધર્મગ્લાનીના પ્રત્યેક યુગમાં યુગાવતારો થયા છે. દિવ્યાત્માઓના જન્મ થાય છે અને વીર પુરૂષોનાં વીરતા ભરેલાં અનેક કાર્યો સરળ થાય છે, તેથી ધર્મગ્લાની દૂર થાય છે અને સમાજ ધર્મનિષ્ઠ બને છે. **સ્વામી શંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીનિમ્બાર્કાચાર્ય**

**શ્રીવલ્લભાચાર્ય, ગુરૂગોવિંદસિંહ, શ્રીનાનક, સ્વામી દયાનંદ, શ્રીવિવેકાનંદ, સ્વામી રામતીર્થ** જેવા મહાપુરૂષોના ઇતિહાસો તેની સાક્ષીરુપે છે. **રાણા પ્રતાપ અને છત્રપતિ શિવાજીની** કીર્તિ હજુ તાજી જ છે. તેવી જ રીતે **ચૌદમી શતાબ્દીમાં સ્વામીશ્રી રામાનંદજી અને વીરભક્ત પીપાજી** થઈ ગયા. સ્વામી રામદાસ અને શિવાજીનો સંબંધ જેવો રાજકારણ તેમજ ધર્મકારણમાં ઘનિષ્ઠ હતો તેવો જ **પીપાજી અને સ્વામી રામાનંદજીનો સંબંધ** પણ ધર્મકારણની દષ્ટિએ **ધર્મસ્વતંત્ર્ય પ્રાપ્ત** કરવાનો હતો.

મહારાષ્ટ્રનાં સાક્ષરોએ સમર્થ અને શિવાજીનાં ચરિત્રો અને ઇતિહાસો સમાજ સમક્ષ રજૂ કર્યા છે. અને નવચૈતન્ય પેદા કર્યું છે. તેવી જ રીતે **સ્વામી રામાનંદજી મહારાજ** અને **વીરભક્ત પીપાજીને** માટે કરવાની તેટલી જ આવશ્યકતા છે, તેથી આ પીપા ચરિતમ્ નો ગ્રંથ તૈયાર કરી સમાજ સમક્ષ રજૂ કર્યો છે.

ગીતાકારના કથનાનુસાર ધર્મગ્લાનિ, અધર્મનું ઉત્થાન, સાધુ સંરક્ષણ પાપીઓનો નાશ, અને ધર્મસ્થાપન પીપાજીના સમયમાં કેવી રીતે થયું તેની આ ગ્રંથ વાંચવાથી સંપૂર્ણ માહિતી મળે તેમ છે. પરંતુ આ સ્થળે તેનું ટૂંકમાં પરાવલોકન આપવાની જરૂર છે.

## ધર્મગ્લાનીનાં કારણો

શ્રીપીપાજીના સમયમાં ધર્મગ્લાનીનાં કારણો ઘણાં જણાઇ આવે છે. તે સમયમાં ગૌતમ બુદ્ધનું તત્ત્વજ્ઞાન જોરથી પ્રચાર પામી રહેલું હતું. બુદ્ધનો ઉપદેશ જગતનું અંતિમ તત્ત્વ વખોડી કાઢવાનો પ્રયત્ન હતો. તે મીલીન્દપ્રશ્નાવલિ અને તેના ઉત્તરો પરથી જણાઈ આવે છે. "અંતિમતત્ત્વ મૂર્ત કે અમૂર્ત સ્વરૂપમાં નથી. તેમજ તેની શોધમાં સમય ગાળવો પણ નકામો છે." વિગેરેથી જે ઉપદેશ બુદ્ધના શિષ્યોને મળતો હતો તે કાળે કરીને હીનદશાને પ્રાપ્ત થતો ગયો. અને "ખુદ બુદ્ધ અનાદિકાળનો ઇશ્વર છે, તે વારંવાર અવતારો લે છે. પુજનીય અને વંદનીય બુદ્ધ જ છે" એમ મનાવા લાગ્યું. બુદ્ધની મૂર્તિઓ, મંદિરો અને સ્થાપત્યો વિગેરેની રચના થવા માંડી અને તે માર્ગને **મહાયાન** તરીકે ઓળખાવી, તેના પૂર્વના પંથને **હીનયાન** તરીકે ઠેરવવા માંડયો. જો કે મહાયાનનો પ્રચાર વ્યાપક બન્યો પરંતુ ખુદ બુદ્ધના ઉપદેશોનો માર્ગ હીનયાન હતો તે પાછળ પડયો. તે વિશે ઘણા વાદવિવાદો થવા લાગ્યા અને તેમાં અઢાર પંથો પડયા. તેમાંય મુખ્યપણે ૧ **સૌત્રાન્તિક** ૨ **માધ્યમિક** ૩ **યોગાચાર** ૪ **વૈભાષિક** એ ચાર આગળ પડતા થયા. બુદ્ધનું મૂર્ત સ્વરૂપ ઘડાયું અને **માધ્યામિકોના ક્ષણિકવાદે** જોર પકડયું. આ વિશે સવિસ્તર માહિતિ માટે **હિસ ડેવિડકૃત બુદ્ધતત્વજ્ઞાનાવલોકન "મિલિંદ પ્રશ્નાવલી" "સદ્ધર્મપુંડરીક"** નાગસેનકૃતપ્રશ્નમાલા, "બ્રહ્મજાલસુત્તાંત બુદ્ધ કાવ્ય **પ્રો. ધર્માનંદ કોસંબીકૃત બુદ્ધધર્મ અને સંઘ" "મજિસમનિકા"** ઉદયનાચાર્યકૃત–**કુસુમાંજલી, બૌદ્ધાધિકાર** વિગેરે ગ્રંથો વાંચવા. બુદ્ધ ધર્મ અને તે પૂર્વના અથવા સમકાલીન સ્યાદ્વાદ કે જેની માન્યતા જગતનું અંતિમ તત્ત્વ છે ય ખરૂં! અને નથી ય ખરૂં! તે હયાતિમાં આવી ચૂકયો હતો.

તિર્થંકરોના અવતારોને મૂર્ત સ્વરૂપ અપાયું અને **ક્ષણિકવાદ** અર્થાત **શૂન્યવાદ** તરફ શિથિલતા બતાવતાં **અર્હત–દર્શનની** માન્યતાનો પ્રચાર થવા માંડયો. તેમાં તેમના સંઘોમાંથી દીગંબર, શ્વેતાંબર, સ્થાનીકવાસી, તેરાપંથી, ઢુંઢીયાના નામે પંથો આગળ પડતા થવા લાગ્યા. (ભારતીય તત્વજ્ઞાન આર્હતદર્શન પૃ. ૪૨૭ થી ૪૨૮)

ઉત્તરપક્ષમાં કુમારીલભટ્ટ, ગૌડપાદ અને સ્વામી શંકરાચાર્યે માધ્યમિકોના શૂન્યવાદ

અને ક્ષણિકવાદ સામે શાસ્ત્રાર્થોના જંગ મચાવ્યા હતા. તેમાં જગતનું અંતિમ તત્ત્વ બ્રહ્મ છે તથા જગત ક્ષણિક અથવા શૂન્યરૂપ નહિ પરંતુ બ્રહ્મના વિતર્વરૂપે છે. તે વિશેના શાસ્ત્રાર્થો સુપ્રસિદ્ધ છે. જુઓ (ભારતીય તત્વજ્ઞાન).

શ્રીરામાનુજાચાર્યે જગતનું અંતિમ તત્ત્વ બ્રહ્મ છે. જગત તેનાથી પરિણામ પામ્યું છે. બ્રહ્મ અને જગત કોઇ વિશિષ્ટ પ્રકારે અદ્વૈત છે. એવા અર્થમાં શાસ્ત્રાર્થો રચી તેમણે વિશિષ્ટાદ્વૈતનું પ્રતિપાદન કર્યું છે. એ પ્રમાણે સાંખ્ય દર્શન, યોગ દર્શન, ન્યાય દર્શન, વૈશેષિક દર્શન, પૂર્વ મિમાંસા દર્શન, પ્રત્યભિજ્ઞા દર્શન, શૈવ દર્શન, રસેશ્વર દર્શન, અને શાક્તદર્શન વિગેરે દાર્શનિક સિદ્ધાંતો બ્રહ્મવાદના અસ્તિત્વના વિષયમાં પૂર્વપક્ષકારોના ઉત્તર પક્ષમાં લખાયાં હતાં. અને જે જે પ્રકારના પૂર્વપક્ષ થતા હતા, તે તે પ્રકારના ઉત્તરપક્ષો અર્થાત્ દર્શનોના ઝઘડા ચાલતા રહેતા હતા. જગતના અંતિમ તત્વને નહિ માનનારા જે પુર્વપક્ષો હતા તેમાં પણ માંહે માંહે ઝઘડા શરૂ થયા હતા, તેવી રીતે ઉત્તરપક્ષકારોના વિદ્વાનોમાં દાર્શનિક વિચારોનો પણ ભારે મતભેદ થતો રહેતો હતો, તેથી હિંદુ સમાજની ધાર્મિક માન્યતામાં ઘણા ટુકડા પડી ગયા હતા. જેમ એક સુન્દર હીરો હોય, રાજમુકુટને દીપાવે તેવો હોય, તેના ટુકડા થાય અને હિરાની હિરકણીઓ બની જાય, તેવી રીતે હિન્દુ સમાજની તાત્ત્વિક માન્યતાઓની પરિસ્થિતિ થઇ હતી.

## વેદાભ્યાસ ઉપર તેની અસર

ઉપરોક્ત તાત્ત્વિક વિજ્ઞાનોના વાદવિવાદોની અસર વેદોના અધ્યયનને, વૈદિક કર્મકાંડને અને વૈદિક ઉપાસનાને થવા પામી હતી. એ સમયમાં દરેક સાક્ષરોને તાત્ત્વિક વિજ્ઞાનોનો અભ્યાસ ફરજીઆત કરવો પડતો હતો. અને તેને અંગે નાસ્તિક દર્શનોના ઉત્તરપક્ષમાં રહેલાં આસ્તિક દર્શનોને પણ જાણી લેવાની જરૂર રહેતી. તેથી વેદાધ્યયન મંદ પડયું હતું. વળી પૂર્વ પક્ષકારોની ભાષા માગધી, અર્ધ-માગધી શૌરસેની, પાલી, વિગેરે ભાષાઓ જાણવાની જરૂર રહેતી હતી. ઉત્તર પક્ષના ગ્રંથો સંસ્કૃત ભાષામાં હોવાથી તેટલી જ આવશ્યકતા સંસ્કૃત ભાષાનાં અધ્યયન માટે પણ રહેતી હતી. એવાં અધ્યયનો માટે સમાજને ઘણા સમયનો વ્યય કરવો પડતો હતો. તેથી વૈદિક ભાષાનાં વ્યાકરણ, શબ્દકોશ અને તેનું સાહિત્ય વિગેરેનું અધ્યયન અતિમંદગતિએ ચાલવા માંડયું. જેઓને વેદાધ્યયન કરવા તીવ્ર અભિરૂચી થતી હતી, પણ તેઓને માટે કર્મયોગની દૃષ્ટિએ લખાએલાં ભાષ્યોનો અભાવ થએલો હતો. એવાં એવાં ઘણાં કારણોથી સમાજમાંથી વેદાધ્યયન ઓછું થવા માંડયું.

## વૈદિક યજ્ઞોને થએલી અસર

વૈદિક યજ્ઞો વૈદિક ધર્મનું મહત્વનું અંગ ગણાતું! એ યજ્ઞોના વિષયમાં પણ ઉપરોક્ત વાદોના પરિણામે ભારે ફેરફાર થવા પામ્યો હતો. વૈદિકકાળથી માંડી બુદ્ધના ક્ષણિકવાદ સુધી યજ્ઞો વિશ્વવ્યાપી વૈદિક ધર્મના આધારભૂત અંગ ગણાતા હતા. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો તેના અધિકારી સ્તંભરૂપ ગણાતા હતા. યજ્ઞસેવાનું અંગ શૂદ્રો પણ ગણાતા હતા. એ પ્રમાણે ચાતુર્વર્ણ્ય સંસ્થાનું સંગઠન કરવાનું સાધન યજ્ઞ સંસ્થા હતી. યજ્ઞ સંસ્થા ચલાવવા માટે પ્રત્યેક વર્ણ અને તેના આશ્રમોની વ્યક્તિઓ અતિ ઉત્સાહપૂર્વક તૈયાર રહેતી. સંસ્કારોની દીક્ષા લીધા પછી દ્વિજાતિ સમાજ વ્યક્તિશઃ યજ્ઞનો પ્રારંભ કરતો. એ પ્રારંભ અગ્ન્યાધાનથી શરૂ થતો. અને ગૃહસ્થાશ્રમીના પ્રત્યેક ગૃહમાં અગ્નિહોત્ર ચલાવવામાં

આવતું. અગ્નિહોત્રને અંગે દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, ષોડશી, દ્વાદશાહ, ગવામયન, વાજપેય, સૌત્રામણિ, અશ્વમેધ, સર્વમેધ એવી ઉત્તરોત્તર, ચઢતી શ્રેણીથી મહાયજ્ઞો કરવામાં આવતા. તેમાં રાષ્ટ્રના માનવો સાથે સંગઠનના મંત્ર ભણવામાં આવતા. પણ જ્યારથી એ વિધિઓ નષ્ટ થઇ, તેના ધાર્મિક સાહિત્યનો લોપ કરવામાં આવ્યો, બીજી રીતે અહિંસાનાં કારણોખડાં થઇ, યજ્ઞ સંસ્થાને વખોડી નાખવામાં આવી. અને ઉત્તરપક્ષ નિર્બળ થવા માંડ્યો ત્યારથી તેનું (યજ્ઞ સંસ્થાનું) રૂપાંતર યજનના અર્થમાં ઘટાવવામાં આવ્યું. યજન તંત્રોને આધીન થયું, તાંત્રીકોએ તેને અપનાવી તેના ઉપર તાંત્રિકવિધિનો પ્રકાશ પાડયો. યજુર્વેદનું મહીધર ભાષ્ય હયાતિમાં આવ્યું ત્યારથી તેનામાં અશ્લિલ સાહિત્ય દાખલ થવા માંડયું. વળી શુકલ યજુર્વેદનો ૨૩ મો અધ્યાય એ અશ્લિલ સાહિત્યના પ્રતિપાદન માટે ઉપયોગમાં લેવા માંડયો. તેમજ પશુબલિ માટે શુકલ યજુર્વેદનો ૨૪મો અધ્યાય મહીધરના ભાષ્ય મુજબ સબળ સાધનરૂપ પ્રમાણિક ગણાવા માંડયો. ક્યા કયા પશુનું કયા કયા દેવો માટે બલિદાન આપવું તે પણ નક્કી થવા માંડ્યું. પંચમકારોનો વિધિ આગળ વધવા માંડયો. તેના સેવનથી તાંત્રિકોમાં ક્ષતિ દેખાવા માંડી ખરી પરંતુ એ પંચમકારોના વિધિનો વિદ્વાન તાંત્રિકોએ અધ્યાત્મના અર્થમાં રૂપાંતર કરી ઉત્તમ અર્થ વ્યક્ત કરવા માંડ્યો તેમ તેમ શાક્તદર્શન પ્રચારમાં આવવા લાગ્યું અને શક્તિ સંપ્રદાયનો પ્રચાર વધવા માંડયો. મા૦ ત૦ જ્ઞાન પૃ૦ ૬૩૭.

## વર્ણાશ્રમ સંગઠનની શિથિલતા

એ પ્રમાણે વિશ્વવ્યાપી ધર્મના આધારભૂત યજ્ઞોમાં શિથિલતા આવી. તેની ઉપાસક ચારે વર્ણ અને આશ્રમના સંગઠનમાં પણ શિથિલતા આવી. જગદ્વ્યાપિ વર્ણકર્તવ્ય તથા વ્યક્તિગત કર્તવ્યોની નિષ્ઠા મંદ પડી. બ્રહ્મચર્યાશ્રમનો લોપ થવા લાગ્યો. ગુરૂકુલ, ઋષિકુલ, બ્રહ્મચારીકુલ વિગેરે સંસ્થાઓ ભારે પ્રમાણમાં ચાલતી હતી તે નષ્ટ થવા લાગી. વૈદિક દેવતાઓના યજ્ઞોને બદલે પૌરાણિક દેવતાઓનાં પૂજનો થવા લાગ્યાં. બ્રાહ્મણાદિવર્ણોમાં થતા અનુલોમ વિવાહ બંધ પડયા અને સજાતિય થતા વિવાહોમાં શાખીય ભેદો પડયા. એવા ભેદોથી દેશભેદાદિના સ્વિકાર કરાઇ બ્રાહ્મણ વર્ણમાં પણ ભિન્નભિન્ન ભેદો પડવા માંડ્યા. એમ ચાર વર્ણને બદલે અનેક ભેદોવાળા વર્ણો દેખાવા માંડ્યા. અને વિશિષ્ટ ઉદ્યોગોમાં મચ્યા રહેવાને લીધે ઔદ્યોગિક નામોથી ઓળખાવવા માંડ્યા. તેમાં અસલ વર્ણનું નામ પણ ભૂલ્યા તેને પરિણામે એક જ રાષ્ટ્રની ચારે વર્ણો અનેક ભેદોથી ભિન્ન ભિન્ન થવા પામી અને ઉદ્યોગોના નામોથી જાતીયો ઓળખાવવા માંડી. તેથી વર્ણોનું પારસ્પરિક સંગઠન તૂટ્યું અને રાષ્ટ્રાભિમાન શૂન્યવત્ થવા લાગ્યું.

## હિન્દ પર વિપત્તિનાં વાદળ

ઉપર મુજબ હિન્દી પ્રજા અને તેનાં ધર્મ-કર્મ-વર્ણ-આશ્રમ વિગેરેની માનસિક દશા બગડેલી હોવાથી, તેમજ સૌ કોઈ સ્વતંત્રમતવાદી ચારવાક મતવાદી જેવા થવાથી, શાહબુદ્દીન ઘોરીની ચઢાઈ થવા પામી. તે સમયે દીલ્હીના તખ્ત ઉપર ધર્મના આદર્શરૂપ ક્ષત્રિયરાજા પૃથ્વીરાજ ચૌહાણ હતો. અધર્મના ઉત્થાનની અસર રાજા અને તેના સરદારોના વિશાળ કુટુંબ ઉપર પણ થવા પામી હતી. પૃથ્વીરાજ ચૌહાણ ભારે શૂરવીર યોધ્ધો હતો. તેણે શાહબુદ્દીન ઘોરીના હુમલા વારંવાર થતા પાછા હઠાવ્યા હતા. ઘોરી પકડાતો હતો અને શરણ થવાથી છોડી મૂકવામાં આવતો હતો. એ ક્ષમાનો દુરૂપયોગ થયો અને છેલ્લીવારના હુમલામાં

શાહબુદ્દીન ફાવ્યો હતો. પૃથ્વીરાજનું પતન થયું અને હિંદી પ્રજા ભાગ્યહીન નિવડી !! તેના ઉપર વિપત્તિનાં વાદળ ચક્કર ખાવા માંડયાં અને વિદેશીઓનાં ટોળાં ભારતમાં દાખલ થયાં. તેઓ ધર્માંધતાને આધીન થઇ ચોરી, લૂંટફાટ અને ધર્માંતર કરવાના જુલ્મ કરવા લાગ્યા. પ્રજા દુ:ખી થવા માંડી. ઘોરી વંશ પછી તઘલખ વંશની સત્તા પણ તેવી જ અકારી નીવડી ! ધર્મ-કર્મ બંધ પડયાં. ઉપાસના, ભક્તિ નષ્ટ થવા માંડયાં. અરાજકતાને લીધે પ્રાણ બચાવવાનું પણ મુશ્કેલ થયુ હતું ખરે ! એ મહમદ તઘલખનો સમય પણ હિન્દુ સમાજને કાળરાત્રી સમાન લાગવા માંડયો. એ વિશે હિન્દનો ઈતિહાસ પ્રસિદ્ધ છે.

## દિવ્યાત્માના સર્જનનું સુપ્રભાત

ચહુવાણ વંશ કુલમણિ શ્રીક્ષેમેન્દ્રે છત્રીસ કુળના સરદારો એકઠા કર્યા. માલવપ્રાન્ત ઉપર કૂચ કરી રાજ્ય કબજે કર્યું. અને સુપ્રસિદ્ધ **ગાગરૂનગઢના** અભેદ્ય કિલ્લાનો આશ્રય લઈ ત્યાં માલવ પ્રાન્તની રાજધાની સ્થાપી, સમાન શક્તિશાલી સરદારોના પ્રભાવથી તથા ક્ષેમેન્દ્રની વીરતાથી વિદેશી ટોળાંઓનો પ્રવેશ ત્યાં થઈ શકતો નહોતો. રાજા ક્ષેમેન્દ્ર અને તેના છત્રીસ કુળના સરદારો માલવ પ્રાન્તમાં 'ખીચી' એવા નામે ઓળખાવા લાગ્યા.

એ પ્રસંગે હિન્દુ ધર્મરક્ષક શ્રીરામાનંદજી મહારાજનો પ્રયાગમાં અવતાર થઈ ચૂક્યો હતો. બાલ્યાવસ્થામાં જ ઉત્તમ સંસ્કારીતા પ્રાપ્ત કરી, દેશની અનુકમ્પનીય પરિસ્થિતિ ઓળખી ધર્મરક્ષા માટે સંન્યાસ લીધો હતો. અને કાશીક્ષેત્ર **પંચગંગા ઘાટ** ઉપર મઠ એટલે આશ્રમની સ્થાપના કરી હતી. અનેક વિદ્વાનો તેમની પાસે આવતા, તેમનું તેઓ સુંદર રીતે સમાધાન કરતા હતા. બૌદ્ધ પંથના વિદ્વાનો, જૈન સમ્પ્રદાયના પંડિતો, તેમજ દાર્શનિકો અને આરબો વિગેરે અનેક જીજ્ઞાસુઓ તેમને શરણે આવતા અને તેમના મનનું સંપૂર્ણ સમાધાન કરતા.

તેઓશ્રી સ્વભાવે ઘણા શાન્ત અને મધુર ઉપદેશક હતા. એમ છતાં તેમના આત્માને એ સમયના હિન્દુઓની રક્ષા કરવાનું તથા નષ્ટ થતા ધર્મને વ્યવસ્થિત કરવાનું લાગી આવતું. જો કે તેમની પાસે મહા સમર્થ **બાર શિષ્યો** હતા અને ગુરૂ રામાનંદજીની ઇચ્છા પૂર્ણ કરવા સમર્થ હતા. તો પણ ધર્મકારણના સવાલ સાથે ધર્મ સ્વાતંત્ર્યની પણ તેટલી જ જરૂર હતી. તેથી કોઇએક **ધર્મનિષ્ઠ પ્રભાવશાલી વીરપુરૂષની** તેમના શિષ્ય સંપ્રદાયમાં જરૂર હોવાની તીવ્ર ઈચ્છા ધરાવતા હતા. જે એક હાથમાં ધર્મ અને બીજા હાથમાં વીરતા ભરેલું શસ્ત્ર ધારણ કરનાર, બળવાન બુદ્ધિમાન અને કાર્યકુશળ એવો મહાપુરૂષ ક્યાંથી મળી આવે ? એ ઇચ્છાને પૂર્ણ કરવા માટે ભગવાનના સંકેતથી મહાપુરૂષનો જન્મ પણ થઇ ચૂકયો હતો.

## કોણ એ મહાપુરૂષ ?

ઉપરોક્ત **ગાગરૂનગઢમાં રાજા ક્ષેમેન્દ્રને** ત્યાં બે પુત્રોનો જન્મ થએલો હતો. તે પૈકી પહેલા પુત્રનું નામ મહાનુભાવ **'પીપેન્દ્ર'** હતું. શ્રીપીપાજી ભવિષ્યના એ **અખિલ હિન્દ** **હિન્દુના ધર્મરક્ષક** નીવડયા. એ સંતોની દૃષ્ટિએ મહાન્ સંત, ભક્તોની દૃષ્ટિએ **પરમભક્ત** અને કર્મયોગીઓને શરમાવે તેવા અવિરત **કાર્યકુશલ** નીવડયા. તેમનો વિદ્યાભ્યાસ કેવળ રાજ્ય ચલાવવાના ધોરણે કે આર્થિક અને સાંસારિક દૃષ્ટિએ નહોતો, પરંતુ દેશની અંદર ધર્મધ્વંસ અને નીતિભ્રષ્ટતાનાં આસુરી નૃત્યો ચાલી રહેલાં હતાં, તેને અટકાવી ધર્માત્માઓમાં નીતિના આદર્શના ધોરણે કર્તવ્યનિષ્ઠા જાગૃત કરી ધર્મગ્લાની અને અધર્મના ઉત્થાનને

ઉખાવી દઈ વૈદિક ધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવાના ધોરણે હતો. વળી ચૌહાણ વંશની પડતી થવાનાં કારણોનો ઇતિહાસ પણ તેમના મગજમાં તાજો જ હતો, એ પડતિનાં કારણો પણ તેમના વંશજોમાં કેટલાકોમાં દેખાઇ આવતાં હતાં. તે દૂર કરવા માટેનો સમય શોધતા હતા. તેમના છત્રીસ કુટુંબીઓ પૈકી કેટલાકો માલવ રાજ્યના ભાગને માટે આશાઓ સેવતા હતા. તે સફળ ન થવાથી છૂપી વૈરવૃત્તિ રાખતા હતા. તેઓ પીપાજીના સાથે ઘર્ષણ ઊભું કરવા ચાહતા હતા. એ ઘર્ષણ તંત્રમાર્ગની દીક્ષાના નિમિત્તરૂપ દેખાઇ આવ્યું હતું.

શ્રીપીપાજીએ એ તકને ઉમદા ગણી હતી. તેથી તંત્રમાર્ગના વિદ્વાનોની સભા કરી. તેમાં એ તંત્રમાર્ગ અધ્યાત્મની ભૂમિકા ઉપર રચાએલો છે તેવી રીતે શાસ્ત્રોના પ્રમાણ સાથે તેમણે સાબીત કરી આપ્યું. અને તેમાંથી કુટુંબીઓના મોટાભાગને મુક્ત કરી, સનાતન વૈદિક ધર્મના પંથે પાડયા હતા. તથા તેમણે શાક્તદર્શનનું ઉચ્ચ ધ્યેય સમજાવ્યું હતું. (ભા. ત. ગ્રા. પૃ. ૪૩૬થી ૪૪૦ સુધીમાં શાક્તદર્શન વિશે જુઓ.

એ અરસામાં સ્વામીશ્રી રામાનંદજીના શિષ્યોનો સમાગમ થયો અને પીપાજીએ સ્વામીજીના વિચારોનો પરિચય કર્યો. પીપાજી જે ઇચ્છા ધરાવતા હતા અને અધર્મના ઉત્થાનને દૂર કરવા માટે પ્રજાવર્ગમાં સર્વાધિકારીની અપેક્ષા રાખતા હતા, તે સ્વામીજીના વિચારોની વાત સાંભળી ખૂબ રાજી થયા અને મળવા માટે ઇચ્છા ધરાવી.

## કાશી તરફ પ્રયાણ

શ્રીપીપાજી કાશી ગયા. સ્વામીજીને શરણ થયા અને ધર્મસ્વાતંત્ર્ય માટે સ્વામીજી સાથે મસલત કરી.

## વિધેય કાર્યક્રમ

ઉપરોક્ત ગુરૂશિષ્યે મળીને રચનાત્મક કાર્યક્રમની યોજના કરી.

(૧) ત્યાગીઓને આશ્રમમાં રાખવા. તેમને વેદ–વેદાંગો અને પૂર્વોત્તર પક્ષનાં દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કરાવવો. હઠયોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું શિક્ષણ આપી મંત્રયોગ, લયયોગ અને રાજયોગ વિગેરેમાં નિષ્ણાત કરી, સાચા બળવાન, બુદ્ધિમાન, અને પ્રચારનિષ્ઠ બનાવવા.

(૨) દરેક પ્રાન્તોમાં કેન્દ્રો અને ઉપકેન્દ્રો સ્થાપવાં. એવાં પ્રત્યેકમાં સદ્ગુણોની ઉપાસના માટે તથા શીલ સંવર્ધન માટે શ્રીરામમંદિરો સ્થાપવાં તથા બલ સંવર્ધન માટે શ્રીહનુમાન મંદિરો સ્થાપવાં. અને તેમાં એક એક પ્રચારક મહંતની યોજના કરવી.

(૩) પ્રત્યેક મહંતને સવાલાખથી વધારે શિષ્યસંઘ રાખવા છૂટ આપવી. એ શિષ્યસંઘો ઉપમહંતોની સાથે રહી, હિન્દના પ્રત્યેક પ્રાન્તોમાં ભ્રમણ કરી શકે. દેશદેશનાં તીર્થો, આશ્રમો કે મહાપુરૂષોનાં સ્મારકો વિગેરેની યાત્રા કરે.

(૪) દરેક સંઘમાં શ્રીહનુમાનજીના ચિત્રવાળો ઝંડો (નિશાન) રહે. અને મહંત ઉપર કિંમતી છત્ર રહે. મહંતની આજ્ઞા પાળવા માટે સાધુઓનો શિષ્યસંઘ ખડે પગે તૈયાર રહે. અને પ્રાણને ભોગે ધર્મરક્ષા કરવા માટે સતત તત્પર રહે.

(૫) સદર સાધુસંઘમાં દરેક વર્ણ અને આશ્રમીને દાખલ થવાની છૂટ રહે તથા વર્ણધર્મ અને આશ્રમધર્મ બજાવવાને તે સ્વતંત્ર હોઇ શકે.

હમ્માવી દઈ વૈદિક ધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવાના ધોરણે હતો. વળી ચૌહાણ વંશની પડતી થવાનાં કારણોનો ઇતિહાસ પણ તેમના મગજમાં તાજો જ હતો, એ પડતિનાં કારણો પણ તેમના વંશજોમાં કેટલાકોમાં દેખાઇ આવતાં હતાં. તે દૂર કરવા માટેનો સમય શોધતા હતા. તેમના છત્રીસ કુટુંબીઓ પૈકી કેટલાકો માલવ રાજ્યના ભાગને માટે આશાઓ સેવતા હતા. તે સફળ ન થવાથી છૂપી વૈરવૃત્તિ રાખતા હતા. તેઓ પીપાજીના સાથે ઘર્ષણ ઊભું કરવા ચાહતા હતા. એ ઘર્ષણ તંત્રમાર્ગની દીક્ષાના નિમિત્તરૂપ દેખાઇ આવ્યું હતું.

શ્રીપીપાજીએ એ તકને ઉમદા ગણી હતી. તેથી તંત્રમાર્ગના વિદ્વાનોની સભા કરી. તેમાં એ તંત્રમાર્ગ અધ્યાત્મની ભૂમિકા ઉપર રચાએલો છે તેવી રીતે શાસ્ત્રોના પ્રમાણ સાથે તેમણે સાબીત કરી આપ્યું. અને તેમાંથી કુટુંબીઓના મોટાભાગને મુક્ત કરી, સનાતન વૈદિક ધર્મના પંથે પાડયા હતા. તથા તેમણે શાક્તદર્શનનું ઉચ્ચ ધ્યેય સમજાવ્યું હતું. (ભા. ત. ગ્રા. પૃ. ૪૩૬થી ૪૪૦ સુધીમાં શાક્તદર્શન વિશે જુઓ.

એ અરસામાં સ્વામીશ્રી રામાનંદજીના શિષ્યોનો સમાગમ થયો અને પીપાજીએ સ્વામીજીના વિચારોનો પરિચય કર્યો. પીપાજી જે ઇચ્છા ધરાવતા હતા અને અધર્મના ઉત્થાનને દૂર કરવા માટે પ્રજાવર્ગમાં **સર્વાધિકારીની** અપેક્ષા રાખતા હતા, તે સ્વામીજીના વિચારોની વાત સાંભળી ખૂબ રાજી થયા અને મળવા માટે ઇચ્છા ધરાવી.

## કાશી તરફ પ્રયાણ

શ્રીપીપાજી કાશી ગયા. સ્વામીજીને શરણ થયા અને ધર્મસ્વાતંત્ર્ય માટે સ્વામીજી સાથે મસલત કરી.

## વિધેય કાર્યક્રમ

ઉપરોક્ત ગુરૂશિષ્યે મળીને રચનાત્મક કાર્યક્રમની યોજના કરી.

(૧) ત્યાગીઓને આશ્રમમાં રાખવા. તેમને વેદ–વેદાંગો અને પૂર્વોત્તર પક્ષનાં દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કરાવવો. હઠયોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનું શિક્ષણ આપી મંત્રયોગ, લયયોગ અને રાજયોગ વિગેરેમાં નિષ્ણાત કરી, સાચા બળવાન, બુદ્ધિમાન, અને પ્રચારનિષ્ઠ બનાવવા.

(૨) દરેક પ્રાન્તોમાં કેન્દ્રો અને ઉપકેન્દ્રો સ્થાપવાં. એવાં પ્રત્યેકમાં સદ્ગુણોની ઉપાસના માટે તથા શીલ સંવર્ધન માટે શ્રીરામમંદિરો સ્થાપવાં તથા બલ સંવર્ધન માટે શ્રીહનુમાન મંદિરો સ્થાપવાં. અને તેમાં એક એક પ્રચારક મહંતની યોજના કરવી.

(૩) પ્રત્યેક મહંતને સવાલાખથી વધારે શિષ્યસંઘ રાખવા છૂટ આપવી. એ શિષ્યસંઘો ઉપમહંતોની સાથે રહી, હિન્દના પ્રત્યેક પ્રાન્તોમાં ભ્રમણ કરી શકે. દેશદેશનાં તીર્થો, આશ્રમો કે મહાપુરૂષોનાં સ્મારકો વિગેરેની યાત્રા કરે.

(૪) દરેક સંઘમાં શ્રીહનુમાનજીના ચિત્રવાળો ઝંડો (નિશાન) રહે. અને મહંત ઉપર કિંમતી છત્ર રહે. મહંતની આજ્ઞા પાળવા માટે સાધુઓનો શિષ્યસંઘ ખડે પગે તૈયાર રહે. અને પ્રાણને ભોગે ધર્મરક્ષા કરવા માટે સતત તત્પર રહે.

(૫) સદર સાધુસંઘમાં દરેક વર્ણ અને આશ્રમીને દાખલ થવાની છૂટ રહે તથા વર્ણધર્મ અને આશ્રમધર્મ બજાવવાને તે સ્વતંત્ર હોઇ શકે.

(૬) પ્રાન્તો, ઉપપ્રાન્તોમાં પહોંચી વળવા તથા ધર્મનિષ્ઠોને આવી પડતાં કષ્ટો દૂર કરવા માટે વાહનો અવશ્ય રાખવાં. તે પૈકી હાથી, ઘોડા, ઉંટ, બળદ, અને ગાડીઓ, છકડા, પાલખીઓ વિગેરેનો સંગ્રહ કરી શકાય અને વાહનો રાજા, મહારાજાઓ, શ્રીમંતો વિગેરે દાનકર્તાઓ પાસેથી લઇ શકાય તેમજ સંગ્રહી શકાય અને ધર્મસેવા માટે તેનો ઉપયોગ કરી શકાય.

(૭) પરોપકારાર્થે દેશસેવાને માટે ધન, ધાન્ય અને જરૂર પડતી સઘળી ચીજો લેવી, સંઘરવી જેથી દેશના દુર્બળ કંગાલ અને નિરાધાર લોકોને આપી શકાય.

(૮) પાપીઓનો પડકાર કરવા ધર્મસેનાપણ રાખી શકાય અને ઉપયોગી શસ્ત્રાસ્ત્રોનો પણ ઉપયોગ કરી શકાય.

(૯) સાધ્વીસંઘની પણ યોજના થવી જોઈએ. જે સાધ્વીઓ ભારતની સ્ત્રીઓમાં શિક્ષણ, ધર્માભિમાન, ધર્મરક્ષણ અને સેવાની ભાવના જાગૃત કરી શકે તથા પ્રસંગ આવે આત્મરક્ષા અને દેશરક્ષા માટે પાપીઓનો નાશ કરવામાં પણ ભાગ લઈ શકે.

(૧૦) તેવી મહિલા સંઘની ટુકડીઓ કેન્દ્રો, ઉપકેન્દ્રોમાં આવશ્યકતાનુસાર નિવાસ કરી શકે.

ઉપર મુજબ અને તેથી પણ વિશેષ જરૂર પડતા નિયમોપનિયમો ઘડી કાઢ્યા. અને એ રચનાત્મક કાર્યક્રમ સક્રિય બનાવવા માટે અખિલ ભારતીય હિન્દુ સભા ગાગરૂનગઢમાં કરવા માટે નક્કી કર્યું અને ત્યાં શ્રીરામાનંદજી મહારાજના પ્રવચનની યોજના કરી.

## ગાગરૂનગઢમાં સભા

શ્રી પીપાજીએ પોતાની રાજધાનીમાં હિન્દુ, બૌદ્ધ, જૈન, શીખ અને બીજા પંથઉપપંથોના કે જેઓનો હિન્દુધર્મમાં સમાવેશ થઈ શકે છે, તેવા સઘળાઓને માનપૂર્વક બોલાવ્યા તથા અનેક મોટા રાજા મહારાજાઓને આમંત્રણો આપ્યાં. નિશ્ચિત દિવસોમાં સભા થઇ અને તે પ્રસંગે સ્વામીજી પધાર્યા.

## સ્વામીજીનું ભાષણ

શરૂઆતમાં જ દેશની પરિસ્થિતિનું બ્યાન કરાવતાં સૂક્ષ્માતિસૂક્ષ્મ માહિતિ ભરેલા અને રોમાંચકારક વૃત્તાંતો જણાવવામાં આવ્યાં. એ બીનાઓને અટકાવવા માટે રચનાત્મક કાર્યક્રમ ઘડયો હતો તે જાહેર કરવામાં આવ્યો. તથા સાધુસંઘમાં જોડાવા માટે સૌને નિવેદન કરવામાં આવ્યું. હઠયોગના પ્રયોગો શીખી સૌએ બળવાન બનવા તથા ધર્મરક્ષા કરવા જણાવ્યું. વળી સુશીલ અને સદ્‌ગુણી થવા ઉપાસનાના મહામંત્રો શીખવ્યા. એ કાર્યક્રમ પાર પાડવા માટે કર્મયોગનાં મર્મસૂચક વ્યાખ્યાનો આપ્યાં. (પી. ચ. પૃ. ૧૮૦ થી ૧૯૫) એમ પ્રજાને જાગૃત કરવા માટે વ્યાખ્યાનો થયા પછી સાધુસંઘમાં દાખલ થવા માટે પીપાજીએ જાહેર કર્યું અને મહિલા સંઘમાં દાખલ થવા માટે સીતાદેવીએ જણાવ્યું. સાધુસંઘને ઉપયોગી થઇ પડે તેવાં વાહનો, ધન, અન્ન, વસ્ત્ર વિગેરેનાં દાન કરવામાં આવ્યાં. અને સાધુસંઘને ઘટતી સૂચનાઓ થયા બાદ સભા વિસર્જન કરવામાં આવી.

## બીજા દિવસનું અધિવેશન

શ્રીપીપાજીના રાજમંદિરમાં અધિવેશન કરવામાં આવ્યું. પીપાજીએ ત્યાગની દીક્ષા લીધી અને તેમની સાથે હજારો સદ્‌ગૃહસ્થો, સજ્જનો અને પુરૂષોએ ત્યાગની દીક્ષા લીધી અને હજારો સ્ત્રીઓએ પણ સાધ્વીસંઘમાં દાખલ થવા માટે તેમ કર્યું.

## યોગના પ્રયોગો

શ્રીપીપાજીએ યમ, નિયમોનું વ્યાખ્યાન કરી બતાવ્યું. ચોરાસી આસનો અને તેનાથી થતા ચમત્કારો કરી બતાવ્યા, પ્રાણાયમ, પ્રત્યાહાર તેમજ ધ્યાન, ધારણા અને સમાધિ સુધીનાં યોગના સઘળા અંગોના વિધિ અને પ્રયોગો કરી બતાવ્યા. તથા તેનાથી થતા ચમત્કારોનું પણ પ્રચારકોને જ્ઞાન આપ્યું. પછી એ પ્રમાણે પ્રચાર કરવા માટે હિન્દના પ્રત્યેક પ્રાન્તોમાં મહંત, ઉપમહંત અને લાખ્ખો શિષ્યોએ પ્રયાણ કર્યું. ધર્મરક્ષાર્થે ભ્રમણ કરવા માંડ્યું.

## દ્વારીકામાં સમાધિનો ચમત્કાર

શ્રીપીપાજીએ દ્વારકેશના દર્શનના નિમિત્તે અને ગુજરાત, સૌરાષ્ટ્રના યાત્રિકોને પ્રત્યક્ષ પ્રયોગો બતાવવા માટે **મહામત્સ્યેન્દ્રાસનથી સમુદ્ર તરી બતાવ્યો**, તેમજ સમાધિ કરી દ્વારકેશનો સાક્ષાત્કાર કરી બતાવ્યો.

## યોગના ચમત્કારો અને ધર્મપ્રચાર

**પરકાય પ્રવેશ, દૂરધ્વની શ્રવણ, પરવૃત્તાંત જ્ઞાન, અગ્નિ સંચલન, વિષોત્તારણ** જેવા અનેક ચમત્કારોથી અને ભજન, કિર્તન, પ્રવચન વિગેરેથી સંત શિરોમણિ શ્રીપીપાજી ગુજરાત અને કાઠિયાવાડનાં ગામે ગામ પરિભ્રમણ કરી, લોકોને ધર્મ તરફ આકર્ષતા રહ્યા. તેમણે કેન્દ્રો અને ઉપકેન્દ્રો સ્થાપ્યાં. શ્રીરામ અને હનુમાનજીનાં મંદિરો સ્થાપ્યાં. બાકચોક, મલ્લ અખાડા અને શસ્ત્રાસ્ત્રો ફેરવવાની વિદ્યા શીખવી. દરેક કેન્દ્ર ઉપકેન્દ્રોમાં મહંતો, ઉપમહંતોને સ્થાપ્યા, સાધુ સંઘને ફરવા રહેવાની યોજના કરી, અને એવા સાધુસંઘોનું કેન્દ્રો ઉપકેન્દ્રોમાં સ્વાગત કરવાની પ્રેરણાઓ કરી, શ્રીહનુમાનજીનો મહાધ્વજ ફરકાવતા રહેવાનું સૂચવ્યું તથા સહિષ્ણુતા કેળવવા માટે અને સાચા બળ માટે પંચાગ્નિ તાપવા અને યોગની મુદ્રાઓ કરતા રહેવા આજ્ઞાઓ કરી. એવી રીતે હિન્દુ સમાજમાં ધર્મની જાગૃતિ કરી સમાજનું ઉત્થાન કર્યું, તેમજ હિન્દના બાકીના પ્રાન્તોમાં પણ તેવું કરવા સાવચેત કર્યા.

## પ્રચારકોની કસોટી

ઉપરોક્ત પ્રચારકાર્ય દીલ્હીપતિ (મહમદ તઘલખ)ની જાણમાં આવ્યું. પ્રચારક સાધુઓને કારાગૃહમાં રાખ્યા. પીપાજીએ તેમની પ્રતિભાથી અને યોગના ચમત્કારોથી સૌને મુક્ત કરાવ્યા. દીલ્હીપતિએ ભારતીય હિન્દુ સભાનું અધિવેશન કર્યું. સ્વામીશ્રી રામાનંદજીની મરજી મુજબ ધર્મસ્વાતંત્ર આપ્યું અને તીર્થો, આશ્રમો તેમજ દેવાલયોની મરામત કરાવી, તેનાં સ્મૃતિચિન્હો અત્યારે પણ કેટલાંક મંદિરોમાં જણાઈ આવે છે. એવું સઘળું સવિસ્તર વૃત્તાંત આ ગ્રંથમાં છે.

## ચૌહાણ વંશ અને ખીચી ક્ષત્રિયો

ક્ષેમેન્દ્ર સાથે છત્રીસ કુળના ભિન્નભિન્ન કુટુંબના જે જે સરદારો હતા તે પૈકી કેટલાક પરમાર, ચાવડા સોલંકી વિગેરે હતા. એ સરદારો પિતૃકુળના, માતામહીકુળના, પત્નીઓના કુળના તેમજ પુત્રો અને પુત્રીઓના સંબંધીઓ હતા, વળી માતૃભગિની, પિતૃભગિનીઓના કુળના બ્હેનોના કુળના સ્વસુર કુટુંબીઓના અને ભિન્ન ભિન્ન મિત્રકુળોના એવા એ સરદારો હતા. એ સમુહ માલવ પ્રાન્તમાં 'ખીચી" એવા નામે ઓળખાવા લાગ્યો હતો. ખીચી શબ્દનો **અર્થ એવો થાય છે કે स्वयं स्वपराक्रमेण क्वापंते तादशानन्यान् सहकर्तु खिन्नन्ति इति**

ખીચયઃ। પોતે પોતાના પરાક્રમથી ખ્યાતિ મેળવે અને એવા પરાક્રમીઓની સાથે સહકાર સાધે એ સમુહ 'ખીચી' ગણાય. મહારાજા ક્ષેમેન્દ્ર પોતે પોતાના પરાક્રમથી ખ્યાતિમાં આવ્યા તેમજ વ્યક્તિવંશ અને આપ્તવંશના શૂરવીરોને પરાક્રમથી સહકારી બનાવી ખ્યાતિમાં લાવ્યા તેથી એ 'ખીચી' ગણુતા હતા. ખીચી એ ક્ષત્રિયોનું ઉચ્ચ પ્રતિષ્ટાદર્શક સામુદાયિક નામ છે.

## પીપાજીના હાલ વિદ્યમાન વંશજો

હાલમાં ગુજરાત તથા કાઠિયાવાડમાં પીપાવંશી દરજીઓ ભારે પ્રમાણમાં દેખાઈ આવે છે. ભાટ ચારણોના ચોપડા તથા લેખો તામ્રપત્રો ઉપરથી પણ એ ક્ષત્રિયવંશના હોવાનું સાબીત થાય છે, તેમજ સોલંકી, પરમાર, ચાવડા વિગેરે ક્ષત્રિયોના વંશસૂચક નામો પણ એ દરજીઓના સમાજમાંથી મળી આવે છે, તે ઉપરથી અસલના એ ક્ષત્રિય હોવાનું સાબીત થઈ શકે તેમ છે, કેવળ ઉદ્યોગ ધંધામાં જ મચી રહેલા હોવાથી અને ક્ષત્રિય વર્ણને લગતાં કર્તવ્યોથી છૂટા પડેલા હોવાથી તેમનાં નામો ઉદ્યોગ સૂચક જ રૂઢ થએલાં હોય તો તેમાં શું આશ્ચર્ય ?

ખરૂં જોતા એ ક્ષત્રિય વર્ણના વંશજો છે. તેઓ તેમનાં વિસ્મૃત થએલાં કર્તવ્યો સંભાળે અને ધર્મની સંસ્કારિતા પ્રાપ્ત કરે તો તેમના પૂર્વજોનું ગૌરવ તેઓ પુનઃ પ્રાપ્ત કરી શકે તેમ છે.

## આ ગ્રંથનું નામ

આ ગ્રંથમાં પીપાજીનું ચરિત્ર લખ્યું છે. સુમારે ચૌદમી શતાબ્દીમાં એ મહાપુરૂષ થયા અને તેમણે હિન્દુ જગતનો ઉદ્ધાર કર્યો. તેમના પ્રચારકાર્યનાં નિશાનો ગુજરાત અને કાઠિયાવાડમાં જણાઈ આવે છે. તેમના ભક્તો, વંશજો અને શિષ્યોની પરંપરા ચાલતી આવે છે. એ મહાપુરૂષની પ્રાસંગિક ભિન્ન ભિન્ન કૃતિઓ છૂટાં છવાયાં પુસ્તકોમાં જણાઈ આવે છે. તેનો સમગ્ર ઈતિહાસ એકત્ર કરી એક ગ્રંથરૂપે બને! એવી અભિલાષા આ પ્રદેશના સજ્જનોના હૃદયમાં પ્રગટી. તેના પરિણામે આ ગ્રંથ રચવાનો યત્ન થયો અને તેનું નામ पीपा चरितम् રાખ્યું. વળી જૂની ઢબથી લખાએલાં પુસ્તકોમાંથી જે ઐતિહાસિક બીનાઓ હતી તે લેવામાં આવી. અને ભક્તિનિષ્ઠા, કર્મનિષ્ઠા તેમજ ચમત્કારોની બીનાઓ પણ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. આધુનિક પદ્ધતિથી તેની રચના કરી છે. તેમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનો પણ સમાવેશ કરેલો છે. એ દૃષ્ટીએ તેમાં નવીનતા હોવાથી તેનું નામ अभिनव पीपाचरितम् રાખેલું છે.

## ગ્રંથ રચનાનું ધોરણ

આ ગ્રંથની રચના અત્યારની હિન્દુ સમાજની પરિસ્થિતિ અવલોકી, હિન્દુ સમાજને તેનો ધર્મ સંસ્કૃતિ અને આદર્શનું રક્ષણ થવા પામે તે હેતુથી સંત શિરોમણિ શ્રીપીપાજી અને સ્વામીશ્રી રામાનંદજીનું ઉદાહરણ આપેલું છે. અને હિન્દુધર્મ રક્ષાની પૂર્વપરંપરા બતાવી છે.

શરૂઆતમાં ગુરૂ શિષ્યની જાતક કથા, રૂઢ થએલા તંત્ર માર્ગનું સમાલોચન પીપાજી પર આવી પડેલી વિપત્તિઓ અને હિન્દુરાષ્ટ્રસેવાને અર્થે પીપાજીના વિચારો વ્યક્ત કરવામાં આવ્યા છે. તથા રાષ્ટ્ર સેવાને અર્થે ત્યાગની વિશિષ્ટતા, વિદ્વત્તા, બળ, બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે યોગાભ્યાસનાં ઉદાહરણો આપ્યાં છે. તેમજ યોગ સાધ્ય થવાથી થતા ચમત્કારો અને સાચા બળની વૃદ્ધિ થાય છે. તેનું બ્યાન કરાવેલું છે. વર્ણ સંગઠન અને પારસ્પરિક પ્રેમ કેળવવા માટે પ્રસંગોચિત ઉદારવૃત્તિનું બ્યાન કરાવેલું છે. સાચા ત્યાગીઓ કેવા હોઈ શકે અને કર્મયોગાચરણથી રાષ્ટ્રહિત શી રીતે થાય તેનું સવિસ્તર વર્ણન આપ્યું છે.

## સાધન ગ્રંથો

પીપા ચરિત્રનું પુસ્તક લખવા માટે આધાર તરીકે લેવામાં આવેલા ગ્રંથો નીચે મુજબ છે. (૧) શ્રીપીપાજીનીપરચરી મારવાડી ભાષામાં છન્દોબદ્ધ લખાએલી. (૨) નાભાજી કૃત ભક્તમાળ (૩) હિન્દી શબ્દસાગર ભા. ૪ (૪) શ્રીરામાનંદ દિગ્વિજય (૫) કલ્યાણ શક્તિઅંક (૬] કલ્યાણનો યોગાંક (૭) મરાઠી દાસબોધ (૮) સંપૂર્ણ યોગશાસ્ત્ર (૯) આગમ શાસ્ત્ર (૧૦) ભારતીય તત્ત્વજ્ઞાન વિગેરે ગ્રંથોમાંથી શ્રીપીપાજીના ચરિત્ર વિશે તેમજ તે સમયની પરિસ્થિતિ વિશે માહિતી લીધેલી છે, તેથી તે ગ્રંથકારોનો આભાર માનવામાં આવે છે.

## ગ્રંથને અંગે મુશ્કેલીઓ.

આ ગ્રંથ થોડોક લખી અને પ્રેસમાં છપાવવા આપ્યો. આગળ લખતા જવું તથા છપાવતા જવું એવા ધોરણે કામ ચાલુ કર્યું. અલ્પ સમયમાં જ અર્ધાંગવાયુ જેવો વ્યાધિ શરૂ થયો. લોહીનું દબાણ પણ વધારે પ્રમાણમાં રહેવા લાગ્યું, પ્રુફસ વિગેરે સુધારવાના કામનો સવાલ ઉપસ્થિત થયો. આ પ્રસંગે સ્નેહીઓએ કામ ચાલુ રાખ્યું.

ગ્રંથના આશ્રયદાતાનું નામ જાહેર કર્યું છે. તેઓ પણ ભારે બિમાર થઇ ગયા હતા. તેમની એવી પ્રતિજ્ઞા હતી કે જ્યાં સુધી આ ગ્રંથ સંપૂર્ણ ન જુએ ત્યાં સુધી મિષ્ટ પદાર્થ ખાવો નહિ ! પગમાં જોડા પહેરવા નહિ ! અને માથે ટોપી અથવા છત્રી રાખવી નહિ !

કાગળોની ભારે મોંઘવારી-પુરતા મળવા પણ મુશ્કેલ ! વચ્ચે વચ્ચે જયારે મને ઠીક લાગતું ત્યારે શ્લોકો બનાવી ભાવાર્થ લખતો. આઠ માસ સુધી બિમારીનું જોર વધતું જ રહ્યું અને જાણે પુનર્જન્મથી નવું શરીર ઘડાતું હોય તેમ થતું રહ્યું. પરમાત્માની કૃપા થઈ અને પ્રકૃતિમાં સુધારો થતો ગયો. તોપણ અર્ધુઅંગ વાતપીડિત રહેતું હોવાથી ભારે દુખાવો રહેતો. એવી મુશ્કેલીઓમાં મારાં ગૃહિણીને ત્રીદોષની અસર થવા પામી. તેમાંથી પ્રભુએ તેમને બચાવ્યાં અને પુસ્તક પુરૂં કરવાની ધગશ વધતી જ રહી. પ્રભુકૃપાએ આ કાર્ય પૂર્ણ થયું. તે માટે પરમાત્માનો હૃદયપૂર્વક ઉપકાર !!

**શ્રીપીપાજી**ના ચરિત્ર વિશે જે જે સજ્જનો પાસે હસ્તલિખિત અગર છપાએલા ગ્રંથો હોય, અથવા તેવી જાતનાં કોઇ સાધનોથી કંઇ વિશેષ માહિતી હોય તો, અમને આધાર સાથે જણાવવા કૃપા કરવી. તે અમે આભાર સાથે સ્વીકારીશું. અને તે સજ્જનોનાં નામ પણ છપાવીશું.

• આ ગ્રંથ છાપવાને અંગે પ્રુફ વિગેરેમાં રહેલા દોષો માટે વિદ્વાનો ક્ષમા કરશે. ઘણી મુશ્કેલીઓ વચ્ચે આ ગ્રંથ છાપી આપવા શ્રી. મણીલાલ પુ. મિસ્રી, બી. એ. તેમણે ઉચ્ચ હૃદય રાખી વેળાસર કામ કરી આપ્યું છે તે માટે આભાર.

**જેઓ**શ્રીના છત્ર તળે રહી આ કાર્ય પાર પડયું છે તે માટે ને. ના. શ્રીજી સાહેબનો તથા નામદાર રાજમંત્રી મહોદયનો સહૃદય આભાર.



# વિષયાનુક્રમણિકા

# સાક્ષરોને નિવેદન

**ગીતાના** શબ્દોમાં કહું તો કર્મ કરવું એ પ્રાણીમાત્રનો સ્વભાવ છે. મનુષ્યનો એ આવશ્યક ધર્મ છે. કર્મ માત્ર દોષોથી ભરેલાં હોય છે. ( सर्वारंभा हि दोषेण. ) એમ સમજી કર્મ ન કરવામાં આવે તો અકર્મણ્યતા રૂપી દોષ આવી પડે! ત્યારે કર્મ કરવું કે નહિ? તેનો નિર્ણય ગીતાકાર આપે છે કે સહજ કર્મ દોષયુક્ત હોય તો પણ તજવું જોઇએ નહિં. ( सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ) કર્તાની શુદ્ધ વૃત્તિ હોય! અને લોકસંગ્રાહક કર્મ હોય! તો અવશ્ય કરવું જોઇએ. વિદ્વાનો આ વાતથી અજાણ્યા નથી.

**આ** પુસ્તક લખવાના પ્રસંગે હું ભયંકર બિમાર હતો. બિમારી પહેલા ગ્રંથ લખવાનું કામ નક્કી થઇ ચૂકયું હતું. પથારીમાં રહીને લખાવવામાં આવ્યું. પ્રેસ કોપીઓ કરવાનું તથા પ્રુફ સુધારવાનું વિદ્યાર્થીઓના ભિન્ન ભિન્ન હસ્તે થયું. એવાં કારણોથી આ ગ્રંથમાં કેટલીક અશુદ્ધી રહી ગઇ છે. તેને વિદ્વાનો ક્ષમા આપશે એવી આશા રાખું છું. પુનરાવૃત્તિ સમયે તો નવું જ સંસ્કરણ છપાશે.

## કેટલીક મુખ્ય અશુદ્ધીઓનું શુદ્ધીપત્ર.

| पृष्ठ | श्लोक | अशुद्ध | शुद्ध | पृष्ठ | श्लोक | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|---|---|---|---|
| | | पींपा | पीपा | ९४ | २२ | भ्रंशकरं प्रदिष्टं | भ्रंशकरी प्रदिष्टा |
| | | अनुष्टुप् वृत्तम् | अनुष्टुब् वृत्तम् | ९४ | ३३ | विज्ञापयन् | व्यज्ञापयत् |
| २ | ३ | नाशपथि | नाशपथे | १०४ | १५ | संतु प्रजा गृहेषु | यत्र सदा वसेयुः |
| ३ | ८ | जनयज्जानयन्नित्यं | न्नकार जनयन् | ,, | १६ | गुणश्च तिस्रः | गुणत्रिसंख्यकः |
| ३ | १० | दुःसहा | दुःखहा | १०५ | १८ | विधास्यति | विधास्यते |
| ७ | २१ | केऽदं | क्वेदं | १११ | ६ | विस्तारयन् | व्यस्तारिषु |
| | | उल्हास | उल्लास | १११ | ३० | कल्लेश | क्लेश |
| ९ | ६ | द्विकये | धिकये | १३५ | १३ | नाक्रमते | न बाध्यते |
| | | ह् (यथा ग्राहं) | ह्र (गृहं) | १३५ | १७ | वशमानेतुं | वशीकुरुते सर्वे |
| ११ | २१ | मठन् | मटन् | १४५ | १६ | करवाणि | करवाम |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ११ | २६ | परिम्राजकतां | परिव्राजकतां | १४२ | ५ | हन्तव्योद्धत दारुणः | वध्यऽद्धतदारुणः |
| १९ | २१ | गगनश्चुबितानि | गगनश्चुंबितानि | १४५ | १९ | कूपनिःपात कारिनः | तस्मिन् कूपे न्यपातयन् |
| २० | २६ | भुवनै | भवनै | १४९ | ३२ | वीयंवंता | वीर्यवंतो |
| ३१ | १४ | पित्रं | पित्र्यं | १५० | ३४ | भूमि च | भूमि श्च |
| ३४ | २४ | क्षमतेष | चक्षमे | १५१ | ३९ | कथयामातोः | कथयामातो |
| ३५ | ३० | तुदतीः | तुदतः | १५१ | ४१ | पीडनजा स्तथा | पीडनजा तथा |
| ३५ | ३१ | रुषा भर्त्सयन् | रुषाऽभर्त्सयत् | १५२ | ४३ | वृद्धो वाच | वृद्ध ऊचे |
| ३६ | ३४ | भाङ्मन | भाङ्मन | १५३ | ४५ | श्रेयमत्राप्सऽसि | श्रेय ह्येवाप्ससि |
| ३६ | ३५ | सुपरीचीकृता | सुपरिचयीकृता | १२५ | २ | त कारणं | तत्कारणं |
| ४४ | ३१ | तदऽपि | तदाऽपि | १५७ | १३ | कथमीष्ये | कथमीहे |
| ४६ | ५ | प्रत्यष्टम्यां | प्रत्यष्टमि | | ,, | मुपस्थिते | ह्युपस्थिता |
| ५१ | २८ | बलि | बलिम् | १५८ | १५ | ह्युचितो त्याग | ह्युचित स्त्यागो |
| ५६ | २६ | विमोक्षसि | विमोक्ष्यसि | १६० | २३ | मंदिरं | मंदिरे |
| ५८ | २१ | श्री हरिः | श्री हरेः | १६३ | ३५ | याच्छिनत् | व्याच्छिनत् |
| ६२ | ८ | जनिता | जनित्री | १६३ | ३७ | प्रधावत | व्यधावत |
| ६२ | ८ | वणानां | वर्णानां | १६५ | ४५ | लप्स्यसि | लप्स्यसे |
| ६६ | २४ | गणयेन्न | गण्येतन | १७४ | २० | पद्मषुच | पद्मेष्वीव |
| ७५ | १५ | यत् स्यात् | यस्स्यात् | २०२ | २४ | धर्मशास्त्रा | धर्मशास्त्रा |
| ७७ | २२ | यष्ठिमितं | यष्टिमितं | २३० | २२ | प्रवद्धानां | प्रवृद्धानां |
| ७५ | २३ | कौलवो मतः | कौलवम्मतम् | २३६ | २५ | भुज्यात्तं | भुञ्जीरन् |
| ८५ | २ | मार्गः | मार्गकः | | ,, | लिप्सुभिः | लिप्सवः |
| ८८ | ८ | व्रजंन्ति | व्रजन्ति | २३४ | २ | गुरु' | गुरुः |
| ९१ | १५ | प्रसंगो | प्रसंग | | | गुरु | गुरु' |
| ९३ | १० | कुर्वतिः तस्य पानम्–कुर्वति तदीय पानम् | | | | सुलक्षणै | सुलक्षणम् |

OFFICE OF HIS HOLINESS

# Shri Jagadguru Shankaracharya

## Swami Shri Bharati Krishna Teerthaji Maharaj

Govardhan Mutt, PURI, Camp,

Date 25th December, 1943

ॐ अथ

## श्री गोवर्धन पीठाधीश्वर श्रीजगद्गुरु श्री ११०८ श्री शंकराचार्य श्री भारतीकृष्णतीर्थ स्वामि प्रणीता

# आशिर्वादात्मिक भूमिका ॥

संघात संघात भयेन बुध्या पार्थाय पार्थाय पुरा श्रुतीनाम् ॥
सारांश सारांश मुवाच यः स्व गीतासु गीतासु तमीश मीडे ॥१॥
भूयो भूयो जन्ममृत्युः प्रवाहः स्वान्तः स्वान्तध्वान्त विध्वंसनाय ॥
तत्त्वातत्त्वातीततत्त्वस्वरूपं क्ष्माभृत्क्ष्माभृज्जन्मजानिं प्रपद्ये ॥२॥
ब्रह्माणं स्वीयनाभिप्रभव कमलतः प्राग्विधायाथ तस्मै
    लीला न्यायेन नैजश्वसितसृतिमिव प्राहिणोद्प्रयत्नम् ॥
यो वै वेदां श्च लोक त्रितय सृजिकृते स्वात्मबुद्धि प्रकाशं
    बन्धव्राता न्मुमुक्षुः शरण महमये देवता सार्वभौमम् ॥३॥
तदीय निश्वास निजाकृतिश्रुति स्मृतीतिहासप्रमुखप्रमाणकम् ॥
धर्माश्रमाचार विचार भास्वरं सनातनं धर्ममुपास्महेऽनिशम् ॥४॥
सर्वेषु कालेषु समस्त देशे ष्वशेष रीत्या निखिल श्रितानाम् ॥
अनन्त कल्याण चयाप्ति हेतु र्निसंशयो यः प्रथितः पृथिव्याम् ॥५॥
वर्णानामाश्रमाणां द्विज–वृषलमुख–त्यागि–गेह्यादिकानां
    सर्वेषां वर्णमुख्या खिल विध भिदया स्वाधि कारानुसारम् ॥
स्त्रीणां पुंसां च तद्वद्द्विविध नियमतोऽनन्त भव्याप्ति हेतुं
    धर्मं स्वं बोधयन्यः पृथगखिल जनान्प्रापयत्यात्मलक्ष्यम् ॥६॥
भुवि भिन्न सर्वमत लक्षणतः कृत केतरत्व शुभ लक्षणतः ॥
निज नैरुपम्य पिशुना क्षयतः प्रतिभाति यस्य सुविलक्षणता ॥७॥
    अहो धन्योत्तंसा निरुपम वृषा भारतजनु–
        र्द्विजा ये सूता तोद्भवतनु तयैव श्रुतिमिमाम् ॥
    लभन्ते संपत्तिं बहुजनि तपस्यैक सुलभ–
        मनायासं सर्वां निज जनक गेह द्रविणवत् ॥८॥
परं त्वत्र दुःखस्य हेतु र्महान्हा यदीदृङ्महा संपदं लब्धवन्तः ॥
वयं भारतीया अपीमामुपेक्ष्या–धुना तत्फलै परं वञ्चिता स्मः ॥९॥
प्राक्तन वैदिक विद्या–विच्छिदिजनितं यदद्य दौर्भाग्यम् ॥
आक्रम्यास्मद्भारत देशं घत सर्वतो वरीवर्ति ॥१०॥

तस्य हेतु ममुमेव निश्चितं धर्मवर्त्म परिहाणरूपकम् ॥
विग्रहे निखिल वर्ण संचय-व्यापिरोग मखिला शुभप्रदम् ॥११॥
तत्राऽपि दुःखस्य महन्निदानं संचिन्त्यतेऽस्माभिरियं तदीया ॥
धर्मोज्झनोत्था बहुकालवृत्ता स्वरूप नाशावधि विस्मृतिर्या ॥१२॥
ईडर राज्यान्तर्गत-श्रील वटाली निवास पद्म जुषा ॥
श्री जयशंकर तनुजनि-गणपतिशंकर निजाख्यमुखजनुषा ॥१३॥
प्राक्तनवृत्तनिवेदि-ग्रन्थव्रातप्रमाणभरभरितः ॥
नव्यः पीपाचरितः स्वाख्योग्रन्थोऽद्ययो व्यरचि ॥१५॥
आमूल चूडमवलोकयतदीरितंय-
त्पीपाभिधक्षितिपवर्यचरित्रमेतत् ॥
खीच्याख्य बाहुकुलज प्रभुवां च सूचि-
वार्येषु सांप्रतिक वृत्तिमहो प्रजानाम् ॥१६॥
विज्ञायैनां हीनां दीनांक्षीणां परिस्थितिं तासाम् ॥
भूयः प्रमाणभूम्ना पुरतः सिद्धां नितान्तखेदयुताः ॥१७॥
आशास्महेयद्वहु दीर्घकालात्स्वधर्महान प्रभवं स्वकीये ॥
आत्यत्वमीदक् परिचिन्त्यधर्मो-न्मुखत्वमेष प्रतिपद्यसंघः ॥१८॥
धर्मोपेक्षां हित्वा धर्मश्रद्धांऽवलंब्य हृद्गतया ॥
धर्माचरणं भक्त्या विधायभूयादनन्त मंगलभाक् ॥१९॥
आशिषः प्रयुञ्ज्महेऽभ्यर्थयामहेऽनिशं
बाढमिष्टदेवताः संघएषसत्वरम् ॥
कर्मभक्तिसाधनो नैजधर्मतत्परो ।
देवदेशिकाश्रयभूः साधुसाधु सेविनः ॥२०॥
कर्मप्रज्ञा भक्तिमार्गा लिमिष्टं शश्वच्छब्दो द्रेक साम्राज्य पुष्टम् ॥
स्वीयध्यान ध्वंसिता शेषकष्टं त्रैलोक्यस्था शिष्टशिष्टालि जुष्टम् ॥२१॥
कराल कलिकल्मषो त्कलित कष्ट कल्यन्तकं
दुरन्त दुरित द्रुमो द्दहनयक्षयीक्षालवम् ॥
शरीरमतिदार्ढ्यं सत्सुत धनादि सर्वेष्टदं
भयानक भवार्णवोद्भव भयावली भञ्जनम् ॥२२॥
सनातन मुखोद्गत श्रुतिमुखोद्गत स्वात्मकं
सनातन पदापकं सकल धर्म चूडामणिम् ॥
सनातन समाहृयं दृढ सनातन श्रद्धया
सनातन मुपाश्रय न्भवतु भाजनं श्रेयसाम् ॥२३॥
सनातन मुखश्वासं सनातन समाहृयम् ॥
सनातनं भजे धर्मं सनातन पदापकम् ॥२४॥
वन्दे देवं विद्याकारं वेदाख्यं
वन्दे धर्मं शाश्वतमेतत्प्रतिपाद्यम् ॥
वन्दे वाणीं निर्मलवाणीं गैर्वाणीं
वन्दे देशं भारतमेतत्श्रय विततम् ॥२५॥

ॐ

# શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, પદવાકયપ્રમાણ પારાવાર પારીણત્વાદિ-અનેક પદાંકિત, જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય, શ્રી ગોવર્ધન પીઠાધીશ્વર શ્રી ૧૧૦૮ શ્રી ભારતી કૃષ્ણતીર્થસ્વામીજી મહારાજ-પ્રણીત આશિર્વાદાત્મક ભૂમિકાનો ગુજરાતી અનુવાદ.

(૧)

પૂર્વે (મહાભારતના યુદ્ધ પ્રસંગે) સેનાઓનાં ટોળેટોળાંનો સંહાર થઇ જશે, એવા વિચારથી ભારે શોકમગ્ન થએલા અને સૌનું રક્ષણ થાય એવી પવિત્ર વૃત્તિવાળા અર્જુનને વેદોના અને ઉપનિષદોના સારાંશરૂપ, અનેક ગીતાઓ પૈકી ભગવદ્ ગીતાનું જ્ઞાન આપ્યું, તે ભગવાન શ્રીકૃષ્ણને પ્રણામ.

(૨)

વારંવાર થતા જન્મ અને મૃત્યુના પ્રવાહોની અસર, મનુષ્યના ઉંડા અંતઃકરણમાં જામી રહે છે, એ જમાવટ (અંધકાર) ને દૂર કરવા માટે, સામાન્ય તત્ત્વોથી પર રહેલા, મહતત્ત્વના તત્ત્વસ્વરૂપ પરમેશ્વરને, કે જે માનવ કલ્યાણ માટે વારંવાર અવતારો લે છે, તેને પ્રણામ.

(૩)

જે આદિ નારાયણ કે જેણે પોતાના નાભી કમલમાંથી પ્રગટ થએલા, આદિકવિ બ્રહ્માને સહજ રમતની સાથે પોતાના શ્વાસોશ્વાસદ્વારા ત્રણે લોકની રક્ષા માટે ઉપકારક એવા વેદોનું જ્ઞાન આપ્યું, તે મહાન જગદીશ્વર પરમાત્માને મોક્ષની ઇચ્છાવાળો હું શરણ થાઉં છું.

(૪)

હું હંમેશાં સનાતન ધર્મની ઉપાસના કરૂં છું. જેના વડે ધર્મનું સ્વરૂપ વેદો, સ્મૃતીઓ, અને ઇતિહાસો એમ પ્રમાણભૂત ગ્રંથો પેદા થએલા છે, જેનાથી વર્ણાશ્રમના આચાર-વિચારનો સાચો પ્રકાશ મળે છે, તે ધર્મ સ્વરૂપ પરમેશ્વરને પ્રણામ.

(૫)

વર્તમાન-ભૂત અને ભવિષ્ય એમ સર્વ કાલોમાં અને સમસ્ત દેશોમાં સંપૂર્ણ રીતે સૌને જે આશ્રય આપે છે, અને જેનું સેવન કરવાથી અનંત કલ્યાણની પ્રાપ્તિ થાય છે. ખરેખર! એ સનાતન ધર્મ ચોતરફ કોઇને કોઈ રૂપે અખીલ પૃથ્વીમાં વિસ્તાર પામી રહ્યો છે.

(૬)

વર્ણાશ્રમની મર્યાદામાં રહેનાર માનવો અથવા અગ્રજ અને અંત્યજો, ત્યાગીઓ અને ગૃહસ્થાશ્રમીઓ વિવિધ પંથ-ઉપપંથ અને મતાધિકારીઓ, સ્ત્રીઓ અને પુરૂષો, બાળકો અને વૃદ્ધો એમ સૌના અધિકારને અનુસરીને, ઉપદેશ આપતો, અને અનંત કલ્યાણનો માર્ગ દર્શાવતો, કર્તવ્યાચરણમાં રહેનાર સૌને તેના આત્મલક્ષ્યપૂર્વક તેને તેવું ફળ આપનાર, સર્વવ્યાપક સનાતન ધર્મને મારા પ્રણામ.

(૭)

અહો ! આ દુનિયામાં ભિન્નભિન્ન પ્રકાર દેખાય છે. વિદ્વાનો તેના પરિક્ષણ મુજબ તેનાં શુભ લક્ષણોથી વખાણે છે. જે નિરૂપમ છે, છતાં તેના નિરૂપણને અંગે વિલક્ષણતા ભાસે છે. એ પ્રકૃતિના સ્વામીને મારા પ્રણામ.

(૮)

અહો ! આ ભારતભૂમિને ધન્ય ! તેમાં જન્મ લેનાર સત્પુરૂષોને ધન્ય ! તેમાં વળી દ્વિજોતિવર્ણ કે જે સાર્થ વેદાધ્યયન કરે છે, તેને ધન્યવાદ ! ! આહા ! જેમ અનેક જન્મો સુધી તપ કરી, મેળવવા માટે સુલભ થએલી સંપત્તિ પ્રાપ્ત કરે અથવા પિતાના વારસાની બહુમૂલ્ય સંપત્તિ ગુણવાન પુત્ર જેમ સહજ પ્રાપ્ત કરી શકે, તેમ ભારતભૂમિનો દ્વિજ બહુ મૂલ્ય વૈદિક સંપત્તિને સહજ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થાય છે.

(૯)

પરંતુ ખેદની વાત એ છે કે ઉપરોક્ત વર્ણવેલી ઉત્કૃષ્ટ પ્રકારની વૈદિક સંપત્તિ પ્રાપ્ત થએલી છતાં અમો ભારતવાસીઓ, તેની ઉપેક્ષા કરી રહેલા છીએ. જેના પરીણામે તેનાં મિષ્ટ ફળોથી અમે વંચીત છીએ.

(૧૦)

ખરેખર ! અમારા પૂર્વજોની એ બહુમૂલ્ય સંપત્તિથી અમે વિખૂટા પડ્યા છીએ. ખરે ! એ અમારૂં ઘણું જ કમનસીબ છે. વિચાર કરતાં જણાય છે કે ભારત શિવાયના બીજા દેશોમાં તે તરફ કેટલો સદ્ભાવ છે ? અને તેનો કેટલો બધો સક્રિય ઉપયોગ થઇ રહેલો છે. તે પરથી બીજા દેશો ભારતનું ગૌરવ અને ગુણમહિમા ગાઇ રહેલા છે. પરંતુ આપણે તો તેથી વિખૂટા પડતા જઇએ છીએ.

(૧૧)

તેનું કારણ હું નિશ્ચિત માનું છું કે અમે ધર્મનો માર્ગ અર્થાત્ તેનું સર્વવ્યાપી સૂક્ષ્મ સ્વરૂપ ભૂલ્યા છીએ. અત્યારે ધર્મના આધારસ્તંભ ચારેવર્ણોની અંદર એ મહામૂલ્ય વૈદિક સંપત્તિ ભૂલવારૂપ ક્ષયરોગ લાગેલો છે. તેનું પરીણામ શું સારૂં આવશે ?

(૧૨)

તો પણ હજુ જેની પરમ સેવા શ્રુતિ, સ્મૃતિદ્વારા બાહુબલથી ક્ષાત્રવૃત્તિથી થતી આવી છે, એ સનાતનનો માર્ગ છે. જે સમાજવ્યાપી વિરાટના બાહુથી ઉત્પન્ન થએલો એ

સનાતનધર્મ છે, તેમાં નિર્બળતા આત્મબળની અશક્તિ જણાઇ આવે છે. તે તેના પ્રત્યેક વર્ણનો કર્તવ્યોનો લોપ થતો જતો હોવાનું જ મૂળકારણ છે.

(૧૩)

એ દુઃખનું મોટું કારણ, તેટલાથી જ બસ થતું નથી. પરંતુ આવું કારણ જો હર-હંમેશ ચાલતું રહેશે તો વર્ણો અત્યારની સામાન્ય સ્થિતિમાં પોતાનું સ્વરૂપ ભૂલતી જશે. આગળ જતાં એ ભારે વિસ્મૃત સ્થિતિમાં આવી જશે? અને ધર્મ રૂપી નાવ કયા ખડકે અથડાઈ ડુબી જશે તે કલ્પી શકાતું નથી.

(૧૪) ગ્રંથકાર પ્રશસ્તિ.

ઈડર રાજ્યમાં વડાલી નામે ગામ છે. તેમાં **શ્રી ગણપતિશંકર જયશંકર નામે શાસ્ત્રીજી નિવાસ કરે છે.**

(૧૫)

તેમણે ઉપરોક્ત પ્રાચીન ઈતિહાસ, અનેક ઐતિહાસિક ગ્રંથોનાં પ્રમાણો શોધી અભિનવ પીપાચરિત્રનો ગ્રંથ રચ્યો છે. તેની રચનામાં સુંદર નવીનતા જણાઈ આવે છે. તે પરથી ગ્રંથનું નામ સાર્થક છે.

(૧૬)

સદર ગ્રંથ આરંભથી અંત સુધી મેં જાતે વાંચ્યો. તે દ્વારા જાણે હું તેમનું હૃદય વાંચતો હોઉં, તેમ મને લાગ્યું. તે પરથી પીપાજી નરેન્દ્રનું સવિસ્તર ચરિત્ર મને જાણવા મળ્યું. ખીચી ક્ષત્રીયોનો વંશ સમય પરિવર્તનને લીધે હાલના પીપાવંશી તરીકે ઓળખાતા દરજીઓમાં સમાએલો છે. વાહ ! કયાં એ પાંચસો વર્ષ પહેલાંના ખીચી ક્ષત્રિયો, કે જેમણે તલવારો ચમકાવી હિંદુત્વનું રક્ષણ કર્યું હતું. તેમના હાલના આ વંશજો વસ્ત્રશિલ્પથી નિર્વાહ કરે છે.

(૧૭)

ખરે ! હાલના દરજીઓ કે જે પૂર્વના શૂરવીર ક્ષત્રિયો હતા, તેઓની હીન, દીન અને ક્ષીણ પરિસ્થીતિ જોઈ, શાસ્ત્રી મહોદયે અનેક પ્રમાણો આપી, તેમનો પૂર્વેતિહાસ રજુ કરી, તેમની પૂર્વ સ્થિતીનું બ્યાન સમાજ સમક્ષ રજૂ કરેલું છે.

(૧૮)

હું આશા રાખું છું કે આ દરજી સમાજ, તેમના પૂર્વજોનો સ્વધર્મ મધ્યયુગની કેટલીક નિર્બળ સ્થિતિને આધીન થવાથી ભૂલવા પામ્યા છે, જેથી તેઓ વ્રાત્ય સ્થિતિમાં આવ્યા છે, (અર્થાત્ વૈદિક સંસ્કારો તેમજ વૈદિક ક્રિયારહીત થએલા છે.) તેને તેઓ પુનઃ પ્રાપ્ત કરી, તેમના પૂર્વજોનું ગૌરવ ફરીથી પ્રાપ્ત કરે !

(૧૯)

હાલ જે તેમનામાં દેખાતી ધર્મ તરફની ઉપેક્ષા, તે જલદી નાશ પામે ! અને ધર્મ ઉપર સહૃદય શ્રદ્ધા ધારણ કરે અને પરીણામે તેમનું અનંત કલ્યાણ થાય, એમ હું ઈચ્છું છું.

(૨૦)

હું પરમેશ્વરની પ્રાર્થના પૂર્વક આશિષો આપું છું કે હે પરમેશ્વર! તું આ દરજી સમાજને ભક્તિના સાધનથી ધર્મ-કર્મ તરફ શ્રદ્ધાપૂર્વક તત્પર બનાવ! તેઓ દેવ-બ્રાહ્મણ-સત્પુરૂષો અને સજ્જન વિદ્વાનોની સેવા કરતા રહે!

(૨૧)

કર્તવ્યનિષ્ઠા કે જે ભક્તિમાર્ગના સદ્ભાવથી મિષ્ટ હોય, વળી શ્રદ્ધાના આવેશરૂપ સામ્રાજ્યથી પરિપુષ્ટ હોય અને સ્વાનંદના ધ્યાનથી મનના વિકારો નષ્ટ થએલા હોય અને જે ત્રૈલોક્યના શિષ્ટપુરૂષોથી સેવાએલી હોય,

(૨૨)

એવી નિષ્ઠા, રૂપી અગ્નિ સઘળી પ્રકારના કલેશોથી ઉત્પન્ન થનારા કષ્ટોના સમુદાયને નાશ કરે છે! અનેક વૃક્ષોના જુથ સમાન લાગતી પાપોની જાળને બાળી નાખે છે! વળી ઉપરોક્ત વર્ણવેલી કર્મનિષ્ઠા શરીરને દૃઢ બનાવે છે! ગુણવાન પુત્રરત્નોને પ્રાપ્ત કરી આપે છે! ધનાદિ સંપત્તિ યથેચ્છ મેળવી આપે છે. અને બિહામણા સંસારથી ઉત્પન્ન થનારા વ્યવહારોના ભયનો નાશ કરે છે.

(૨૩)

સનાતન પરમાત્માના મુખથી નીકળેલા, મહર્ષિયોને શ્રવણગોચર થએલા આત્મસ્પર્શી વેદો કે જે સનાતન પદને પ્રાપ્ત કરી આપનારા અને સમસ્ત ધર્મના ચૂડામણીરૂપ ગણાય છે, વળી જેનું સ્વરૂપ સનાતન એવા નામથી ઓળખાય છે, જેની એ સનાતન ઉપર દૃઢ શ્રદ્ધા છે, અને જે વેદોક્ત સનાતન ધર્મની ઉપાસના કરતા રહે છે, તેમને તે પરમકલ્યાણના સ્થાનરૂપ થઇ પડે છે.

(૨૪)

જે સત્યો સનાતન ભગવાનના શ્વાસોચ્છ્વાસથી પ્રગટ થએલાં મુખ્ય ધર્મનાં વચનો છે, જેથી જેનું નામ સૌથી પ્રાચીન "સનાતન" તરીકે ઓળખાય છે. એ અતિ પ્રાચીન સનાતન ધર્મને હું સેવું છું, કે જે સનાતન ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ કરાવી આપનાર છે.

(૨૫)

વિવિધ વિદ્યાઓ જેની આકૃતિ છે, એવા વેદોને પ્રણામ. જે સદાકાળ રહેનાર અને જેનું સદાકાળ પ્રતિપાદન થાય છે, એ સનાતન ધર્મને પ્રણામ. જે સદાકાળ પવિત્રતાથી ભરેલી રહે છે. એવી સંસ્કૃત વાણીને હું વંદન કરૂં છું.

વેદ-ધર્મ-અને વાણી એ ત્રણ જેની ભારે સંપત્તિ ગણાય છે, એવા ભારતદેશને વંદન.



। श्रीकृष्णः शरणं मम ।

## अथ धार्मिकैतिहासिक–सामाजिक–साहित्यिक–दार्शनिकादि–विविध–मानवीय–कर्तव्यकोशात्मकोपदेश–समन्वितम्

# अभिनव–पीपाचरितम् ।

**ग्रन्थ**रत्नमिदं विविधोपाधि–विशिष्टैः शिष्टैः श्रीमद्भिर्महोपाध्याय पं. गणपतिशंकर–जयशंकर–शास्त्रिवर्यैर्विरचितं मया साद्यन्तमवलोकितं मनोयोगेन सार्थावबोधम्परिशोधितं सुपरिष्कृतञ्च । मत्परिष्कृतं संशोधितञ्चेदं ग्रन्थरत्नं स्वस्य द्वितीयसंस्करणावसर एव पाठकानां पुरतः समुपस्थितं स्यादिति तत्र विलम्बो विद्यते ।

तावदेतद्ग्रन्थरत्नावलोकनावसरे यो हि मदीयान्तरङ्गभावोद्रेकोऽङ्कुरितो जातोऽधुना तस्य प्रकाशनं केवलमुचितमेव नहि, अपि तु तदीयं प्रकाशनमत्यावश्यकमिति कतिपयैर्वाक्यजातैरिह सहृदयानां सुधियां समक्षमुपहारीक्रियते । तथा हि --

" वाग्जन्म–वैफल्यमसह्यशल्यं गुणाद्भुते वस्तुनि मौनिता चेत् ॥" इति

श्रीपीपाचरितरत्नाकरोऽयं ग्रंथतल्लजः संस्कृतभाषामयैर्विविधैः पद्यप्रकर्षैर्निबद्धः पंचत्रिंशदुल्लासात्मकः सार्ध --सहस्रसंख्यातोऽप्यधिकसंख्यकश्लोकसंघसमन्वितः सर्वश्लोकाधस्तले गुर्जरभाषामाधुर्यपरिष्कृतभावार्थः सर्वथा परिशीलनीयो विद्यते ।

ग्रन्थरत्नेऽस्मिन् भक्तशिरोमणीनां जगद्विख्यातनरपतिप्रवराणां भारतीयाऽऽर्य–मर्यादासंरक्षकाणां श्रीवैष्णवसम्प्रदायाचार्य्यवर्य्य–श्रीरामानंदमहामुनिप्रधानशिष्यकोटिप्रविष्टानां क्षत्रियवंशावतंस–खीचीशाखान्तर्गतानां हिन्दुराष्ट्रोद्धारकाणां योगसिद्धिसमधिगतानां श्रीपीपाजीमहोदयानां चरित्रचित्रणमाविर्भावसमयतः समारभ्य लीलासमावरणावधि वरीवर्त्ति ।

यदा हि भारतीय–दैवदुर्विपाकवशाद्धिन्दुराज्योष्णगुः स्वीयप्रतापरश्मिपुञ्जमुपसंहरन्नस्ताचल–शिखरावलम्बी बभूव, तदानीं भारतीयान्तिमनरपतेः श्रीपृथ्वीराज–चौहानस्य वंशपरम्पराप्राप्ता राजानो हस्तिनापुरं विहाय यत्र तत्र प्रद्रुता अभवन् । तेष्वेव कियंतो मालवप्रदेशे प्रस्थितास्तत्रत्यां धरित्रीं प्रजाधारणकर्त्रीमवलोक्य तत्रैव स्वराज्यधुरां शाश्वतिकीं प्रतिष्ठापितवन्तः समयप्रभावतश्च शनैः शनैर्विस्तारितस्वप्रतापानां खीचीशाखान्तर्गतानां तद्वंशीयानां क्षत्रियनरपतीनां पुनरपि प्रतापसूर्यो यदोदयाचलमाश्रित्य निजरश्मिभिर्भारताकाशं प्रकाशीकर्तुमियेष । तदापि यवनम्लेच्छराजमन्देह–राक्षसा यथाकथञ्चित्स्वकर्त्तव्य–साधनव्यग्रा यत्र कुत्रापि हिन्दु–संस्कृति–संदूषणपरा विविधात्याचारपरंपरासन्तापितार्य्यमर्यादोद्धारक–नेतृवर्य्याभासन्नेवेति महर्षिप्रवरस्थानीयैः श्रीरामानन्दाचार्यप्रभृतिभिर्वैष्णव–संप्रदायप्रवर्तिभिर्महानुभावैः

# अथ तृतीयोल्लासः ।

( अनुष्टुप्-वृत्तम् )

१

चरित्रनायकस्यास्य कथा जातकसंभवा ।
तद्देशकालसंयोगा दानुषंगेण वर्ण्यते ॥१॥

ભાવાર્થ—

ચરિત્ર નાયક પીપાજીની જાતક કથા આ ત્રીજા ઉલ્લાસમાં લખી છે. જે તે સમયના દેશ-કાળ અને તેની પરિસ્થિતિના અવલોકનનું તેમાં વિવેચન છે. ૧

२

गंगारुणाख्यं नगरं प्रदेशे मालवाभिधे ।
आसीत् सूर्यप्रसूतानां खीचीनां क्षात्रतेजसां ॥२॥

ભાવાર્થ—

માળવા દેશમાં ગંગારૂણ એવા નામે એક નગર હતું. તેમાં સૂર્યવંશી ક્ષત્રિયો રાજ્ય કરતા હતા. તેમાં ખીચી કુટુંબ પ્રધાનપણે હતું. ૨

३

कुलानि तत्र षट्त्रिंश न्यवसन् बंधुवन्मुदा ।
स्नेहसंसिक्तमनसा वचसा व्यवहरन् सदा ॥३॥

ભાવાર્થ—

એવાં કુલ છત્રીસ હતાં. પરસ્પર બંધુભાવ રાખી વર્તન કરતાં હતાં. સ્નેહ ભરી વાણી બોલતાં અને પરસ્પરનો વ્યવહાર ચોકખો રાખતાં. ૩

४

अन्येवै क्षत्रियाः शूरा धर्मरक्षणतत्पराः ।
वैरीवैरकरा धृष्टा धृतिधारणनिष्ठुराः ॥४॥

ભાવાર્થ—

અન્ય જાતિના ક્ષત્રિયો ત્યાં રહેતા હતા. એ સઘળા શૂરવીર હતા. અને ધર્મ રક્ષણ કરવામાં તત્પર રહેતા. દુશ્મનો સાથે દુશ્મનાવટ કરી જાણતા. સાહસિક હતા. અને ધીરજ રાખવામાં પણ તીવ્ર હતા. ૪

૫

संस्कृति पोषणे दक्षाः रक्षणे प्राणत्यागिनः ।
वृद्धानुपथसंश्लिष्टा संतुष्टा निष्ठयाऽनिशम् ॥५॥

ભાવાર્થ—

સંસ્કૃતિ પોષવામાં દક્ષ હતા. અને રક્ષણ કરવામાં પ્રાણોની પણ પરવા ન રાખે તેવા હતા. વૃદ્ધોના માર્ગને અનુસરતા. અને હંમેશાં એક નિષ્ઠામાં ચુસ્ત હતા. ૫

૬

तत्रवै ब्राह्मणाः शांता वेदशास्त्रविशारदाः ।
न्यवसन् कर्मकांडेषु निष्णाता स्तंत्रभाविनः ॥६॥

ભાવાર્થ—

ત્યાં બ્રાહ્મણોની વસ્તી ભારે હતી. ઘણાખરા શાંત અને વેદશાસ્ત્રના અભ્યાસી હતા. કર્મકાંડમાં નિષ્ણાત હતા. તે પૈકી કેટલાક તાંત્રિક હતા.

૭

अध्यापनं प्रकुर्वाणाः स्वयं स्वाध्यायतत्पराः ।
लेखने वाचने दक्षाः विषयाणां विवेचकाः ॥

ભાવાર્થ—

કેટલાક અધ્યાપન-શિક્ષણ આપવામાં કુશળ હતા. અને જાતે અભ્યાસ કરતા. લેખન-વાંચનમાં હોંશિયાર હતા. વળી હરકોઇ વિષય ઉપર ભાષણ કરી જાણતા. ૭

૮

वाम मार्गं समाश्रित्य सर्वेषा मुपदेशकाः ।
स्वेष्ट सिद्धिं तु मन्वानाअन्येषां सिद्धिशंसकाः ॥

ભાવાર્થ—

જ્યારે કેટલાક વામ માર્ગી હતા. અને લોકોમાં તેનો ઉપદેશ કરતા. ઇષ્ટસિદ્ધિ હોવાનું પોતાને સમજતા. અને બીજાઓને તેવી સિદ્ધિના ચમત્કારોને સમજાવતા હતા. ૮

૯

कतिचिद्वै पुरोगास्तु पौरोहित्य मथाचरन् ।
वामतंत्र युतंकर्मा कारयन् हवनादिषु ॥

ભાવાર્થ—

વળી કેટલાક રાજપુરોહિતો હતા. રાજમાં કર્મકાંડ કરાવતા હતા. કર્મકાંડ વામતંત્રનું કરાવતા. અને હવન વિધિ પણ તંત્રોક્ત થતી. ૯

૧૦

एवं तत्रत्य विप्राणां प्राधान्यं सर्वजातिषु ।
धर्म कर्मादि कार्येषु ह्यनुवेलं समन्वभूत् ॥१०॥

ભાવાર્થ—

એવા વિપ્રોનો સર્વજાતિઓ પર પ્રભાવ હતો. ધર્મ-કર્માદિ કાર્યો તેઓની સંમતિથી થતાં. એમ પ્રતિપ્રસંગે થતું રહેતું. ૧૦

૧૧

वैश्या वै वैष्णवास्तत्र तेऽपि कौलं समाश्रिताः ।
वाणिज्यै विंविधै श्चक्रुः कोटया धिकपणादिकं ॥११॥

ભાવાર્થ—

ત્યાં વૈશ્યો-વૈષ્ણવો રહેતા હતા. છતાં એ વામમાર્ગીઓના પ્રભાવથી વામમાર્ગને મહત્વનો માનતા. અને કર્મકાંડ વામતંત્રને અનુસરીને કરાવતા. વેપારીઓ વેપારના કામમાં જબ્બર હતા. કરોડોના સોદા કરતા. ૧૧

૧૨

हीरकादिक रत्नानां मौक्तिकानां तथैवच ।
स्वर्ण रौप्यादि धातूनां विविधाः पण्य वीथिकाः ॥१२॥

ભાવાર્થ—

નગરના બજારમાં હીરા-રત્ન-મોતી-સોનું અને ચાંદીની એમ જુદી જુદી દુકાનો હતી. અને ત્યાં અનેક દેશો સાથેનો ભારે વેપાર થતો હતો. ૧૨

૧૩

तथैव धान्य वस्त्राणां कलाः शिल्पादिनां तथा ।
विपण्यः संघ जातस्य व्यक्तिश श्चापि तत्रवै ॥१३॥

ભાવાર્થ—

અનાજ-કપડાં અને શિલ્પકલાનાં સાધનોનો વેપાર થતો હતો અને વેપારીઓનીદુકાનોનો મોટો બજાર હતો. વેપારીસંઘના બજારો અને મારકીટો પણ હતી. ૧૩

૧૪

सर्वे वै वस्तुजातं च स्वदेशोद्भव संहिते ।
क्रय विक्रय व्यवहारे स्वीकुर्वंति जनाः सदा ॥१४॥

ભાવાર્થ—

વેપારની સઘળી ચીજો સ્વદેશી ખરીદતા. અને ગ્રાહકો સ્વદેશી વસ્તુઓનેજ સ્વીકારવાનું પસંદ કરતા. ૧૪

૧૫

तत्र शूद्रास्तु शिल्पेषु कलासुच विशारदाः ।
राष्ट्रसेवा समुद्युक्ता बृहदुद्योग कारिणः ॥१५॥

ભાવાર્થ—

ત્યાં શૂદ્રો શિલ્પ કળામાં નિષ્ણાત હતા. રાષ્ટ્રસેવામાં તત્પર રહેતા. અને ભારે ઉદ્યોગો કરતા. એમ નગરની પ્રજા ઉદ્યોગી માલુમ પડતી. ૧૫

૧૬

अग्रजा ह्यंत्यजाश्चैव माध्यमाश्च तथेतराः ।
ज्ञातयो जातयश्चैव त्यक्तत्वा नीचोच्चभावनां ॥१६॥

ભાવાર્થ—

અગ્રજ (બ્રાહ્મણ) અંત્યજ (અછૂત) તેમજ ક્ષત્રિય તથા વૈશ્યો એ સર્વે ઉચ્ચ-નીચપણાનો ભાવ ભૂલી સમાન ભાવથી રહેતા. એમ હરકોઈ જાતીની જ્ઞાતિઓ મિથ્યાભિમાની નહોતી. ૧૬

૧૭

एताभिः सत्प्रजाभिश्च पूरितं सर्वतश्च पूः ।
सर्वतो दिशि व्याप्तं तत् सर्वतः शिल्पसंयुतं ॥१७॥

ભાવાર્થ—

એ સદ્‌ગુણી પ્રજાથી આખુંય નગર ચોહો તરફથી ભરેલું હતું. અને સર્વ બાજુથી શિલ્પ-કલા એ નગરને શોભાવી રહી હતી. ૧૭

૧૮

भुवनानि विशालानि प्रहोद्यानयुतानिच ।
एकैकशो विचित्राणि हर्म्याणि चित्रितानिच ॥१८॥

ભાવાર્થ—

ત્યાં રહેવાસનાં મકાનો વિશાળ હતાં, પ્રત્યેક મકાન ગૃહ બગીચાથી

શોભતું હતું. એક બીજાની અપેક્ષાએ સઘળાં સુંદરતાથી ભરેલાં હતાં. અને મનોહર ચિત્રોથી આકર્ષક લાગતાં હતાં. ૧૮

૧૯

**उच्चै रट्टारिकाभिश्च चित्र जालान्वितानिवै ।**

**वातायनैश्च बहुभि र्व्यासानि सर्वतो दिशि ॥१९॥**

ભાવાર્થ—

ઉંચી અટારીઓ હતી. સુંદર ચિત્રો સાથેની જાળીયો ગોઠવેલી હતી. ચોમેરથી બારીઓ શોભતી હતી એમ મકાનોની રચના મનોહર લાગતી હતી.

૨૦

**गवाक्ष जालिका भिश्च दर्शनीयानि सर्वतः ।**

**मनोहरकलाभिश्च नेत्रानंद करागिच ॥२०॥**

ભાવાર્થ—

તેમાં ગોખની નાની જાળીયો જોવા લાયક હતી. પ્રત્યેકની મનોહર કળા નેત્રોને આનંદ ઉપજાવે તેવી હતી. ૨૦

૨૧

**प्रशस्तानिच द्रष्यंते प्रासादस्य तलानिवै ।**

**प्रोन्नतैः शिखरै र्व्यास गगनश्चुबितानिच ॥२१॥**

ભાવાર્થ—

તેમાં સુંદર નકસીવાળા કઠેરા અને અગાસીઓ હતી. ઉપરના છેલ્લા માળ ઉપર ગગનચુંબી ઉચ્ચ શિખરો શોભતાં હતાં. ૨૧

૨૨

**रथ्याभिः स्वल्प मार्गैश्च राजमार्गै बृहत्तरैः ।**

**जल संसिक्त विरजै र्भातं तन्नगरं शुची ॥२२॥**

ભાવાર્થ—

નાની નાની શેરીઓ સ્વચ્છ હતી. વિશાળ માર્ગો સુંદર હતા. સ્વચ્છ જળથી સિંચાતા હતા. તેથી રજ વિનાના પવિત્ર લાગતા હતા. વિશાળ નગર મનોહર લાગતું હતું. ૨૨

૨૩

**नगरस्येकदेशे तु विस्तृतं राजमंदिरं ।**

**सर्वोन्नतं प्रशस्तं तत् प्रेक्षणीयं मनोहरं ॥२३॥**

ભાવાર્થ—

નગરની એક બાજુએ ભારે વિસ્તારવાળું રાજમંદિર શોભતું હતું. એ ઉંચી જગોએ બંધાએલું હોવાથી પ્રશસ્ત લાગતું હતું. એ જોવા લાયક અતિ મનોહર હતું. ૨૩

૨૪

राजसिंहासनस्थानं सभागृह समन्वितं ।
देवागारंच होमस्य शाला तिथ्य गृहान्वितं ॥२४॥

ભાવાર્થ—

તેમાં એક સભાગૃહની યોજના કરી હતી. ત્યાં રાજનું સિંહાસન ગોઠવાએલું હતું. તેની બાજુમાં દેવગૃહ હતું. હોમશાલા હતી. અને સાથે અતિથિશાળા પણ ત્યાંજ હતી. અનેક અતિથિઓ આવતા-રહેતા અને નિવાસ કરતા હતા. ૨૪

૨૫

शस्त्रास्त्र संग्रहस्थानं गजाश्वानांच वै तथा ।
धेनुमहोक्ष स्थानंच रथागार मथापिच ॥२५॥

ભાવાર્થ—

એક તરફ ગાયોની શાળા શસ્ત્ર-અસ્ત્રો રાખવાની શાળા, હાથી અને ઘોડાઓની શાળા હતી. બળદો રાખવાની શાળા, અને રથોની શાળા પણ વિશાળ હતી. એ શાળા સ્વચ્છ, મનોહર અને જોનારને આનંદ ઉપજાવતી હતી. ૨૫

૨૬

शयनीयं तथा रम्यं क्रीडा मंदिर संयुतं ।
वाटिकाऽराम रम्यैश्च भुवनै रभिवेष्टितं ॥२६॥

ભાવાર્થ—

સુંદર એકાંતમાં સૂવાની રમ્ય શાળા હતી. રમત-ગમતનું સ્થાન આકર્ષક હતું. આજુબાજુ મનોહર બગીચા હતા. તેની અંદર ભિન્નભિન્ન મકાનો શોભતાં હતાં. ૨૬

૨૭

रत्नानां भिन्न जातीनां मौक्तिकानां स्तँथैवच ।
स्वर्णरौप्यादिधातूनां महावस्त्रादिनां तथा ॥२७॥

ભાવાર્થ—

ત્યાં જુદી જુદી જાતનાં રત્નો, આકર્ષક મોતી, તેમજ સોનાના ભંડાર ભરેલા હતા. મહાવસ્ત્રો અને અમૂલ્ય રત્નજડિત અલંકારોનો સંગ્રહ હતો. ૨૭

૨૮

**कोशागारं महत्तत्र राजवेश्मनि रक्षितं ।**
**कार्यालयान्य विद्यन्त कायार्थे कर्मचारिणां ॥२८॥**

ભાવાર્થ—

એ રાજમંદિરમાં અગણિત દ્રવ્યના ભંડાર હતા. રાજના સિપાઇઓ તેના ઉપર પહેરો ભરતા હતા. વળી જુદાં જુદાં રાજદરબારી કામોની ત્યાં કચેરીઓ ગોઠવી હતી. તેમાં રાજના નોકરો નિયમિત કામ કરતા હતા.

૨૯

**निर्मिताभित्तय स्तत्र इन्द्र नीलोपलैः समैः ।**
**नीलोपलैश्च सोपानाः स्फटिकै श्चोर्ध्व भूमयः ॥१९॥**

ભાવાર્થ—

ખુદ રાજાને રહેવાનું મકાન હતું તેની ભીંતો ઇન્દ્રનીલ જેવા પથ્થરોથી તૈયાર કરી હતી. તેનાં ચકચકીત કાળા પથ્થરોથી પગથીયાં બનાવ્યાં હતાં અને ઉચ્ચ ભૂમિકાઓ સ્ફાટીક મણિના જેવા પથ્થરોથી જડી હતી.

૩૦

**सप्तोर्ध्व कक्षया जुष्टं रचितं मध्यमं गृहं ।**
**उत्तुंग शिखरै रासीन् महाध्वज समन्वितः ॥३०॥**

ભાવાર્થ—

રાજમહેલમાં સાત કક્ષાઓ (ડોઢીઓ) હતી. અંદર કક્ષાએ રાજમંદિર હતું. એ સૌની મધ્યમાં હતું. તેને ઉંચાં શિખરો શોભતાં હતાં. અને મધ્ય શિખર ઉપર મહાધ્વજ ફરકતો હતો.

૩૧

**मध्ये समंताच्चारामः लता वृक्ष समावृतः ।**
**पुष्पाणां सौरभस्तत्र व्याप्यते सर्वतो दिशि ॥३१॥**

ભાવાર્થ—

એ મધ્ય મંદિરની આસપાસ સુગંધી પુષ્પોનો બગીચો હતો. તેમાં

લતાગૃહોની રચના કરી હતી. પુષ્પોનો ખુશબો વ્યાપિ રહેતો હતો. ચોત-રફ મંદ સુગંધ પવન વહેતો હતો.

૩૨

गिरीणां श्रेणयस्तत्र विराजंते शताधिकं ।
निर्झरिण्यो वहंतिस्म स्वच्छैश्चित्त हरैर्जलैः ॥३२॥

ભાવાર્થ—

તેની પાછળ પર્વતની ટેકરીઓ ઝુકી રહી હતી. એ સેંકડોની સંખ્યામાં દેખાતી હતી. તેમાંથી સ્વચ્છ જળનાં ઝરણાં વહેતાં હતાં. અને પ્રેક્ષકોનાં મન હરણ કરતાં હતાં.

૩૩

तत्र रोधःसु विविधाः फल पुष्प समन्विताः ।
द्रुमाः पक्षिभिराकीर्णाः कूजद्भि र्मधुरस्वनैः ॥३३॥

ભાવાર્થ—

એ પર્વત શિખરો ઉપર અનેક વૃક્ષો હતાં. તથા નીચે વહેતા નદીના કિનારા ઉપર જાતજાતનાં નાનાં મોટાં કઈક વૃક્ષો ઉગ્યાં હતાં. એ ફળ–પુષ્પથી વિરાજતાં હતાં. વૃક્ષો પર મધુર અવાજ કરતાં પક્ષીઓ નિવાસ કરતાં હતાં.

૩૪

ह्रदेषु तत्र विद्यंते कमलान्य मलानिच ।
तत् सौरभ समाकृष्टै र्भ्रमरै र्भूषितानिच ॥३४॥

ભાવાર્થ—

સ્થળે સ્થળે ઉંડા ધરા હતા. કમળો તેમાં ખીલી રહ્યાં હતાં. તેમના મીઠા સુગંધથી આકર્ષાએલા ભમરાઓ ગુંજારવ કરતા હતા.

૩૫

मंदानिल परिसरः परागेणानु भूयते ।
भ्रमंति मृगशावाश्च सार्कं निष्ठुरश्वापदैः ॥३५॥

ભાવાર્થ—

મંદ સુગંધ શીતલ પવન સૌથી અનુભવાતો હતો. ત્યાં જંગલમાં મૃગનાં બચ્ચાં ઘાતકી પશુઓ સાથે ફરતાં હતાં.

૩૬

नवैरं द्रष्यते चित्ते केषुचि दपि जंतुषु ।
तत्र तापस योग्यानि स्थानानि प्रतिभांतिच ॥३६॥

ભાવાર્થ—

ત્યાં કોઇ પ્રાણીઓના ચિત્તમાં વૈર નહોતું. તેથી એ વન નિર્દોષ હતું. તપ કરવાની અનુપમ ભૂમિ હતી. સ્થળે સ્થળે તપસ્વીઓના સ્થાનો શોભતાં હતાં.

૩૭

इत्थंतां गिरि दुर्गेण जल दुर्गेण वेष्टितां ।
राजधानीं समाश्रित्य वसंति निर्भयाः प्रजाः ॥३७॥

ભાવાર્થ—

એ પ્રમાણે એ રાજધાની ગિરિદુર્ગથી વીંટાએલી હતી. તેમાં નિવાસ કરનારી રાજની પ્રજા નિર્ભય અને પરમ સુખનો અનુભવ કરતી હતી.

૩૮

नाभवत्तत्र संचारो रिपूणां बलशालिनां ।
भग्नाशाः भग्नगात्रावै निवर्तंते यथागताः ॥३८॥

ભાવાર્થ—

ત્યાં બળવાન દુશ્મનોનો સંચાર થઇ શકતો નહોતો. આવનારા દુશ્મનો આશાભંગ થઈ ચાલ્યા જતા હતા. જે બાજુથી ચઢી આવતા તે તરફજ પાછા જતા રહેતા હતા.

૩૯

गण्यते गागरूनोऽयं दुर्गो दुर्गेषु दुर्गमः ।
सैन्य वाहक योधाना मयोध्यो दुर्जयस्तथा ॥३९॥

ભાવાર્થ—

ગાગરૂન ગઢ સો ગઢોમાં એક નામીચો ગઢ ગણાતો હતો. ભારત વર્ષમાં તેની કીર્તિ ચોતરફથી ફેલાઇ હતી. સેના સાથે ચઢી આવતા યોદ્ધાઓને એ જીતી શકાય તેવો નહતો. ભારે મુશ્કેલ થઈ પડયો હતો.

૪૦

भारतीयेषु दुर्गेषु तादृशो नैव लक्ष्यते ।
यादृशोऽयं महादुर्गो योध्धुकामान् भयावहः ॥४०॥

ભાવાર્થ—

હિંદમાં એવો ગઢ નથી કે-જે ગાગરૂન ગઢની તુલનામાં આવે ! જેના ઉપર ચઢી આવતા કઇક દુશ્મન બાદશાહો કંટાળી-થાકી-હારી અને પાછા ફરતા.

૪૧

अनेका म्लेच्छ राजानः प्राद्रवन् वै ससैनिकाः ।
नैराश्य मगमँ स्तत्र शस्त्रं हित्वा पलायिताः ॥४१॥

ભાવાર્થ—

કઇ મ્લેચ્છો સેના સાથે અને બળવાન યોદ્ધાઓ સાથે ચઢી આવેલા પણ ત્યાં તેઓ હાર ખાઇ નાસી ગએલા હતા. વળી કેટલાક નિરાશાથી શસ્ત્રો તજી દઈ માર ખાઇ, શરણ થઇ બચી ગયા હતા.

૪૨

इतरे बहवो योधा युद्ध कर्म कलाविद: ।
तत्रैवे भग्न संकल्पाः पराजित्य दिवंगताः ॥४२॥

ભાવાર્થ—

વળી કેટલાક ચુસ્ત લઢાઈ કરનારાઓ કે જેઓ યુદ્ધકળામાં નિષ્ણાત હતા. તેઓ લઢી પરાજય પામી જે ઉત્સાહથી આવેલા હતા તે નિરાશ થઇ આખરે મૃત્યુ પામ્યા હતા.

૪૩

बलिडा-गिद्धकोराइ ख्यातौ घट्टौ भयावहौ ।
वैशिष्ट्यं दर्शयंतौच्च सर्वत्रा ख्याततांगतौ ॥४३॥

ભાવાર્થ—

ત્યાં "બલીડા" અને "ગિદ્ધકારાઇ" નામે પ્રસિદ્ધ ઘાટ ભયાનક છે. તેની વિશિષ્ટતા કોઈ ઓર પ્રકારની છે. ભારતના ઇતિહાસ જાણનાર તેને સારી પેઠે જાણે છે.

૪૪

"घोघडे"ति प्रसिद्धोवै प्रपातो गिरि शृंगतः ।
पतत्युच्चैर्जलानांच गर्जय द्गिरि गव्हरान् ॥४४॥

---

૧ કલ્યાણ સંત અંક પૃ. સં. ૫૦૯ લેખક શ્રીરામનિવાસ શર્માનો લેખ વાંચવાથી સંપૂર્ણ માહિતી મળી શકશે.

ભાવાર્થ—

વળી "ઘોઘડા" નામે ધોધ પ્રસિદ્ધ છે. એ પર્વતના ઉચ્ચ સ્થાનથી નીચે વહે છે અને પર્વતની ગુફાઓને ધમધમાવે છે. તેનો અવાજ માઇલો સુધી સંભળાય છે.

૪૫

**अन्येऽपि ताद्रशा द्रश्या द्रष्यंतेच मनोहराः ।**
**द्रष्टृणां दर्शन पथि भारते वै चतुर्विधाः ॥४५॥**

ભાવાર્થ—

તેવા વળી અનેક જાતના સુંદર દેખાવો રળીયામણા લાગે છે. એમ આખાય ભારતવર્ષમાં આવા મનોહર દેખાવો ચાર સ્થળોમાં છે.

૪૬

**तेष्वप्ययं प्रपातोवै कथ्यते चोत्तमोत्तमः ।**
**मेघ गंभीरनादेन चाव्हयत् प्रेक्षकानिव ॥४६॥**

ભાવાર્થ—

અને એ ચારે દેખાવોમાં આ ધોધ તો વળી સર્વોત્તમ લેખાય છે. એ ધોધનો નાદ મેઘ જેવો ગંભીર લાગે છે. અને પ્રેક્ષકોને જાણે બોલાવતો હોય તેમ આનંદ ઉપજાવે છે.

૪૭

**बहवस्तत्र गच्छंति पुरातत्व विदोजनाः ।**
**छाया चित्राणि संगृह्य भवंति कौतुकान्विताः ॥४७॥**

ભાવાર્થ—

ત્યાં પુરાતત્વના જાણકારો ખાસ ઈરાદાથી જોવા માટે જાય છે. તેનાં છાયા-ચિત્રો-ફોટાઓ લે છે. અને તે જોઇ ભારે કૌતુક કરે છે.

૪૮

**मुक्तकंठेन तत्छोभां वर्णयंति लिखंतिच ।**
**प्रथयंतिच लोकेषु तत्तत् संशोधकेषुच ॥४८॥**

ભાવાર્થ—

વળી એ ધોધની સુંદર શોભાને મુક્ત કંઠે વખાણે છે. એ વિષે લેખો લખે છે. અને તેને સંશોધકોમાં પ્રસિદ્ધ કરવા પ્રયત્ન કરે છે.

૪૯

**प्राकृतीं सुषमांवीक्ष्य वीक्षमाणाश्च नास्तिकाः ।**
**आस्तिकाश्च भवन्त्याशु भक्ति भाव समन्विताः ॥४९॥**

ભાવાર્થ—

પરમેશ્વરે નિર્માણ કરેલી એ પરમ શોભાને જોઈ જોનારા નાસ્તિકો પણ વિસ્મય થાય છે. અને તેના અપાર મહિમામાં લીન થઈ પ્રેમભાવથી આસ્તિક બને છે.

૫૦

**ये संति भगवद्भक्ताः भगवत्यर्पित मानसाः ।**
**द्रष्ट्वातां भगवल्लीलां कृतार्थाः संभवंतिच ॥५०॥**

ભાવાર્થ—

વળી જેઓ ભગવદ્ભક્ત હોય છે, જેમનાં મન પરમેશ્વરમાં લીન હોય છે. તેઓ સર્વે ભગવાનની એ લીલાને જોઇ કૃતાર્થ થાય છે.

૫૧

**पुरा नवे पुरेतत्र खीची गोत्र समुद्भवः ।**
**क्षेमेन्द्रेति प्रसिद्धोवै शशास राज्यमुत्तम् ॥५१॥**

ભાવાર્થ—

પુરાના એ ખીચી વંશમાં "ક્ષેમેન્દ્ર" એવા નામે રાજા સુપ્રસિદ્ધ હતો. અને એ ગંગારૂણમાં ઉત્તમ પ્રકારે રાજ્ય કરતો હતો.

૫૨

**सुशीलाच महाराज्ञी धर्मकर्मणि निश्चला ।**
**तस्या गर्भे समुद्भूतः पुत्रः परमपावनः ॥५२॥**

ભાવાર્થ—

તેની મહારાણી "સુશીલા" એવા નામે હતી. અને તે ધર્મકાર્યમાં તત્પર હતી. વ્રત ભગવત્ ભજન દેવ-બ્રાહ્મણની પૂજા, અને અતિથી સત્કાર કરતી હતી.

---

૧ કલ્યાણ શક્તિ અંક પૃ. ૬૫૨

इन्हीके वंशमें दिल्लीके अन्तिम हिन्दु सम्राट महाराजा पृथ्वीराज चौहान हुए। उनके वंशज खेंगारजीने मालवा प्रदेशमें राज्य स्थापन किया। उनके समयमें चौहान लोग 'खींची चौहान' कहलाने लगे। इ० इ०

૫૩

**पीपेन्द्रेति समाख्यातो भक्तानांच शिखामणिः ।**
**तज्जन्म कर्म महिमा श्रोतृणां कौतुकास्पदः ॥५३॥**

ભાવાર્થ—

તેને એક પુત્ર થયો. એ પુત્ર પરમ પવિત્ર હતો. વંશને ઉદ્ધાર કરનાર તથા ભગવત્ ભક્તોમાં શિરોમણિ એવો હતો. તેનું નામ પીપેન્દ્ર એવું રાખવામાં આવ્યું હતું.

૫૪

**अतोहंसंप्रवक्ष्यामि चरितं परमाद्भुतम् ।**
**ज्ञानिनां ज्ञान लाभाय राष्ट्रस्यानंद हेतवे ॥५४॥**

ભાવાર્થ—

તેના જન્મ ચરિત્રને મહિમા અદ્દભુત્ હતો. શ્રોતાઓને કૌતુક લાગે તેવો હતો. જ્ઞાનિઓના જ્ઞાનને વધારનાર તથા રાષ્ટ્રના આનંદની ખાતર એ ચરિત્ર લખવાનો આરંભ કર્યો છે.

इति श्रीवटावली वास्तव्येन गणपतीशङ्कर
शास्त्रीणा विरचिते अभिनव पीपा
चरिते तृतीयोल्लासः ।



# अथ चतुर्थोल्लासः।

## ( अनुष्टुप्-वृत्तम् )

१

अथचा जन्म शुद्धस्य मुक्तसंगस्य योगिनः।
श्रियाजुष्टकुमारस्य सच्छीलं वर्ण्यतेऽधुना ॥१॥

ભાવાર્થ—

પીપાજી કે જેઓ બાળક અવસ્થાથી શુદ્ધ હતા, હરકોઇ પ્રકારના સંગથી રહિત હતા. મહાયોગી હતા. ભારે સંપત્તિવાળા હતા. તેમના ઉત્તમ શીલનું વર્ણન કરવામાં આવે છે.

૨

बाल्ये मातृसमादिष्टो मातृशब्दान् समुच्चरन्।
प्राविवीशन् मातृभाषां देशशिष्टजनाश्रिताम् ॥२॥

ભાવાર્થ—

જ્યારે તેઓ બાળક હતા, ત્યારે માતા જે જે શબ્દો બોલે તે શબ્દોને તેઓ બોલતા. એ બોલવાનો અભ્યાસ પડવાથી માતૃભાષા કે જેને શિષ્ટ પુરૂષો શુદ્ધ રીતે બોલતા, તેવી શિષ્ટ ભાષામાં તેમણે પ્રવેશ કર્યો.

૩

स वै बाल्ये क्रीडनकाँ स्त्यक्तत्वा विद्यां पपाठच।
माधुर्ययुक्तहास्येन करोति लोकरंजनम् ॥३॥

ભાવાર્થ—

ત્યાં પછી બાળકોની સાથે થતી રમતોને તથા રમકડાંને છોડયાં. અને વિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો, તેઓ મધુર હસતા. અને લોકો તેમને જોઈ આનંદ પામતા.

૪

गर्भादेकादशे वर्षे जनक स्तमुपानयत्।
सचो शित्वा गुरुकुले वेद शास्त्रान् समभ्यसत् ॥४॥

ભાવાર્થ—

ગર્ભથી અગીઆરમે વર્ષે તેમના પિતાજીએ તેમને જનોઈ દીધી. પિતાની આજ્ઞાથી તેમણે તેમના ગુરુજીને ત્યાં નિવાસ કર્યો. અને વેદ તથા શાસ્ત્રનો અભ્યાસ કર્યો.

૫

आन्विक्षिकीं त्रयीं वार्ता दंड नीतिंच शाश्वतीं ।
चतुष्षष्ठीः कलाश्चैव स्वल्पकालेन चाग्रहीत् ॥५॥

ભાવાર્થ—

વળી રાજાઓના અભ્યાસને લગતાં નીતિશાસ્ત્રના સઘળા ગ્રંથોનો અભ્યાસ કર્યો અને તે સાથે ચોસઠ કળાઓનું શિક્ષણ સરલતાથી મેળવ્યું.

૬

एवं विद्याकलाभिश्च भूषितो भास्करो यथा ।
रूपसौंदर्यकांतिभी रराज निशिनाथवत् ॥६॥

ભાવાર્થ—

એ પ્રમાણે વિદ્યા અને કળાઓના જ્ઞાનથી શોભતો સૂર્યસમાન લાગતો હતો. તથા રૂપ, સૌંદર્ય, અને કાંતિથી જાણે સાક્ષાત ચંદ્ર હોય તેમ શોભતો હતો.

૭

युवापीवरसर्वांगो दीर्घ बाहुः प्रतापवान् ।
शुकवन्नासिकायुक्तो कंबुग्रीवो महाबलः ॥७॥

ભાવાર્થ—

તે જ્યારે જુવાન થયો ત્યારે શરીરે પુષ્ટ થયો હતો. તેના સુંદર લાંબા હાથ શોભતા હતા. ભારે તેજસ્વી દેખાતો હતો. પોપટના જેવી નાસિકા શોભતી હતી. શંખના જેવી ડોક હતી. અને મહા બળવાન થયો હતો.

૮

स्फीतै र्दशन संयुक्त स्त्रिवली शोभितो दरः ।
ओष्ठौ बिंबफला भासा वाकर्णांते विलोचने ॥८॥

ભાવાર્થ—

ચોકખા દાંતોની હાર રત્નો જેવી ચળકતી હતી. ત્રિવલીથી પેટનો ભાગ શોભતો હતો. લાલ એવા બે હોઠ બિંબફલના જેવા શોભતા હતા.

તથા બે નેત્રોના પ્રાન્તભાગ કાનો સુધી વિસ્તારવાળા હતી.

૯

**कपाटवक्षाः सुशिराः सुष्ठुविक्रमसंयुतः ।**
**महाहनुर्महातेजाः सर्वशत्रुनिवर्हणः ॥९॥**

ભાવાર્થ—

કપાટના જેવી છાતી પહોળી હતી. સુંદર મસ્તક હતું. ઉત્તમ પરાક્રમ કરવાની શક્તિ દેખાઇ આવતી હતી. મોટી દાઢી તથા બળવાન સાથળો હતી. ભારે તેજસ્વી તથા સર્વ પ્રકારના શત્રુઓનો નાશ કરી શકે તેવો હતો.

૧૦

**नीतिमान् मतिमान्वक्ता गूढ जत्रुः प्रियंवदः ।**
**एकाग्रचेता निर्मोहः श्रद्धावान् भगवत् पदे ॥१०॥**

ભાવાર્થ—

નીતિવાળો, બુદ્ધિવાળો, ગુપ્ત વિચારવાળો, અને મધુર બોલનાર હતો. એકાગ્ર ચિત્તવાળો, મોહરહીત, તથા ભગવત્ ચરણારવિંદે શ્રદ્ધાવાળો હતો.

૧૧

**अचिरेणैव कालेन परिणिन्ये महामनाः ।**
**विधिनै केकशः कन्याः क्षत्राणां भिन्न गोत्रिणां ॥११॥**

ભાવાર્થ—

એ મોટા મનવાળો રાજકુમાર પીપાજી એક એક ભિન્ન ગોત્રવાળી રાજ્યકન્યાને વેદવિધીથી પરણ્યો. એમ તેણે થોડા થોડા સમયને અંતરે એક પછી એક એમ કુલ બાર વખત લગ્ન કર્યાં.

૧૨

**ताभिर्द्वादश पत्नीभी र्गृहमेधमपालयत् ।**
**तमेव भेजिरे पत्न्यः प्रत्यहं प्रेम भावतः ॥१२॥**

ભાવાર્થ—

ઉપરોક્ત બાર પત્નીયોની રૂડી વ્યવસ્થા કરી. ગૃહસ્થ ધર્મનું પાલન કરવા માંડયો. વળી એ બારે પત્નીયો પતિને દેવતુલ્ય સમજી પ્રેમભાવથી સદ્વર્તન રાખતી હતી.

१३

**परंत्वासां सपत्नीनां सीता नाम्नी कनीयसीः ।**
**भार्यासीत् भगवद्भक्ता भर्ताऽनुज्ञानुवर्तिनी ॥१३॥**

ભાવાર્થ—

એ બાર પત્નીયોમાં સીતા નામે પત્ની કે જે છેલ્લી પત્ની હતી, તે ભગવત્ ભક્ત હતી. પતિ સેવામાં તત્પર રહેતી હતી. અને ઉચ્ચ ભાવોને સેવનારી હતી.

१४

**स्वल्प कालेन पीपासौ पित्रं राज्यं समासदत् ।**
**प्रजावै पालयामास मंत्रिभिर्नयकोविदैः ॥१४॥**

ભાવાર્થ—

ત્યાં પછી થોડા સમયમાં પીપાજીએ પિતાજીના હસ્તકનું રાજ્ય મેળવ્યું. વિદ્વાન મંત્રીઓની યોજના કરી. અને ધર્મ-ન્યાય અને નીતિથી રાજતંત્ર ચલાવવા માંડયા. પ્રજાનું રૂડી રીતે પાલન કરવા માંડયા.

१५

**विद्याया वर्धनाच्चैव विनयस्यच्च शिक्षणात् ।**
**रक्षणात् बहुभिर्योधै र्विविधाश्चैव पोषणात् ॥१५॥**

ભાવાર્થ—

તેમણે શિક્ષણનો પ્રચાર કરવા માંડયો. અને રાજ્યમાં વિદ્યાની વૃદ્ધિ થવા માંડી. વિનયનું શિક્ષણ આપવા માંડયું. અને રીતિ-નીતિથી પ્રજાને વ્યવહાર કુશલ બનાવવા માંડી. ચોર અને લૂટારાઓનો ભય મટાડયો, અને રક્ષણ કરવા માંડયું. પ્રજા રક્ષણ માટે મોટું સૈન્ય રાખ્યું. અને પ્રજાના પોષણની યોજના કરી વેપાર વધાર્યો.

१६

**पींपा पिताऽसीत् सर्वासां पितरौ जन्महेतुकौ ।**
**उद्योगै र्विविधै श्चैव कृषिसंवर्धनेनच्च ॥१६॥**

ભાવાર્થ—

અનેક પ્રકારના ઉદ્યોગોનો વિકાસ કરવા માંડયો. ખેતીવાડીની ખીલવણી કરવા માંડી. અને તેવા ઉદ્યોગી લોકોના ઉદ્યોગોને ઉત્તેજન આપવા

માટે અગણીત દ્રવ્ય ખર્ચવા માંડયું. તેથી પીપારાજા પ્રજાના સાચા પિતા ગણાવા લાગ્યા. અને માતાપિતા તો કેવળ જન્મ આપી જાણનારાંજ લેખાવા માંડયાં.

૧૭

**विषयेभ्य स्त्वना सक्तो विद्याविज्ञानपारगः ।**
**धर्मासक्त मनास्तस्य मनः स्थैर्ये व्यवस्थितं ॥१७॥**

ભાવાર્થ—

રાજા વિષયોમાં આસકિત રાખતો નહોતો. વિદ્યા અને જ્ઞાનનો પારંગત હતો. ધર્મ ઉપર પ્રેમ રાખનારો હતો. અને સ્થિર મનવાળો હતો.

૧૮

**प्रजानां पालनार्थाय षष्ठांश कर मग्रहीत् ।**
**इतीभ्यो मोचनार्थायाऽ ददाच्छत गुणं मुहुः ॥१८॥**

ભાવાર્થ—

પ્રજાઓના પાલન માટે પ્રજા પાસેથી એક ષષ્ઠાંશ કર લેતો હતો. અને દુષ્કાલ અથવા તીડ–ઉંદર–સુડા વિગેરેથી ખેતીના નાશના પ્રસંગે લીધેલા કરથી સોગણી–હજારગણી દ્રવ્યની મદદ આપતો હતો.

૧૯

**सैन्यं क्षत्रिय वीराणां सशस्त्रं शिक्षितंच वै ॥**
**सदैव सज्ज मातिष्ठ द्राष्ट्रस्य रक्षणायच ॥१९॥**

ભાવાર્થ—

સમસ્ત રાજ્યની આબાદી માટે શક્તિશાલી યોદ્ધાઓ રાખ્યા હતા. એ સઘળા ક્ષત્રિયો–યુવાનો યુદ્ધકળા અને શસ્ત્રાસ્ત્રની વિદ્યાને જાણનારા હતા. રાષ્ટ્રનું રક્ષણ કરવામાં સાવચેત તથા શસ્ત્રોથી સજેલા રહેતા હતા.

૨૦

**परवृत्तांत ज्ञातेऽपि ना वदत् कस्य संनिधौ ।**
**भूरि द्रव्य प्रदानेऽपि नकरोत्यात्मनः स्तुतिं ॥२०॥**

ભાવાર્થ—

બીજાઓની અનેક બીનાઓ જાણતો હોવા છતાં, કોઈની સમક્ષ

કંઇપણ કહેતો નહોતો. ઘણા દ્રવ્યની સહાયતાઓ અને સખાવતો કરતો હોવા છતાં, પોતાની સ્તુતિ પોતે કરતો નહોતો.

૨૧

दंडयत्यु न्मदासक्तान् प्रजा रक्षण हेतवे ।
वंशस्य रक्षणार्थाय विवाहा रपि कीर्तिताः ॥२१॥

ભાવાર્થ—

ઉન્મત્ત-ઉદ્ધત અને દુષ્ટોને દંડ કરતો હતો. અને પ્રજાને નિર્ભય કરતો હતો. વળી વંશની રક્ષા કરવા માટે તેણે વિવાહોપણ કર્યા હતા.

૨૨

प्रत्यहं पंच यज्ञान् स विधाय वाडवैः सह ।
भुंक्ते प्रसाद विप्राणां शिष्टं स्वाद्वन्न संयुतं ॥२२॥

ભાવાર્થ—

હરરોજ પંચ મહાયજ્ઞ-બલીવૈશ્વ દેવનો વિધી કરતો હતો. અને વિદ્વાન્ બ્રાહ્મણોનું સન્માન કરી તેમને ભોજન કરાવતો હતો. તથા દેવ, અને બ્રાહ્મણોના પ્રસાદરૂપ અન્ન અમૃત તરીકે માની જાતે ભોજન કરતો હતો.

૨૩

एवं धर्मार्थ कामानां सेवनं शास्त्र संमतम् ।
करोतितेन तं भूपं बाधां न त्रिगणः स्वयं ॥२३॥

ભાવાર્થ—

એ પ્રમાણે ધર્મ-અર્થ-અને કામનું સેવન શાસ્ત્રના નિયમોને અનુસરીને કરતો હતો તેથી એ ત્રિવર્ગ (ધર્મ અર્થ અને કામ) રાજાને કદી દુઃખરૂપ નિવડતાં નહોતાં.

૨૪

शिष्टावै संमतास्तस्य द्वेष्यास्त्याज्या विषंयथा ।
स्मृति संमतन्यायेन राज्यस्य वहति धुरां ॥२४॥

ભાવાર્થ—

શિષ્ટ પુરૂષો દ્વેષી જેવા લાગતા હોય છતાં, રાજાને તે માન્ય ગણાતા અને દુષ્ટ માણસો પ્રિય લાગતા હોય છતાં, વિષની પેઠે તેને ત્યાજ્ય હતા. વળી સ્મૃતિ શાસ્ત્રોના ન્યાયથી એ રાજ્ય ધુરાને વહન કરતો હતો. યાને રાજ્ય ચલાવતો હતો.

૨૫

**विद्विषाँस्तस्यचेतांसि दिवा रात्रौज्वलंतिच ।**

**कतिचिद्विपिने गत्वा वपूंषि जारयंतिच ॥२५॥**

**ભાવાર્થ—**

તેનો દ્વેષ કરનાર દુશ્મનોનાં મન રાતદિવસ બળ્યા કરતાં હતાં. અને કેટલાક તો જંગલોમાં જઈ પોતાનું આયુષ્ય વિતાડતા હતા. શરીરોને ક્ષીણ કરતા હતા.

૨૬

**साहसे समरेश्रीमान् सहते शस्त्रजान् क्षतान् ।**

**सह्यंते तेन संग्रामा दुत्थितः श्रम वेदनाः ॥२६॥**

**ભાવાર્થ—**

શ્રીમાન્ પીપારાજા સાહસીક યુધ્ધોના પ્રસંગોમાં શસ્ત્રોના હજારો ઘા સહેતો હતો અને સંગ્રામોમાં થતા થાકની વેદનાઓ તેનાથી સહેજે સહેવાતી રહેતી હતી.

૨૭

**ब्रह्म क्षत्रिय विट् शूद्रैर्वा ङमनः काय कर्मभिः ।**

**मान्यः पूज्योऽभवद्राजा प्रकृती रंजना दसौ ॥२७॥**

**ભાવાર્થ—**

બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શુદ્ર એમ મુખ્ય જાતિઓ તથા, ઇતર પ્રજાવર્ગ તેને મન-વાણી અને કાયાથી પૂજ્ય ગણતાં હતાં. તથા સદ્ગુણોના પ્રભાવથી પ્રજાને રંજન કરતો હોવાથી તેનું રાજા એવું નામ અર્થયુક્ત ગણાતું હતું.

૨૮

**क्षत्राणां क्षिति पालानां च्युतानां धर्म शीलतः ।**

**क्षमतेषलेशमात्रंन कर्म वैह्यपराधजं ॥२८॥**

**ભાવાર્થ—**

ક્ષત્રિઓ કે જેઓ રાજાઓ હતા. તેઓ ધર્મ અને શીલથી ભ્રષ્ટ થતા લાગે, અગર તેવો લેશ માત્ર પણ તેમનો અપરાધ જણાઈ આવે તો પીપા તેને સહી શકતો નહીં. ક્ષમા આપતો નહીં.

૨૯

**क्षमते वाडवानांच तपः स्वाध्याय कर्मणा ।**

**मनेकानपराधाँश्च संस्कृति रक्षिणां तथा ॥२९॥**

ભાવાર્થ—

પરંતુ તપસ્વી, સ્વાધ્યાયતત્પર, અને સંસ્કૃતિ રક્ષક એવા બ્રાહ્મણોના સેંકડો અપરાધો જણાઈ આવતા હોય તો પણ તે તરફ લક્ષ આપતો નહીં.

૩૦

तुदती पशु पक्ष्यादीन् मनुजान्न कथंचन ।
रोष द्रष्टयान संप्रेक्ष्य हानिर्न कुरुते ध्रुवम् ॥३०॥

ભાવાર્થ—

કારણવશાત્ પશુ (ઘોડા–હાથી–સિંહ–વ્યાઘ્રો) તથા નુકશાનકારક પક્ષીઓને કનડતો પણ વિના અપરાધે કોઈપણ માણસને તે કનડતો નહીં વધારે તો શું ? રોષ દ્રષ્ટિથીય જોતો નહીં. તો પછી નુકશાન કરવાની તો વાતજ શી ?

૩૧

प्रत्युपकार परोनित्य मुपकार परायणं ।
अपकार निमग्नानां न रुषा भर्त्सयन् क्वचित् ॥३१॥

ભાવાર્થ—

ઉપકાર કરનારા સજ્જનો ઉપર હંમેશાં ઉપકાર કર્યા કરતો પણ કદાચ જ્યારે તેઓ અપરાધ કરનારા જણાઇ આવતા હોય છતાં તેમને રોષથી કદી ધિઃકારતો નહીં.

૩૨

म्लेच्छ संसर्ग दुष्टेषु समंतात् संगतेषुच ।
रोष युक्तो भवत्येव युद्धायोद्यत कार्मुकः ॥३२॥

ભાવાર્થ—

મ્લેચ્છોના સહવાસથી જેઓ દુષ્ટ બનતા, તથા મ્લેચ્છોના ટોળાઓમાં જેઓ ભળી જતા તેવા ગુન્હેગારો સામે રોષે ભરાતો. અને ધનુષ્ય બાણથી તેમને સીધા કરવા તૈયાર થઇ જતો.

૩૩

दयार्द्र भाव संयुक्तो नाऽसौकंश्चिद्दुनोतिच ।
वचसातोषयत्येव शरणागत सज्जनान् ॥३३॥

ભાવાર્થ—

તેના દયાળુ સ્વભાવને લીધે તે કોઈને વાણીથી પણ દુઃખ લગાડતો નહીં. શરણે આવેલા સજ્જનોને મીઠી વાણીથી સદા સંતોષ આપતો.

૩૪

**दीन प्रोक्त दुरुक्तानि श्रुत्वाऽपि नैव क्रुध्यति ।**
**न दोष भाङ्मनस्तस्य जायते न कदाचन ॥३४॥**

ભાવાર્થ—

ગરીબાઈથી પીડાતા લોકોના તોછડા શબ્દ સાંભળતો, છતાં ક્રોધે ભરાતો નહીં. તેમજ તેના મનમાં કદી પણ દોષ પેદા થતો નહીં. અથવા દોષગ્રાહી બનતો નહી.

૩૫

**अर्जुनेन समातस्य धृतिः संगर मूर्धनि ।**
**युधिष्ठिर समातस्य क्षमा सुपरिचीकृता ॥३५॥**

ભાવાર્થ—

યુદ્ધોના પ્રસંગોમાં તેની ધીરજ અર્જુન સમાન દેખાઇ આવતી. યુધિષ્ઠિરની સમાન ક્ષમાવાળો જણાતો. એવો તેનો ઉદાર પરીચય સૌને થતો.

૩૬

**शमनात् कामक्रोधानां दमस्तस्यतु विश्रुतः ।**
**अस्तेयस्य व्रतेनाऽसौ प्रख्यातो समरंविना ॥३६॥**

ભાવાર્થ—

તેણે તેના કામ અને ક્રોધ શમાવી દીધા હતા. ઇન્દ્રિયોના દમનથી જગજાહેર થયો હતો. અને યુદ્ધના પ્રસંગો સિવાય તેનું અસ્તેય વ્રત સમાજ ઉપર સારી અસર પેદા કરતું હતું.

૩૭

**शौचाचार समायुक्तो मनसा कर्मणा तथा ।**
**इन्द्रियाणां निग्रहेण ददृशे भास्करो यथा ॥३७॥**

ભાવાર્થ—

મન-વાણી અને કાયાથી તે પવિત્ર આચાર પાળતો હતો અને ઇન્દ્રિયોને તેના વિષયોથી પર રાખતો હોવાથી સૂર્ય સમાન તેજસ્વી લાગતો હતો.

इति श्रीवटावली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रि विरचिते अभिनव
पींपाचरिते चतुर्थोल्लासः ।

# अथ पंचमोल्लासः ॥

अनुष्टुप् वृत्तम्

अथ तस्यनरेशस्य कुलाचारोपवर्ण्यते ।
यंद्रष्ट्वा दुःखमापन्नो रामानंद मुपागमत् ॥१॥

ભાવાર્થ—

હવે, એ રાજા પીપાજીના કુલાચારનું વર્ણન કરવામાં આવે છે. કુળની રીત જોઈ રાજાને મનમાં ખૂબ લાગી આવે છે. આખરે મહાસમર્થ શ્રી રામાનંદ ગુરૂને શરણે જાય છે.

सर्वैकदा सुखासीनः भक्तोत्तम शिखामणिः ।
प्रसन्नो हास्य वदनः श्रेयश्चिंतन मानसः ॥२॥

ભાવાર્થ—

કોઇ એક દિવસે એ ઉત્તમ ભક્તોનો શિખામણી શાંતિથી સિંહાસન ઉપર બેઠો હતો. મન આનંદમાં હતું. મુખ હસતું હતું. અને આત્માનું કલ્યાણ કેવી રીતે થાય તેના વિચારમાં બેઠો હતો.

कोऽहंवा केन रचितं द्रष्याऽद्रष्य मिदंजगत् ।
कोवा कर्त्तास्ति सर्गस्य नाम्नाकेन विभाव्यते ॥३॥

ભાવાર્થ—

હું કોણ છું ? આ દ્રષ્યાદ્રષ્ય જગત્ કોણે રચ્યું છે ? આ વિશ્વનો કર્તા કોણ છે ? અને એ કયા નામથી ઓળખાઇ શકે ?

उपादानंच्च किं प्रोक्त मुपादेयं कि मुच्यते ।
अथवा शास्त्र वेत्तारो त्रि सर्ग वर्णयन्तिवै ॥४॥

ભાવાર્થ—

જગતનું ઉપાદાન કારણ શું હશે ? તેમાંથી મેળવવા લાયક શું ગણાય ? અથવા શાસ્ત્ર જાણનારા પંડિતો ત્રિસર્ગનું વર્ણન કરતા આવ્યા છે તેમ પણ કાં ન હોઇ શકે ?

तथाऽपि किं साधिभूतं साधि दैवंच किं पुनः ।
साध्यात्म्यं तस्य किं ज्ञानं प्रोच्यते क्षीण किल्विशैः ॥५॥

ભાવાર્થ—

તથાપિ જેનો પૃથ્વી તત્વ એ આધાર છે, તત્વોના દેવતાએ જેના ઉત્પાદક છે, અને આત્માનો પ્રમુખપણે તેનો વ્યવહાર થતો જણાય છે. એ બધું જ્ઞાન નિર્દોષ જ્ઞાનિઓ કેવું જાણતા હશે ?

एवं विचार संविग्नः खीचीनां कुल पावनः ।
प्रवृद्धास्तत्र आजग्मु मैंत्रणार्थे नृपोत्तमं ॥६॥

ભાવાર્થ—

એવા વિચારોમાં પડેલા આ ખીચી કુલના પવિત્ર રાજા પીપાજીને ત્યાં કેટલાક વિચારો સમજાવવા માટે કુળના વૃદ્ધ પુરૂષો આવ્યા.

आगताँस्तान् समालोक्य वृद्धानां समुपासकः ।
आसनाच्छीघ्रमुत्तीर्य प्रतिगन्तुं समाचलत् ॥७॥

ભાવાર્થ—

વૃદ્ધોનો ઉપાસક રાજા પીંપા આવતા મુરબ્બીઓને જોઇ સિંહાસન ઉપરથી તુર્ત ઉઠયો. અને આવકાર આપવા માટે સામે ગયો.

तेभ्यो वै दंडवन्नत्वा प्रेम निर्भर मानसः ।
स्वागतंव्याजहारैषा मासनेन्यविवेशयत् ॥८॥

ભાવાર્થ—

આવેલા એ કુળ વૃદ્ધોને જોઇ તેણે દંડવત્ નમસ્કાર કર્યાં. અને પ્રેમપૂર્વક તેમનું સ્વાગત કર્યું. અને ઉત્તમ આસનો ઉપર તેમને બેસાડયા.

स्वयंनीचासने स्थित्वा प्रार्थयत् प्रश्रयेणसः ।
सुस्वागतं तु युष्माकं खीची कुल सुरक्षिणाम् ॥९॥

ભાવાર્થ—

પોતે નીચા આસન ઉપર બેઠો. અને ઘણા વિનયથી પ્રાર્થના કરવા લાગ્યો કે, હે ખીચી કુલના રક્ષકો ! આપનું મારે ત્યાં પધારવું થયું તે જોઇ મ્હને આનંદ થાય છે. આપે મ્હને પાવન કર્યો.

**भवतां दर्शनेनैव कृतार्थोस्मि पितामहाः ।**
**रनुज्ञामस्तिचेद्दत्त योग्यता मद्विचार्यच ॥१०॥**

ભાવાર્થ—

હે દાદાઓ ! આપનાં દર્શનથી હું આજે કૃતાર્થ થયો છું. મારી યોગ્યતાનો વિચાર કરી મ્હનેલગતી કંઇ આજ્ઞા હોય તો કહેવા કૃપા કરો.

**निःशंकया भवद्भिस्तु वाच्यं मम हितैषिभिः ।**
**यत्कृते परमं श्रेयः परलोक सुखावहं ॥११॥**

ભાવાર્થ—

આપ સર્વે મારા હિત ચિંતક છો. આપ કોઇ જાતની શંકા લાવ્યા વિના મ્હને સ્પષ્ટ કહો કે જેથી મારી આ લોકમાં ઉન્નતિ થાય, અને પરલોકમાં સુખ આપનારૂં મારૂં પરમ કલ્યાણ થાય.

**आगतेषुच वृद्धेषु एकोख्यातो बहुश्रुतः ।**
**उवाच सर्व संमत्या वचनंच हितावहं ॥१२॥**

ભાવાર્થ—

પીપાજીનાં અમૃતમય વચનો સાંભળી વૃદ્ધો રાજી થયા. અને આવેલા વૃદ્ધોમાંથી એક બહુશ્રુત હોવાની ખ્યાતિ પામેલો એક વૃદ્ધ સરદાર બોલ્યો. તેણે પ્રથમ સૌની સંમતિ લીધી. અને ખીચી ક્ષત્રિઓના કુલના આચારની વાત કહેવા લાગ્યો.

**श्रृणु राजन् प्रवक्ष्यामि सर्व सौख्यप्रदंवचः ।**
**अवधारय चित्तेच तत्क्षणं क्रियतामिति ॥१३॥**

ભાવાર્થ—

હે રાજન્ ! હું જે વાત કહીશ, તે આપણા સઘળા કુટુંબીઓ સાંભળીને રાજી થશે. સૌને સુખ ઉપજશે. તું તેનો બરાબર વિચાર કર, અને તુર્તજ અમલમાં મૂક.

खीचींनां परमोधर्मस्तंत्र शास्त्रेषु वर्णितः ।
सर्वै वै दीक्षितास्तस्मिन् त्वयै केन विनानृप ॥१४॥

ભાવાર્થ—

હે વ્હાલા રાજા ! જેને આપણા ખીચી કુટુંબે ધર્મ માન્યો છે, તંત્ર શાસ્ત્રમાં જેનું વર્ણન છે, જેને વંશપરંપરાથી સઘળા કુટુંબીઓ સ્વિકારતા આવ્યા છે, અને દીક્ષા ગ્રહણ કરી જે ધર્મ પાળતા આવ્યા છે, તેનાથી રહીત એવો ફક્ત તું એકજ બાકી છે.

अतो दीक्षां गृहाणाऽशु गुरोस्तांत्रिकवादिनः ।
विना दीक्षां न स्थातव्यं त्वादृशैः श्रद्धयान्वितैः ॥१५॥

ભાવાર્થ—

તેથી તંત્રશાસ્ત્રને જાણનારા આપણા ગુરૂ પાસેથી તું વામતંત્રની દીક્ષા જલ્દી ગ્રહણ કર. ત્હારા જેવા શ્રદ્ધાળુએ દીક્ષા વિના હજુ સુધી રહેવું ન જોઈએ.

पीपा-उवाच

नाहं जानामि दीक्षांच कीदृशी वा किमाभिधा ।
तंत्रंवा प्रोच्यते किस्वित् दीक्षातु वैदिकीमता ॥१६॥

ભાવાર્થ—

ત્યારે પીપા કહે છે કે-દીક્ષાને હું જાણતો નથી. એ કેવી હોય છે ? તેનું ખાસ નામ શું હોય છે ? વળી તંત્ર એ શું કહેવાય છે ? મ્હને એટલી ખબર છે કે દીક્ષા તો વેદમાં બતાવેલી જનોઇ દેવાની વિધી કહેવાય છે.

अतोमे सर्व मा चक्ष्व वेद शास्त्रस्य संमतम् ।
नास्ति वेद समो धर्मः सर्व मान्यश्च शाश्वतः ॥१७॥

ભાવાર્થ—

તેથી મ્હને એવુ કહો કે જે વેદ અને શાસ્ત્રોને સંમત હોય!! કારણ કે વેદસમાન બીજો કોઇ ધર્મ નથી, જે સર્વમાન્ય છે. અને સદાકાળ જે ટકી રહે છે.

वृद्ध-उवाच

कलौयुगे तु वेदानां मंत्रा वा श्रुतयस्तथा ।
शप्ताः संति शिवेनाथ ब्रह्मणा विष्णुना तथा ॥१८॥

ભાવાર્થ—

ત્યારે બહુશ્રુત વૃદ્ધ કહે છે કે-આ કલીયુગમાં વેદોના મંત્રોને તથા શ્રુતીયોને બ્રહ્માજીએ, શ્રી વિષ્ણુ ભગવાને, અને શિવજીએ શ્રાપ દીધેલો છે.

अतोदैवत हीना वै अनार्षत्वंचवैगताः ।
तेषा मुद्धरणार्थाय तंत्र शास्त्रं प्रवर्तितं ॥१९॥

ભાવાર્થ—

તેથી તે બધા વેદમંત્રો અને શ્રુતિવચનો દૈવત વિનાનાં થયાં છે. ઋષિયો તેને સ્વિકારતા નથી. તેમના દ્રષ્ટાપણાની કબુલત તેમની પરંપરામાં અપાતી નથી. તેથી એ અનાર્ષ એમ ગણાય છે. ત્યારે એ વેદોનો તથા શ્રુતિ વચનોનો પુનરૂદ્ધાર તંત્ર-શાસ્ત્રમાં કરેલો છે. ત્યારથી તેનું(તંત્રનું)મહત્વ વધ્યું છે. વેદોનું નહીં.

ब्रह्म विष्णु महेशैश्च रचितं वै प्रथक् प्रथक् ।
देवादीनांच वै तद्वन् मुनिभिर्योगि भिष्टुतं ॥२०॥

ભાવાર્થ—

એવું તંત્ર બ્રહ્મા-વિષ્ણુ-અને મહાદેવે જુદુ જુદુ રચ્યું છે. એ પ્રમાણે દેવતાઓએ અને ભિન્ન ભિન્ન ઋષિ મુનિઓએ પણ પ્રથક્ પ્રથક્ રચ્યાં છે. તેથી તંત્ર એવા નામે એક છતાં અનેક હોવાનો બોધ ઉપરોક્ત યોજનાથી થાય છે.

ये मंत्राः शाप संयुक्तास्तेषा मुद्धरणं कृतं ।
शापोद्धारस्य मंत्रावै तंत्र ग्रंथे प्रतिष्ठिताः ॥२१॥

ભાવાર્થ—

એવાં તંત્રો દ્વારા શાપિત મંત્રોનો ઉદ્ધાર થએલો છે. અને એ શાપો-

દ્ધારના મંત્રો જુદા જુદા તંત્રોમાં દૈવત પરત્વે, અને ઋષિ પરત્વે જુદા જુદા ગ્રંથોમાં સંગ્રહાએલા છે.

उत्कीलन विधिश्चापि प्रोक्तस्तंत्रेण वै पुनः ।
बीज मुत्कीलने नैव दैवतं तेषु भिद्यते ॥२२॥

ભાવાર્થ—

મંત્ર માત્રમાં પ્રત્યેક દેવતાનું બીજ ગુપ્ત સમાએલું હોય છે. તેનું ઉત્કીલન કરવાથી બીજ જણાઈ આવે છે. અને એ બીજ મંત્ર તેના દૈવતને સ્પષ્ટ બતાવી આપે છે. એ ઉત્કીલન વિધી તંત્રોમાં બતાવેલી છે.

अतो मंत्रान् परित्यज्य बीजानां परिग्रह्यच ।
यंत्रे बीजानि विन्यस्य इज्यंते दैवतानिच ॥२३॥

ભાવાર્થ—

તેથી વેદમંત્રોના પ્રયોગો અને તેની વિધી તજી, તંત્રમાં બતાવેલા બીજ મંત્રો ગ્રહણ કરવા જોઈએ. તથા યંત્ર બનાવી બીજોને ત્યાં ગોઠવવાં જોઈએ. તથા દેવતાઓનું યજન કરવું જોઈએ. એ રીતથી પૂજન કરેલા દેવતાઓ પ્રસન્ન થાય છે.

इति संभाषणं श्रुत्वा वृद्धस्य पूर्वजस्यच ।
पीपाजहास मधुरं वचनं चेदमब्रवीत् ॥२४॥

ભાવાર્થ—

પૂર્વજ એવા વૃદ્ધ મુરબ્બીનું ઉપરોક્ત ભાષણ સાંભળી પીપાજી મંદ-મધુર હસવા લાગ્યા. અને નીચે પ્રમાણે વચન બોલવા માંડયા.

पीपा–उवाच

वेदावै ब्रह्मणो मूर्ति वाङ्मयी प्रोच्यते बुधैः ।
निरंजनाश्च शुद्धाश्च त्रिकालाबाधिता तथा ॥२५॥

ભાવાર્થ—

પીપાજી કહે છે કે–હે પિતા ! વેદો એતો પરબ્રહ્મ ભગવાનની વાણી-મય મૂર્તિ છે એ પ્રમાણે પંડિતો કહે છે. એ તો નિરંજન છે, સદાકાળ શુદ્ધ છે, અને ત્રણે કાળમાં વેદોને કોઈ ફેરવી શકે તેમ નથી. ખરે ! વેદો ત્રિકાલમાં અબાધીત છે.

नकोऽपि शक्तो भवति शापायोद्धरणायच ।
ऋषयो मुनयो देवा रक्ष्यंते तत्प्रभावतः ॥२६॥

ભાવાર્થ—

તો પછી વેદોને વળી શાપ દેવા કોણ સમર્થ છે? અને શાપનો વળી ઉદ્ધાર તે કેવો થતો હશે? વેદોના પ્રભાવથી તો ઋષિયો મુનિયો અને માનવો રક્ષાયં છે.

नाहं मन्ये भवत् प्रोक्तं परिहास मयंवचः ।
वेदानां तु प्रमाणेन प्रामाण्याआगमादयः ॥२७॥

ભાવાર્થ—

આતો આપનું વચન ખરેખર હસવા જેવું છે. તેને તે હું કેવી રીતે સાચુ માનું? વેદોના પ્રમાણથી તો એ બધાં આગમ શાસ્રો પ્રમાણ ભૂત મનાય છે.

वसिष्ठश्च महायोगी ह्यथर्ववेद् पारगः ।
वेद् संशोधने दक्षः सकथं शापदत्तवान् ॥२८॥

ભાવાર્થ—

મહાયોગી વસિષ્ઠ અથર્વવેદના પારંગત છે. અને વેદોનાં સંશોધન કરવામાં મહાન્ બુદ્ધિશાળી છે. એ વળી વેદોને તે કેવી રીતે શાપ દઇ શકે?

विश्वामित्रो महायोगी जजाप वेद् मंत्रकान् ।
शाब्दे ब्रह्मणि निष्णातो तत्कथं शाप दत्तवान् ॥२९॥

ભાવાર્થ—

મહાયોગી વિશ્વામિત્ર કે જેમણે વેદમંત્ર ગાયત્રીનો જપ કરી, યોગથી તપ કરી, વેદમંત્રને સમાધિમાં સિદ્ધ કર્યો છે. અને તેના દ્રષ્ટા ઋષિ તરીકે ગણાય છે. તથા શબ્દ બ્રહ્મમાં નિષ્ણાત થયા છે. તે વળી વેદને કેમ શાપ દઈ શકે?

इतरे ऋषयः सर्वे वेद् शोधन तत्पराः ।
वेदप्रचार संविग्नाः शापाय कथ मुद्यताः ॥३०॥

ભાવાર્થ—

એ સિવાય બીજા ઋષિ મુનિયો કે જેઓ વેદોનું સંશોધન કરનારા, જપ-તપ-નિયમ અને યોગથી વેદોનો સાક્ષાત્કાર કરનારા છે. તથા વેદોનો પ્રચાર કરનારા ગણાય છે. તેઓ વળી શાપ તે દે ખરાકે ?

**तदऽपि श्रीमता माज्ञां शिरसि धारयाम्यहं ।**
**श्वः परश्वः समागत्य द्रक्षेतंत्र विधानकम् ॥३१॥**

ભાવાર્થ—

તોપણ આપની આજ્ઞા શિરે ચઢાવું છું. અને આવતી કાલ કે પરમ દિવસે આવી, આપ કેવી રીતે તંત્રનું વિધાન કરો છો, તે જોઈ મ્હને યોગ્ય લાગશે તો દીક્ષા લેવાનો વિચાર કરીશ !

**विससर्ज महावृद्धान् स्वयं चालय मास्थितः ।**
**शुभं दिनं समालोक्य जगाम देवि मंदिरं ॥३२॥**

ભાવાર્થ—

એ પ્રમાણે આવેલા વૃદ્ધોને સમજાવી તેમને ઘેર વિદાય કર્યા. અને અનૂકુલ દિવસ જોઈ શક્તિના મંદિરમાં ગયો, જ્યાં વામતંત્રની ઉપાસના ભૈરવી ચક્રયજન નિત્ય થતું હતું ત્યાં અવલોકવા પીપારાજા ગયો.

**इतिश्री वटावली वास्तव्येन गणपतिशंकरशास्त्री विरचिते**
**अभिनव पीपाचरिते पंचमोल्लासः ।**



# अथ षष्ठोल्हासः ॥

अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**अथ षष्ठे समुल्हासे तंत्र मार्गस्य पूजनं ।**
**प्रयोगस्य विधिस्तस्य कथ्यते वै समासतः ॥१॥**

ભાવાર્થ—

આ છઠ્ઠા સમુલ્હાસમાં તંત્ર માર્ગનું પૂજન તથા તેના પ્રયોગનો વિધી સંક્ષેપથી જણાવવામાં આવે છે.

श्लोकः

**खीची कुटुंबजाः सर्वे दीक्षिता वाम मार्गगाः ।**
**देव्यागारं समाश्रित्य देवीं वामां सिषेविरे ॥२॥**

ભાવાર્થ—

ખીચી કુલના સર્વે કુટુંબીઓ વામ માર્ગની દીક્ષા લીધેલા હતા. અને એવાં નાનાં મોટાં સઘળાં જનો દેવીના મંદિરમાં જતાં. તથા વામાદેવીનું સેવન તંત્ર માર્ગથી કરતાં હતાં.

श्लोकः

**नित्यार्चन विधानेन संस्मरेण तथैवच ।**
**बीज मंत्रोपजापेन साक्षात्कारं प्रपेदिरे ॥३॥**

ભાવાર્થ—

નિત્ય નિયમોને અનુસરી વિધી પૂર્વક અર્ચન કરતાં, સહસ્ર નામોના પાઠથી સ્મરણ કરતાં, દીક્ષા અને ઉપાસ્ય દેવતાનાં બીજ મંત્રોનો જપ-પુરૂશ્ચરણો વિગેરે કરતાં, અને તેનો તેમને જાણે સાક્ષાત્કાર થયો હોય તેમ તેઓ માનતા.

श्लोकः

**गुरूपदिष्ट मार्गेण दीक्षिता निपुणाश्चये ।**
**पूर्णाभिषेकिनो नित्यं वामाध्यान परायणाः ॥४॥**

ભાવાર્થ—

કેટલાકો વળી તેઓના ગુરૂએ બતાવેલા માર્ગને અનુસરી દીક્ષાના ક્રમે

કર્મકાંડમાં નિષ્ણાત હતા. અને પૂર્ણાભિષેક સુધીની છેલ્લી હદે પહોંચેલા માનતા. અર્થાત્ જેઓ ધ્યાન સમાધિની પૂર્ણતાએ પહોંચ્યા હોય તેવા પોતાને સમજતા હતા.

श्लोकः

**प्रत्यष्टम्यां चतुर्दश्या ममायां प्रतिपर्वसु ।**
**चक्र पूजां समाचक्रु र्बलि होमार्चनादिभिः ॥५॥**

ભાવાર્થ—

દરેક અષ્ટમીએ, દરેક પૂર્ણિમાએ, અમાવાસ્યાએ અને તેવાં દરેક પર્વોમાં ભૈરવી ચક્રનું પૂજન કરતા હતા. અને વિધીપૂર્વક બલિદાન સાથે તાંત્રિક હોમ કરતા હતા.

श्लोकः

**तत्रादौ नित्यकर्माणि तंत्रोक्तानि विधायच ।**
**संकल्पितंयन्मनसा संकल्पे नानु घोषयन् ॥६॥**

ભાવાર્થ—

જયારે યજનનો દિવસ નક્કી કરતા ત્યારે તે દિવસે પ્રાતઃકાલમાં વહેલા ઉઠતા. શૌચ-દંતધાવન અને સ્નાન તંત્રના નિયમ મુજબ કરતા. અને સંધ્યા વિધી પણ તંત્રમાં બતાવ્યા મુજબની કરતા.

श्लोकः

**दिग्बंधनं ततः कृत्वा दीपस्थापम मेवच ।**
**शंख घंटार्चनं चैव कूर्चेन प्रोक्षणं ततः ॥७॥**

ભાવાર્થ—

યજનનો હેતુ મનમાં ધારતા. તે મુજબ પુત્ર-ધન-યશ-સત્તા-સ્ત્રી વિગેરેની પ્રાપ્તિ માટે સંકલ્પ કરતા. ત્યાં પછી દિગ્બંધન, કલશ પૂજન, અને મહાદીપનું પૂજન કરતા. શંખ-ઘંટાનું અર્ચન કરી કૂર્ચથી સર્વ સામગ્રીનું પ્રોક્ષણ કરતા.

श्लोकः

**भूशुध्ध्यादि ततोन्यासान् महान्यासाँ स्तथैवच ।**
**शापोद्धारोत्कीलनंच कवचार्गल संयुतम् ॥८॥**

ભાવાર્થ—

ત્યાં પછી ભૂશુધ્ધ્યાદિ ન્યાસ કરી મહાન્યાસ થવા લાગે. શાપોદ્ધારના

મંત્રો ભણવામાં આવે. તે સાથે કવચના મંત્રો, કીલકના મંત્રો, અર્ગલાના મંત્રો બોલાવવામાં આવે.

श्लोकः

पट्टके पात्र यंत्राणां मुल्लेखो क्रियते ततः ।
पात्र यंत्राणि संपूज्य पात्राधारौं स्तथैवच ॥९॥

ભાવાર્થ—

પાત્રોના સ્થાપન માટે સુંદર પાટલો કે બાજઠ પસંદ કરવામાં આવે. તેને પવિત્ર કરી તેના ઉપર યંત્રો કઢાડે. અને પાત્ર-યંત્રોનું પૂજન પાત્રના આધારોનું પૂજન કરાય.

श्लोकः

प्रक्षालनेन मंत्रेण प्रक्षाल्या पूजयत् पुनः ।
कलाभिधान मुच्चार्य शशि सूर्याग्निनां तथा ॥१०॥

ભાવાર્થ—

પછી પાત્રોની પખાળવાની વિધી થાય. અને પાત્રોનું ક્રમવાર પૂજન થાય. સૂર્ય-ચંદ્ર અગ્નિ-આદિ દેવોની આઠ-અને સોળ કે તેથી વધારે ઓછી કળાઓના ઉચ્ચાર સાથે પૂજન થાય.

श्लोकः

पूजयंतिश्च तान् भक्तया गंधपुष्पादिभिः पुनः ।
तत्तद्दैवत मुद्राश्च मूल मंत्रेण दर्शयन् ॥११॥

ભાવાર્થ—

કળાઓનું પૂજન ઘણી પ્રેમ ભક્તિથી થતું. અને ચંદન-પુષ્પ અને અક્ષતથી એ પૂજન થતું. મૂળ મંત્રના ઉચ્ચાર સાથે દેવતાઓની આકૃતિ સંકેત સૂચક મુદ્રાઓ કરવામાં આવે.

श्लोकः

कलशादिषु पात्रेषु स्थापितेषु त्रिपादिषु ।
मद्ययुक्त पदार्थान्वै न्यक्षिपन् प्रजपन् पुनः ॥१२॥

ભાવાર્થ—

જુદી જુદી ત્રિપાદીઓ ઉપર સ્થાપેલાં કલશ વિગેરે પાત્રોમાં મદ્યાદિ પદાર્થોને ગોઠવતા. અને તંત્રોક્ત બીજ અને તેના મંત્રોનો ઉચ્ચાર કરતા.

શ્લોકઃ

**तंत्रज्ञा गुरवः पश्चा दंतर्याग विधिं व्यधुः।**
**आद्यावरण मारभ्य समस्ता वरणाऽवधिः ॥१३॥**

ભાવાર્થ—

તંત્ર શાસ્ત્રને જાણનારા તેમના ગુરૂઓ ત્યાં પછી અંતરયાગનો વિધી શરૂ કરતા. પ્રથમ આવરણથી માંડી સમસ્ત આવરણ સુધી બધાં આવરણોનો વિધી પાર પાડતા.

શ્લોકઃ

**पूर्वोक्तास्ताः कलाः स्मृत्वाऽपूपुजँ स्तर्पयन् मुहुः।**
**साक्षतै रार्द्र खंडैश्च प्रत्येकावरणं नवं ॥१४॥**

ભાવાર્થ—

વળી ઉક્ત દેવતાઓની કળાઓનું સ્મરણ કરી પૂજન કરતા. અને પ્રેમથી વારંવાર-તર્પણ કરતા. તેમાં અક્ષતાથી પૂજન કરતા. અને આદુના ટુકડાઓથી તર્પણ કરતા. એમ પ્રત્યેક આવરણ પૂજામાં તાજા અને નવા અક્ષત તથા આદુના ટુકડાનો ઉપયોગ કરાતો.

શ્લોકઃ

**राजोपचार संयुक्तां महापूजाविधिं ततः।**
**संमिलिताः समाचेरु रेतत् पान पुरःसरं ॥१५॥**

ભાવાર્થ--

ત્યાં પછી રાજોપચારનો વિધી શરૂ થાય. અને મહાપૂજાનો વિધી ભારે ઠાઠથી કરવામાં આવે. તેમાં હાજર રહેલા પૂજન-અર્ચનમાં ભાગ લેનારા સઘળા મદ્યપાનથી માંડી પાંચે મકારોનું સેવન મરજી મુજબ કરે.

શ્લોકઃ

**पुरःपात्राणि संस्थाप्य मदिराकुंभ एवच।**
**चवर्णं चैव शुद्धिंच खाद्यं पेयं तथैवच ॥१६॥**

ભાવાર્થ--

પોતાની સમક્ષ પાત્રો ગોઠવાએલાં હોય, મદિરાના કુંભ તૈયાર હોય, ચર્વણ અને શુદ્ધિની ગોઠવણ થએલી હોય, અને સુંદર ભોજનના પદાર્થો પણ આગળ ધરેલા હોય.

श्लोकः

**सव्याङ्गुलीनां त्रिपदीं कृत्वा पात्रं प्रगृह्यच ।**

**पिबंति तस्मात् मधुरं मधु मद्यं पुनःपुनः ॥१७॥**

ભાવાર્થ--

જમણા હાથની આંગળીઓથી ત્રિપદી કરવામાં આવે, તેના પર પાત્ર ગોઠવાય, સો સાથે તંત્ર મંત્રોનો ઘોષ થાય, અને અંતે મધુર મદ્યનું વારંવાર પાન થતું રહે.

श्लोकः

**स्वात्मानं भैरवंमत्वा स्वकीयां भैरवीं पुनः ।**

**पिबंति पाययंतिच शुद्धि श्चर्वणकैः सह ॥१८॥**

ભાવાર્થ--

પોતાની જાતને ભૈરવ હોવાનું કલ્પવામાં આવે ! સ્વકીયા વા પરકીયા કે જે સાથે બેઠેલીને ભૈરવી કલ્પે ! ! તેની સાથેના મરજી મુજબના વ્યવહાર સાથે પાન કરી શકાય ! અને પાન કરાવાતું જાય ! શુદ્ધિ અને ચર્વણ થતું જાય, અને મરજી મુજબ ઉત્તમ ભોજન પણ થતું રહે.

श्लोकः

**घृत पक्कं पयः पक्कं वन्हि पक्कं च तैलकं ।**

**माषान्नं शर्करा मिष्टं तिक्तं क्षार युतं तथा ॥१९॥**

ભાવાર્થ—

એ ભોજન પદાર્થો પૈકી ઘીથી અને દૂધથી તૈયાર કરેલા પાક હોય, તેલથી તળેલા, અને અગ્નિથી પકાવેલા પણ તેમાં હોય તો ચાલે વડાં પણ હોય, સાકરથી મિષ્ટ એવાં મિષ્ટાન્ન, તથા તીખા-ખારા એવા વિવિધ પદાર્થો પણ તૈયાર રાખેલા હોય.

श्लोकः

**आम्लं स्चैव कषायंश्च शाकव्यंजनकै र्युतं ।**

**एवं बहु विधं भक्ष्यं चोष्यं लेह्यँस्तथैवच ॥२०॥**

ભાવાર્થ--

ખાટા અને તુરા પદાર્થો સાથે જુદાં જુદાં શાક, તથા ભાજીઓ, ભજીયાં, ચટણીઓ, રાયતાં, બેતકુટ, કુંચુમર, કોસંબરી, અને પંચામૃત પણ હોય.

એમ ચાવવાના, ચાટવાના, ખાવાના, ગળવાના, અને ભક્ષણ કરવાના પદાર્થોની યોજના થએલી હોય.

શ્લોકः

**खादंति खादयंत्यन्यान् परिहास प्रजल्पकैः ।**
**पंचानांच मकाराणां सेवनं तत्रवै ध्रुवं ॥२१॥**

ભાવાર્થ—

તે પ્રસંગે કવચિત્ મંદહાસ્ય થતું હોય, ખડખડ હસવાનું પણ હોય, જોરથી–નાકેથી અને દીર્ઘસ્વરથી પણ બોલાતું રહે, મશ્કરી ઠઠ્ઠાપણ ચાલતા હોય, તેની સાથે ખાવાનું અને ખવડાવવાનું ભારે આનંદથી ચાલુ થાય. ખડખડાટ પણ વચ્ચે ખૂબ થવા લાગે અને પાંચે મકારોનું સેવન ચાલતું રહે.

શ્લોકः

**भवतिनात्र संदेहो भैरवी चक्र संश्रये ।**
**वणाश्रमाणा माचारो न विचार्योऽस्तितत्रवै ॥२२॥**

ભાવાર્થ—

ભૈરવી ચક્રના એ મહોત્સવ પ્રસંગે વર્ણ અને આશ્રમનો ભેદ રાખવાનો ન ઘટે. તેમજ તે સંબંધી વિચાર કરવાની પણ જરૂર ન પડે.

શ્લોકः

**आद्य पात्रस्य पानेन स्थूलदेहो विशोध्यते ।**
**द्वितीयेनच सूक्ष्मस्य शोधनं भवति तथा ॥२३॥**

ભાવાર્થ—

વળી કહેવાતું હોય કે–આ પ્રથમ પાત્ર છે. તેનું પાન કરવાથી સ્થૂલ દેહની શુદ્ધિ થાય છે. અને બીજા પાત્રનું પાન કરવાથી સૂક્ષ્મ દેહની શુદ્ધિ થાય છે. યાને મન–બુદ્ધિ–ચિત્ત અને અહંકાર શુદ્ધ થાય છે.

શ્લોકः

**तृतीय पात्र पानाच्च विशुद्धिः कारणस्यच ।**
**महाकारण शुध्ध्यर्थे यथेच्छं पान मुत्तमं ॥२४॥**

ભાવાર્થ—

તેમજ ત્રીજા પાત્રનું પાન કરવાથી કારણ દેહની શુદ્ધિ થાય છે. અને મહાકારણની શુદ્ધિ માટે મરજી મુજબ પાન કરવું સર્વોત્તમ છે. કારણ દેહ

કે જે આત્મા તરફની, વૃત્તિ અને મહાકારણ કે જે આત્માના અધિકારમાં રહેનાર વૃત્તિ તેની પણ શુદ્ધિ થાય છે.

श्लोकः

**एव मुद्घोष्य पानंच चक्रिरे मनसे प्सितं ।**
**यावद्भूमौन पतति वमनं न भवेत्तथा ॥२५॥**

ભાવાર્થ—

એ પ્રમાણે ઉચ્ચ સ્વરથી ઘોષ કરતા રહેતા, અને મરજી મુજબ પાન કરતા રહેતા. ચક્કર આવી પૃથ્વી પર ન પડી જવાય ત્યાં સુધી પાન કરવું, ઉલટી ન થાય; કે તેવો બીજો વિકાર ન થવા પામે ત્યાં સુધી તો પાન કરતા જવું.

श्लोकः

**तावत् पानं न त्यक्तव्यं इति बुध्ध्या पिबन् मुहुः ।**
**ततः प्रारेभिरे होमं कुंडेवै तत्र संस्थिते ॥२६॥**

ભાવાર્થ—

ત્યાં સુધી તો પાન કરતાં ન અટકવું જોઇએ. એવા વિચારોને આધીન થએલા એ બીચીઓ મદ્યપાન કર્યા કરતા હતા. ત્યાં પછી તેઓ તૈયાર રાખેલા કુંડમાં તંત્રવિધી પ્રમાણે હોમ કરવાનો પ્રારંભ કરતા હતા.

श्लोकः

**यंत्र स्थाँश्चैव पीठस्थाँ स्तथैवा वरणस्थितान् ।**
**हुत्वावै मधुरैर्द्रव्यै र्मादिकै र्मदिरादिभिः ॥२७॥**

ભાવાર્થ—

તેમાં યંત્રના દેવતાઓનો, પીઠના દેવતાઓનો, તથા આવરણ દેવતાઓનો હોમ કરતા હતા. અને એ હોમ મીઠા-મધુરા પદાર્થોથી, તેમજ માદક પદાર્થોથી કરતા હતા.

श्लोकः

**वामादेव्याः प्रसन्नार्थं बीजानामयुतैर्युतैः ।**
**होमंदत्वा तु विधिना चक्रुस्ते पाशवं बलिः ॥२८॥**

ભાવાર્થ—

વળી વામાદેવીની પ્રસન્નતા માટે હજાર-દસ હજાર-લાખ અને કરોડો મંત્રોના પણ હોમ કરી શકતા. હોમ થયા પછી પશુ બલિ કરતા.

શ્લોકઃ

**रज्जुपाशेन बद्धाँस्तान् सिंदुरै रंजितान्पशून् ।**
**मंडपेषु समानीय घातकर्म समुद्यताः ॥२९॥**

ભાવાર્થ—

પ્રથમ પશુને દોરડાંના ફાંસાથી બાંધતા સિંદૂરથી તેને રંગતા. મંડપ પાસે લાવતા. તેનો વધ કરવાના હેતુથી એમ કરવામાં આવતું.

શ્લોકઃ

**उत्थाय स्वासनेभ्यश्च खड्ग पूजां समाचरन् ।**
**हुंकार युक्त घोषेण चिच्छिदुः पशुकंधरान् ॥३०॥**

ભાવાર્થ—

તે પ્રસંગે આસનો પરથી ઉઠતા. ખડ્ગોની પૂજા કરતા. હું હું નો ઉચ્ચાર કરતા. અને પશુઓનાં માથાં ચટાચટ કાપતા.

શ્લોકઃ

**ततस्तेषां च गात्राणां खंडं खंडं च चक्रिरे ।**
**तद्भूमौ भैरवाद्येतेऽ नृत्यन् हर्ष मुपागताः ॥३१॥**

ભાવાર્થ—

શરીરના અવયવોના નાના મોટા ટુકડા બનાવતા. અને ઉપરોક્ત એ બનેલા ભૈરવો ખડ્ખડ્ હસતા. અને એવી ભૂમિ પર તેઓ નૃત્ય કરતા.

શ્લોકઃ

**एतत् सर्वं समालोच्य तांत्रिकं यजनादिकं ।**
**पींपा खिन्न मना भूत्वा जगाम स्वालयंपुनः ॥३२॥**

ભાવાર્થ—

ઉપરોક્ત સઘળું પીપાજીએ જોયું. તંત્ર માર્ગનું યજન પણ જોયું. અને તેમના દુરાચારને પ્રત્યક્ષ જોયો. આ બધું જોઈ પીપાને ભારે ખેદ થયો. અને કોઈ સાથે કંઈ પણ બોલ્યા વિના ચુપકીથી પોતાના રાજભુવન તરફ ચાલ્યો ગયો.

इति श्रीवटावली वास्तव्येन गणपतीशङ्कर
शास्त्रीणा विरचिते अभिनव पीपा
चरिते षष्ठोल्लासः ।

# अथ सप्तमोल्हासः।

## ( अनुष्टुप्–वृत्तम् )

श्लोकः

अथैकस्मिन् दिने सायं वृद्धाः खीची कुटुंबिनः।
संमिल्य वाडवैः साकं जग्मु र्भूपति मंदिरं ॥१॥

ભાવાર્થ—

ત્યાં પછી કેટલાક દિવસ વીત્યા, સાંજનો સમય હતો, ખીચી કુટુંબીઓ ભેગા થયા. તંત્રના આચાર્યોને બોલાવ્યા. એ રાજપુરોહિતો પણ ત્યાં આવ્યા. અને સૌ સાથે રાજાના મહેલમાં ગયા.

श्लोकः

पींपाऽपि स्वागतं चक्रे कुलजानां द्विजन्मनां।
उपविश्य च तैः सार्धं नम्रवाचा मुदीरयन् ॥२॥

ભાવાર્થ—

પીપાજીએ તેમનું રૂડું સ્વાગત કર્યું. આહા ! આ અમારા મુરબ્બીઓ કયાંથી ? અને આ અમારા પૂજનીય પુરોહિતો પણ કયાંથી પધાર્યા ? ઉંચા આસન ઉપર બેસાડયા. નીચે આસન ઉપર પીપા બેઠો. પ્રણામ કર્યા. અને નમ્રવાણીથી તેમને પૂછવા માંડયું ?

श्लोकः

पप्रच्छ कारणं तेषा मागमस्य कुटुंबिनां।
तदाते कथयामासु र्दीक्षां संग्रहणायच ॥३॥

ભાવાર્થ—

કુટુંબના એ મુરબ્બીઓને પધારવાનું કારણ પૂછયું. ત્યારે તેઓ ખૂબ રાજી થયા. અને પીપાજીને તંત્ર દીક્ષાનું મહત્વ બતાવ્યું. તથા દીક્ષા લેવા માટે આગ્રહ કર્યો.

श्लोकः

उवाच नृपतिः श्रेष्ठो नमे श्रद्धाऽस्ति किंचन।
वाम तंत्रस्य मार्गोऽयं सर्वथा नेष्यते बुधैः ॥४॥

ભાવાર્થ—

રાજાએ નમ્ર ભાવે વિનંતિ કરી. તમો ચલાવો છો એ તંત્ર માર્ગ ઉપર

મારી લેશ પણ શ્રદ્ધા નથી. એવા માર્ગને સત્પુરૂષો સ્વીકારતા નથી. તો પછી મારા જેવો બીજો કોણ સ્વીકારી શકે ?

श्लोकः

**यत्रास्ति मद्यपानंच तद्वन्मीनाशनं तथा ।**
**निंद्यकर्म परस्त्रिभिः कीद्रशो मार्ग उच्यते ॥५॥**

ભાવાર્થ—

જ્યાં મદિરા જેવા પ્રવાહીનું પાન કરાતું હોય ! નિર્દોષ માછલાંનું ભોજન થતું હોય ! પારકી સ્ત્રી સાથે દુરાચાર સેવાતો હોય ! એ તે વળી ધર્મનો કોઇ માર્ગ ગણાય ! !

श्लोकः

**आद्या प्रकृति रीशस्य ब्रह्मणः परमात्मनः ।**
**शीलेन ब्रह्मचर्येण समुपास्यास्त्यहिंसया ॥६॥**

ભાવાર્થ—

દેવી આદ્ય પ્રકૃતિ છે. સનાતન બ્રહ્મ-પરમેશ્વરની એ અદ્દ્ભૂત શક્તિ છે. તેની ઉપાસના શીલથી, બ્રહ્મચર્યથી, અને અહિંસા વૃત્તિથી ઉત્તમ પ્રકારે થઇ શકે છે.

श्लोकः

**ज्ञाप्यंताम् यदिजानंति विप्राः कौल विशारदाः ।**
**कौल मार्ग रहस्यंच शास्त्र प्रोक्तं समासतः ॥७॥**

ભાવાર્થ—

અત્રે પધારેલા આ બ્રાહ્મણો કૌલશાસ્ત્રને જાણનારા વિદ્વાનો છે. કૌલશાસ્ત્રનું રહસ્ય જાણતા હોવાની હીમાયત કરે છે. તો તેમણે શાસ્ત્રનાં પ્રમાણો બતાવી અમને સાચું રહસ્ય શા માટે ન જણાવે ?

श्लोकः

**विना रहस्य ज्ञानेन देवता न प्रसीदति ।**
**सेवितो वैदुराचारो दुर्गतिं तत्प्रयच्छति ॥८॥**

ભાવાર્થ—

રહસ્યનું જ્ઞાન જ્યાં સુધી ન સમજાય. ત્યાં સુધી કોઇપણ દેવતા પ્રસન્ન થતો નથી. અને તેના નિમિત્તે સેવાતા દુરાચારથી અધોગતી થાય છે.

वृद्ध उवाच

श्लोकः

परंपराभिः प्राप्तोऽय माचारो कौलवस्यच ।
सवयं पालयिष्यामो प्रवृद्धैश्च निषेवितः ॥९॥

ભાવાર્થ—

ત્યારે પેલા ઘરડા અને ડાહ્યા વૃદ્ધ બોલ્યા પીપા ! આ માર્ગ કંઇ આજકાલનો નવો નથી. પરંપરાથી ચાલતો આવેલો આપણા કુળનો આ ખરો માર્ગ છે. આપણે સૌને એ પાળવો જોઈએ. અને વૃદ્ધોએ તેનું પાલન કરેલું છે.

पीपा उवाच

श्लोकः

प्रवृद्धाः पूर्वजायेवै पूर्वकाल समुद्भवाः ।
सदाचार रतानित्यं रहस्येनार्चयन् शिवां ॥१०॥

ભાવાર્થ—

ત્યારે પીપાજી કહે છે કે-પૂર્વકાલમાં થએલા આપણા પૂર્વજો તો સદાચારી હતા. રહસ્યને જાણતા હતા, અને માતાજીનું પુજન પવિત્ર પદાર્થોથી કરતા હતા.

श्लोकः

एभिः संग्रहिता ग्रंथा विद्यन्ते संग्रहालये ।
कुरुध्वं वाचनं तेषां रहस्य ज्ञान हेतवे ॥११॥

ભાવાર્થ—

આપણે ત્યાં પુસ્તકાલય છે. તેમાં પૂર્વજોએ સંગ્રહેલા ગ્રંથો છે. તે મેં વાંચ્યા છે. એ તો ઉમદા રહસ્યોથી ભરેલા છે. અને તમારે તે વાંચવાની જરૂર છે.

श्लोकः

पीपाया वचनं श्रुत्वा वृद्धाः संक्रोध मानसाः ।
तिरस्कार युतै र्वाक्यैः प्राब्रुवन् नृपतिं प्रति ॥१२॥

ભાવાર્થ—

પીપાજીનાં આવાં વચનો પેલા ઘરડાઓએ સાંભળ્યાં. તેમને એ અપમાન ભરેલાં લાગ્યાં. ક્રોધે ભરાયા, અને ગુસ્સે થઈ બોલવા લાગ્યા અને તોછડા શબ્દોથી રાજાનો તિરસ્કાર કરવા લાગ્યા.

वृद्धा उचुः

श्लोकः

**रेरे बालोऽसि मूर्खोसि शोभसे न नृपासने ।**
**अवलिप्तोसि गर्वेण शास्त्राध्ययनजेनच ॥१३॥**

ભાવાર્થ—

અરે પીંપા ! તું તો હજુ બાળકના જેવોજ રહ્યો. મૂર્ખાઇ ભરેલી વાતો કરે છે રાજગાદી ઉપર તારા જેવો ન શોભે હાંકે ? તું ગર્વથી ભરેલો છે. એ ગર્વ ત્હને શાસ્ત્રોના અભ્યાસનો થયો છે.

श्लोकः

**यदिदीक्षा नगृहिता भवता कौलवागता ।**
**परित्यक्तो हि भविता चास्माभिः सकलैः कुलैः ॥१४॥**

ભાવાર્થ—

તું કૌલ તંત્રની દીક્ષા નહીં લઈશ વંશપરંપરાનો માર્ગ નહીં સ્વીકારીશ ! તો અમે સઘળા કુટુંબીઓ એકઠા થઈશું, વિચાર કરીશું. અને ઠરાવ કરીશું તો આ રાજગાદી ઉપર તું રહેવા પામીશ નહીં.

श्लोकः

**तवज्ञान परीक्षार्थे करिष्यामः सभां पुनः ।**
**पंडिता आगमिष्यंति तंत्र शास्त्रार्थ पाटवाः ॥१५॥**

ભાવાર્થ—

ત્હારા જ્ઞાનની પરીક્ષા પણ હમારે કરવી જોઈશે. પંડિતો આવશે, સભા થશે, શાસ્ત્રાર્થો થશે, અને તેમાં તારૂં જ્ઞાન કેટલું છે તે જણાઈ આવશે.

श्लोकः

**शास्त्रार्थेयदिजेताचेत् करिष्यामो वचस्तव ।**
**जेष्यामोवा वयंसर्वे विमोक्षसि नृपासनात् ॥१६॥**

ભાવાર્થ—

શાસ્ત્રાર્થોમાં તું કદી જીત મેળવીશ તો ત્હારૂં વચન અમો પાળીશું. અને અમારી જીત થશે તો ત્હારે રાજ્યાસન તજવું પડશે. માટે અમો કહીએ છીયે તે માની દીક્ષા ગ્રહણ કરીલે ! ! તેમાંજ ત્હારૂં ભલું છે.

श्लोकः

**इति क्रुद्धं वचस्तेषां श्रुत्वा पीपा मुदान्वितः ।**
**व्याजहारोत्तरं तेभ्यो न्याय्यं धर्म प्रमाणितं ॥१७॥**

ભાવાર્થ—

ક્રોધથી ભરેલાં વચનો વૃદ્ધોનાં સાંભળ્યાં. પીપાજી ખૂબ ખડ્ખડ્ હસ્યા. અને ન્યાય અને ધર્મનાં પ્રમાણોથી ઉત્તરો આપવા લાગ્યા.

पीपा उवाच

श्लोकः

**महनीय वरिष्ठावै भाषन्ते नानृतंकदा ।**
**मदर्थे यत्प्रयुक्तानि वचांसि श्रेय हेतवे ॥१८॥**

ભાવાર્થ—

આહા ! આપના જેવા મુરબ્બીઓ અમારે પૂજનીય ગણાય છે. તેઓ કદી જુઠુ બોલતા નથી. મારે માટે કહેલાં વચન સાચાંજ છે. મારૂં કલ્યાણ થાય તેવાં છે.

श्लोकः

**दुराचारे तु मूर्खोऽस्मि बालिशोमत्स्य भोजने ।**
**सतांकृते सगर्वोस्मि लिप्तोस्मि श्रीहरेः पदे ॥१९॥**

ભાવાર્થ—

ખરે ! હું દુરાચાર ખેલવામાં મૂર્ખ છું. મત્સ્ય ભોજન કરવામાં બાળક જેવો છું. સત્પુરૂષોની સેવામાં મ્હને અભિમાન છે. અને શ્રીહરીની ચરણ સેવામાં તત્પર રહેવા મને ગર્વ છે.

श्लोकः

**अहं राज्यं न वांछामि नेच्छामि राजवैभवम् ।**
**कीर्त्तेश्चापि न लिप्सास्ति संततौ न मनोरथः ॥२०॥**

ભાવાર્થ—

હું રાજ્યની ઈચ્છા રાખતો નથી. રાજવૈભવની પણ ઈચ્છા નથી. કીર્તી મેળવવાની પણ આશા રાખતો નથી, અને સંસારના વિસ્તારની પણ મ્હને અભિલાષા નથી.

श्लोकः

सर्वं वै प्राप्यते लोके स्वर्गेवा नरकेषुच्च ।
एकं वै दुर्लभं तत्र श्रीहरिः परितोषणं ॥२१॥

ભાવાર્થ—

ઉપરોક્ત સંસારના પદાર્થો તો સ્વર્ગમાં કે નરકમાંય મળી આવે છે. પણ ખરેખર દુર્લભતો શ્રી હરીનુંજ શરણ ગણાય છે. જે મેળવવા માટે યોગિઓ અહર્નિશ તપ કરે છે.

श्लोकः

दीक्षावै दुर्लभाश्चात्र प्रकृतेः पुरुषस्यच्च ।
तयोरभेद्भावाख्या तत्वज्ञानेन प्राप्यते ॥२२॥

ભાવાર્થ—

પ્રકૃતિ–પુરૂષના વિવેકની દીક્ષા પણ તેટલીજ દુર્લભ છે. કારણ કે એ અભેદભાવ ઉત્પન્ન કરનારી છે. અને તત્વજ્ઞાન જ્યાં સુધી ન થાય ત્યાં સુધી માનવજીવ ભવ–સંસારમાં ભટકયાજ કરે છે.

श्लोकः

प्रकृतौ ब्रह्मणोऽभावः ब्रह्मणि प्रकृतेस्तथा ।
नास्तीति कथनं सत्यं शास्त्रविद्भिः सुनिश्चितं ॥२३॥

ભાવાર્થ—

પ્રકૃતિમાં બ્રહ્મનો અભાવ નથી. અને બ્રહ્મમાં પ્રકૃતિનો અભાવ નથી. એવું કથન તદ્દન સાચું છે. શાસ્ત્રના જ્ઞાનિઓએ નિશ્ચય કરેલો છે.

श्लोकः

उपास्या भगवती माया साकं भगवता मता ।
तयोरद्वैत विज्ञानं भुक्ति मुक्ति प्रदायकं ॥२४॥

ભાવાર્થ—

ભગવતી માયાની ઉપાસના ભગવાનની સાથે થઈ શકે છે. અને માયા તથા બ્રહ્મનું વિશેષ જ્ઞાન મેળવવાથી આ લોકમાં ઉન્નતિ, તથા પરલોકમાં પરમગતિ પ્રાપ્ત થાય છે.

श्लोकः

यदि वांच्छंतिशास्त्रार्थं पंडितानाव्हयंतुवै ।
नियोक्तव्या सभातत्र परिषद्भवने शुभे ॥२५॥

ભાવાર્થ—

જો તમારી મરજી હોય તો એ વિષયનો શાસ્ત્રાર્થ કરાવો. શાસ્ત્રી-પંડિતોને આમંત્રણ આપો. સભા ભરવાનો દિવસ નક્કી કરો. અને આ પરિષદ ભવનને દીપાવો.

श्लोकः

आगतानाच विदुषां शुश्रुषार्थंच सेवकाः ।
नियोजिता भविष्यंति तत्काल कर्मकोविदाः ॥२६॥

ભાવાર્થ—

પંડિતો આવશે. તેમની સેવા થશે. સેવકો તૈયાર રહેશે. જે જે આજ્ઞાઓ કરશે, તેતે ઉઠાવતા રહેશે. સેવકો કેળવાએલા-હુંશિઆર છે. સેવામાં ખામી પડવા દેશે નહીં.

वृद्धा उचुः

श्लोकः

कथं विलंबो कर्तव्यो नास्ति तत्र विचारणा ।
लिखिष्यामो वयंचात्र पत्राणि विविधेषुच ॥२७॥

ભાવાર્થ—

ત્યારે વૃદ્ધો બોલી ઉઠયા કે-હમો પણ એ વાત સમજી શકીએ છીએ. તેમાં વિલંબ કરવા જેવો છેજ નહીં. વિચારવાનું પણ કંઇ રહેતું નથી. હાલ આમંત્રણ પત્રિકાઓ લખીએ છીએ. ભિન્ન ભિન્ન પંડિતોને તેડાવીએ છીએ.

श्लोकः

देशेदेशेच दोषज्ञान् तंत्र दर्शनदक्षकान् ।
साग्रहं प्रेषयामासुः पत्रकान् समलंकृतान् ॥२८॥

ભાવાર્થ—

તંત્ર શાસ્ત્ર જાણનારા ઘણા પંડિતો છે. જુદા જુદા દેશોથી તેમને બોલાવવાના છે. એવા પંડિતો પર પત્ર લખ્યા. પત્રો સુંદર શણગારીને મોકલ્યા.

श्लोकः

निश्चितायां तिथौ सर्वे संगताःकौल पंडिताः ।
सभागृहे संनिविष्टा विरेजु र्निर्जराइव ॥२९॥

ભાવાર્થ—

સભાની નક્કી કરેલી તિથીએ પંડિતો આવ્યા. કોલશાસ્ત્રના એ પંડિતો હતા. સભા ગૃહમાં જ્યારે સભાના આકારમાં બેઠા, ત્યારે જાણે દેવતાઓની સભા હોય તેવો દેખાવ થયો.

श्लोकः

तत्रवृद्धाऽसमाजग्मु रेभिः साकं पुरोहिताः ।
पीपाऽपि तत्सभायांच प्रपेदे प्रेम संयुतः ॥३०॥

ભાવાર્થ—

સભામાં ખીચી કુટુંબના સઘળા વૃદ્ધો આવ્યા. સાથે શણગારેલા પુરોહિત-પંડિતોને પણ લાવ્યા. એમ સભા સંપૂર્ણ ભરાઈ. પ્રેમ ભર્યો પીપાજી પધાર્યો.

श्लोकः

पौरास्तत्र समायाताः कौतुकं दर्शनायच ।
सन्नार्यश्च कुमाराश्च कर्मचारिण एवच ॥३१॥

ભાવાર્થ—

કૌતુક જોવા માટે નગરવાસીઓ આવ્યા. વિદુષી સ્ત્રીઓ પણ આવી. અને સ્વયંસેવક યુવાનો તથા કુમારો પણ આવ્યા.

श्लोकः

महाधिवेशनंजातं जन संमर्दकं महत् ।
तत्क्षणे तूर्यघोषोवै जातो मंगल सूचकः ॥३२॥

ભાવાર્થ—

હજારોની સંખ્યામાં ઇતર લોકો આવ્યા. ભારે અધિવેશન થયું. કોઇએ સ્થળ કે માનની અપેક્ષા ન રાખી, અને શાસ્ત્રાર્થ સાંભળવા આતુર થયા. પ્રારંભમાં સુસ્વરથી સંગીતનો પ્રારંભ થયો. અને મંગળ સૂચક પદ્યો ગવાયાં.

इति श्रीवटावली वास्तव्येन गणपतिशंकर शास्त्री विरचिते
अभिनव पीपाचरिते सप्तमोल्हासः ।

# अथाष्टमोल्हासः ।

(अनुष्टुप् वृत्तम्)

श्लोकः

**अष्टमेऽस्मिन् समुल्हासे शास्त्रार्थः कौलशास्त्रिणां ।**
**वृत्तःशास्त्र प्रमाणैश्च पीपा साकं मनोहरः ॥१॥**

ભાવાર્થ—

આ આઠમા સમુલ્હાસમાં શાસ્ત્રાર્થનું વર્ણન છે. શાસ્ત્રાર્થ પીપાજી અને કૌલપંડિત રાજપુરોહિતો સાથેનો છે. જે શ્રવણ કરવાથી મનોહર લાગે તેમ છે.

पीपा उवाच

श्लोकः

**स्वागतंवो द्विजेन्द्राणां कौलाचार विधायिनां ।**
**खीची कुलोपदेष्टृणां मंत्रैर्यंत्रादि याजिनां ॥**

ભાવાર્થ—

સભા વ્યવસ્થિત થયા પછી શરૂઆતમાં પીપાજીએ સભાસદોનું સ્વાગત કર્યું. જણાવ્યું કે હે વિદ્વાનો ! આપ કૌલાચારની વિધીને જાણનારા છો. ખીચીકુલના ઉપદેશકો છો. મંત્ર-યંત્ર અને તંત્રથી યજન કરાવનારા છો. આપ સૌનું હું સ્વાગત કરૂં છું.

श्लोकः

**श्रणुध्वं सावधानेन प्रश्नंलोक हितावहं ।**
**किमस्ति कौलवोमार्गः कतिधाच विभाजितः ॥३॥**

ભાવાર્થ—

સજ્જનો ! આપ સાવચેત થઈ સાંભળશો. મારો એક પ્રશ્ન છે. લોકોનું હિત થાય તેવો છે. કૌલમાર્ગ એ શું છે ? તેના કેટલા ભેદ પડેલા છે ?

श्लोकः

**कस्मिन् हेतौ प्रवृतोऽयं कथं मद्यादि सेवनं ।**
**दुराचारेण चानेन जनः किं मुक्ति भाग् भवेत् ॥४॥**

ભાવાર્થ—

તેની પ્રવૃત્તિનું શું કારણ છે ? તેમાં મદ્યપાન વિગેરે કરવાનું શું કારણ છે ? એવા દુરાચારના સેવનથી મનુષ્યને શું મુક્તિ મળે ખરી ?

श्लोकः

**पुण्यमार्गं परित्यज्य निंद्योऽयं कथमाचरेत् ।**
**न कल्याणं भवेत् क्वाऽपि कदाऽपिकस्य चित्तथा ॥५॥**

ભાવાર્થ—

પવિત્ર માર્ગને તજી નિંદવા લાયક માર્ગને કેમ સેવી શકાય ? એવા માર્ગથી તો કોઇનું કદી પણ-કયાંય પણ કોઇનાથી કલ્યાણ થઈ શકે નહિ.

श्लोकः

**अव्यक्त ब्रह्मणः साक्षात् प्रकृति सहजोद्भवा ।**
**सावा सर्वस्व जातस्य जगतः जननी गदेत् ॥६॥**

ભાવાર્થ—

પ્રકૃતિ (માયા) સાક્ષાત્ અવ્યક્ત બ્રહ્મથી સહેજે ઉત્પન્ન થાય છે. અને તેનાથી ચરાચર જગત પેદા થયાં કરે છે. તેથી એ માયા અથવા પ્રકૃતિ જગતની માતા ગણાય છે.

श्लोकः

**जनिता सास्वबालानां वधेन तुष्यतिच किं ।**
**मद्येन रुधिराक्तेन मांसेन तर्पिता भवेत् ॥७॥**

ભાવાર્થ—

જનિતા-માતા પોતાનાં બાળકોનો વધ થતો જોઈ રાજી થાય ખરી કે ? અને એ મદિરાથી તથા લોહીથી ખરડાએલા બચ્ચાના માંસથી તૃપ્ત થાય ખરી કે?

श्लोकः

**क्रमशोऽधम वर्णानां युवतीनां निषेवणात् ।**
**दुराचारेण सा माता प्रसन्ना किं भवेत्कथं ॥८॥**

ભાવાર્થ—

વળી અનુક્રમે અધમ વર્ણોની યુવતીઓને સેવવી, ફાવે તેમ અસભ્ય વર્તન રાખવું. એવા દુરાચારો આચરવા, તેનાથી શું માતા પ્રસન્ન થાય ખરી કે?

श्लोकः

**मीनाशनेन सादेवी यदि तुष्टा भवेद् ध्रुवं ।**
**मीनाशनाश्च बहव स्तेषां तुष्यति सान किं ॥९॥**

ભાવાર્થ—

મત્સ્ય ભોજન કરવાથી જો માતા પ્રસન્ન થતી હોય તો, દુનિયામાં મત્સ્ય ભોજન કરનારા કંઈ ઓછા નથી. તેમને એ દેવી કેમ પ્રસન્ન થતી નથી.

श्लोकः

**मुद्राभिर्विविधाभिश्च तिष्ठंति बहु साधकाः ।**
**आभिः सा परितुष्टावै न द्रष्टा केन तत् कथं ॥१०॥**

ભાવાર્થ—

ઘણાય સાધકો જુદી જુદી મુદ્રાઓ કરી બેઠા રહે છે. પણ એવી મુદ્રાઓ કરી બેસી રહેનારા કેટલાઓને દેવી પ્રસન્ન થએલી છે? તે ગણી બતાવશો કે?

श्लोकः

**मंत्र यंत्रादि तंत्राणां महापूजा विधेस्तथा ।**
**रहस्यं यदि जानंति प्रब्रुवन्तु द्विजोत्तमाः ॥११॥**

ભાવાર્થ—

ઠીક ! પણ હવે એ કૌલમાર્ગના મંત્રોનું-યંત્રોનું-તંત્રોનું, અને મહાપૂજાની વિધીનું રહસ્ય આપ જાણતા હોવ તો કહો ! આપ શ્રેષ્ઠ બ્રાહ્મણો છો, વિદ્વાન છો, અને પૂજનીય છો.

श्लोकः

**किं मद्यं किंच मांसंच मीनं किंनाम मैथुनं ।**
**मुद्रया किंच ज्ञातव्यं रहस्यं ब्रूत तत्स्फुटं ॥१२॥**

ભાવાર્થ—

મદ્યનો જ્યાં ઉલ્લેખ છે. ત્યાં તે શું લેખાય છે? તે મદ્ય ગ્રહણ કરવું જોઇએ? વળી માંસ-મીન અને મૈથુન વિગેરે કે જેનો ધર્મશાસ્ત્રમાં નિષેધ બતાવ્યો છે તેનું સેવન કેવી દ્રષ્ટિએ થઈ શકે? અને મુદ્રા એ શું સૂચક છે? એ બધાંનું શું રહસ્ય છે તે સ્પષ્ટ સમજાવો.

श्लोकः

**दीक्षायावै रहस्यंयत् केसंति नियमायमाः ।**
**उपासना प्रकाराश्च कतिधा मुनिभिः कृताः ॥१३॥**

ભાવાર્થ—

દીક્ષા લેવાનો શો હેતુ ગણાય ! તેના નિયમો અને ઉપનિયમો કયા છે ! અને ઉપાસનાના પ્રકારો કેટલા ! અને કેવા બતાવ્યા છે તે કહો !

श्लोकः

**उपासकानां शीलंच गुणाः शक्ति प्रियाश्चके ।**
**स्वभावो कीद्रशोतत्र श्लाघनीयो यथोच्यते ॥१४॥**

ભાવાર્થ—

ઉપાસકોનાં શીલ કેવાં હોવાં જોઈએ ? અને જગત્ માતાને પ્રિય લાગે તેવા ગુણો કેવા હોવા ઘટે ! વળી સ્વભાવ કેવો હોવો જોઇએ ! કે જેથી સૌને પ્રિય થઇ પડે !

श्लोकः

**तंत्र ग्रंथाश्च बहवो विद्यंते रचिता भुवि ।**
**परंत्वेषां रहस्यस्य ज्ञानं देयं समासतः ॥१५॥**

ભાવાર્થ—

જો કે અત્યાર સુધીમાં તંત્રના ગ્રંથો કઈક રચાયા છે. પરંતુ તેમની ઉપપત્તિ શું છે ? અથવા રહસ્ય જે કંઇ હોય તે ટુંકમાં સમજાવો.

पुरोहित–उवाच

श्लोकः

**रव्यतोऽयं कौलवो मार्गो वेदशास्त्र समादृतः ।**
**विना तंत्रेण क्रियते न श्रौतं स्मार्त कर्मच ॥१६॥**

ભાવાર્થ—

ઉત્તર આપતાં પુરોહિતો કહે છે કે–હે રાજન્ ! કૌલમાર્ગ જગતમાં સુપ્રસિદ્ધ છે. વેદોએ તેનો સ્વીકાર કરેલો છે. શ્રૌત અને સ્માર્ત કર્મ તંત્ર માર્ગ વિના કરી શકાતું નથી.

श्लोकः

**माया ज्ञानस्य संतत्यै विधानं तंत्र कर्मणः ।**
**इज्यते यज्ञ पुरुषः सकामा काम हेतवे ॥१७॥**

ભાવાર્થ—

માયા–જ્ઞાનના વિસ્તાર માટે તંત્ર કર્મનું વિધાન બતાવેલું છે. એ વિધીથી યજ્ઞ પુરૂષનો યજ્ઞ (યજન) સિદ્ધ શકે છે. એવા યજ્ઞો સકામ અને નિષ્કામ હેતુથી કરી શકાય છે.

श्लोकः

**यज्ञ याग निमित्तेन मद्यादीनां निषेवणं ।**

**नतद्दोषकरं प्राहु र्मुनय स्तत्ववादिनः ॥१८॥**

ભાવાર્થ—

યજ્ઞ યાગના નિમિત્તે મદ્ય વિગેરેનું સેવન કરેલું દોષ રૂપે ગણાતું નથી. એમ તત્વ વાદી મુનિઓ કહે છે. (ભગવદ્ ગીતા[1] તેની સાક્ષી આપે છે.)

श्लोकः

**पशुपानं प्रकुर्वंति पशु वद्भक्षणं तथा ।**

**न कल्याणं भवेत्तेषा मिह लोके सुखावहं ॥१९॥**

ભાવાર્થ—

જે લોકો પશુની પેઠે મદ્યપાન કરે છે, અને પશુની પેઠે માંસ વિગેરેનું ભક્ષણ કરે છે, તેવા લોકોનું કલ્યાણ કદી થતું નથી. અને લોકમાં તેમને સુખ પણ મળતું નથી.

श्लोकः

**अंबयोत्पादितं सर्वं जगत् स्थावरजंगमं ।**

**तथाप्यसुर नाशाय धत्ते रूपं च कालिकं ॥२०॥**

ભાવાર્થ—

જગત્‌ની માતાએ સ્થાવર જંગમ જગત્ પેદા કર્યું છે. તોપણ અસુરોનો નાશ કરવા માટે મહાકાલીનું રૂપ ધારણ કરે છે.

श्लोकः

**निपीय मधुरं मद्यं रोषावेशायितेक्षणा ।**

**शस्त्रास्त्राणि करे धृत्वा घातयद्दुष्ट दैत्यकान् ॥२१॥**

ભાવાર્થ—

રાક્ષસોને મારવા માટે પ્રથમ મધુર મદ્ય પીએ છે, રોષ ભર્યાં નેત્રો ધારણ કરે છે, શસ્ત્રો, અને અસ્ત્રોને હસતે મોંઢે ધારણ કરે છે. તથા દુષ્ટ દૈત્યોનો નાશ કરે છે.

श्लोकः

**तेषां वै रुधिरं पीत्वा खादयित्वाच्च मांसकं ।**

**नृत्यति खेलति तेषु दैत्य मूर्धसुवै तथा ॥२२॥**

---

१ यज्ञार्थात् कर्मणोन्यत्रलोकोऽयं कर्मबंधनः ।

ભાવાર્થ—

તેમનું રૂધિર પીએ છે. તેમનું માંસ ખાય છે. અને દૈત્યોનાં માથાં ઉપર મેદાનમાં સ્વચ્છંદ રીતે કૂદે છે, અને નાચે છે.

श्लोकः

**पुसांवायुवतीनांच वणावर्ण गतां तथा ।**
**भेदाभेद विभावस्य विचारो वै प्रथग्गतः ॥२३॥**

ભાવાર્થ—

એ મહાકાલીની ઉપાસનાના માર્ગમાં પુરૂષોનો કે સ્ત્રીઓનો, વર્ણોનો કે-અવર્ણોનો, તેમજ ભેદ-અભેદના ખાસ વિચારો શા માટે કરવામાં આવે !! ઉપાસના સિવાયના સમયમાંજ એવા વિચારો કરવા ઘટે.

श्लोकः

**उपासनायां तस्यां वै शक्त्यावेशितमानसाः ।**
**गणयेन्न दुराचारो भैरवीचक्र आस्थिते ॥२४॥**

ભાવાર્થ—

એ ઉપાસનાની દ્રષ્ટિએ ભૈરવી ચક્ર ચાલતું હોય, ત્યાં ઉપાસકોનાં મન શક્તિમય બનેલાં હોય છે. ત્યાં સ્ત્રીઓ, પુરૂષો, સઘળાં મળીને ભક્તિ-ભાવથી પૂજન-અર્ચન કરે, ખાનપાનલે, અને પરસ્પરમાં પૂજ્ય-પૂજક ભાવથી ગમે તેમ કરે તો તે દુરાચાર ગણાતો નથી.

श्लोकः

**न मद्यं मद्यमित्याहु र्मद्यं भवति चामृतम् ।**
**स्थूल कारण सूक्ष्मस्य युज्यते देह शुद्धये ॥२५॥**

ભાવાર્થ—

સામાન્ય દ્રષ્ટિના માણુસને જે મદ્ય લાગે છે, તે ઉપાસકની દ્રષ્ટિએ અમ્રત બનેલું હોય છે. સ્થૂલ દેહની વેદના ભૂલાવે છે. સૂક્ષ્મ દેહના વિચારો એકાગ્ર બનાવે છે. અને કારણ દેહને વ્યવસ્થિત કરે છે.

श्लोकः

**श्रौतयज्ञे पशूनांच मांस ग्रहण मिष्यते ।**
**न दोषो विद्यते तास्मिन् विधिनामांत्रिकेनवै ॥२६॥**

ભાવાર્થ—

યજ્ઞનાં પશુ એ પ્રાણીના[1] રૂપમાં ન ગણાય. યજ્ઞના ઉપયોગાર્થે લેવાતું

---

१ यज्ञायपशवोसृष्टाः । श्रौते०

માંસ પ્રસાદરૂપ ગણાય છે. તેનું વિધીથી પ્રોક્ષણ થતું હોય છે. પશુને ન્યાસ વિધીથી પશુમાંથી પશુત્વ ઉડી જાય છે. તેમાં વળી દોષ શો !

શ્લોકઃ

**मीनास्तु चर्वणार्थाय ग्राह्याः किं नजलोद्भवाः ।**
**रामा संगो न दोषाय वामा पूजा विधौस्मृतः ॥२७॥**

ભાવાર્થ—

માછલાંની ઉત્પત્તિ જલથી હોય છે, જળમાં જેવું ચૈતન્ય હોય છે, તેવું તે મત્સ્યનું હોય છે. જળની હિંસા ન ગણાતી હોય તો મત્સ્યની હિંસા કેવી ! એ ચક્રગત ચર્વણ ગણાય છે. વામાની પૂજા પ્રસંગે રામા (સ્ત્રી) સાથેનો સંગનો દોષ તે વળી શો !

શ્લોકઃ

**मुद्रान्यास विधानेन देहद्रष्टिर्विभिद्यते ।**
**महामाया स्वरूपेण शिष्यंते साधकोत्तमाः ॥२८॥**

ભાવાર્થ—

ઉપાસ્ય દેવતાનું લક્ષ્ય કાયમ રાખવા માટે દૈવત સૂચક મુદ્રાની આવશ્યક્તા ગણાય છે. અને ન્યાસ વિધીથી વિષયો તરફ દોડતી ઇન્દ્રિયોનો સંયમ કરી શકાય છે. એમ દેહ દ્રષ્ટિ મટાડી દેવદ્રષ્ટિ સાધવાનો એ ઉપાય ગણાય છે. આખરે મહામાયાનું સ્વરૂપ આત્મામાં પ્રગટ કરી શકાય છે. અને તેનાથી સાધક ઉચ્ચ કોટીએ પહોંચે છે.

શ્લોકઃ

**पशुबुध्धि र्विघाताय हन्यंते पशवस्तथा ।**
**पशुपाशाविमोक्षाय क्रियते पाशवोबलिः ॥२९॥**

ભાવાર્થ—

પશુઓએ પશુ બુદ્ધિને લીધે પશુ યોનિમાં અવતાર લીધો હોય છે. એ પશુ-બુદ્ધિનો નાશ કરવા માટે, પશુઓનો વધ કરવામાં આવે છે. તેમજ પશુ પાશ મટાડવા માટે પશુનો બલિ કરવાની પ્રથા પડી છે.

શ્લોકઃ

**रहस्यं मंत्र यंत्राणां महापूजा विधेस्तथा ।**
**जानंति योगिनः सर्वे तंत्रं वै सोपपत्तिकं ॥३०॥**

ભાવાર્થ—

આ ઉપરાંત મંત્રોની, યંત્રોની, તથા મહાપૂજા વિધીનું રહસ્ય, તથા તંત્ર માર્ગની ઉપપત્તિ યોગિ પુરૂષો સારી રીતે જાણી શકે છે.

श्लोकः

**द्रष्यते भोग मार्गोऽयं जनानामविचारिणां ।**
**तात्विकेन विचारेण योगमार्गोऽस्ति वै ध्रुवं ॥३१॥**

ભાવાર્થ—

અવિચારી લોકોને આ માર્ગ ભોગ ભોગવવા માટે હોય એમ જણાય છે. પરંતુ તત્વ દ્રષ્ટિએ વિચાર કરવામાં આવે તો, ખરેખરો આ માર્ગ યોગનો છે. એમ સ્પષ્ટ છે.

श्लोकः

**अथवा वीरमार्गोऽयं वीराणां वीर्यवर्धकः ।**
**सिद्धिदो शौर्य वृत्तीनां नृपाणां विजय प्रदः ॥३२॥**

ભાવાર્થ—

અથવા વીર પુરૂષોના ઉપકાર માટે, આ વીર માર્ગની પ્રવૃત્તિ થએલી છે. જેથી વીર્ય-પરાક્રમની અભિવૃદ્ધિ થાય છે. એ શૂર પુરૂષોને સિદ્ધિ આપનાર છે. અને રાજાઓને વિજય આપનાર છે.

श्लोकः

**मंदालस मनुष्याणा मुत्तेजित करोस्तिवै ।**
**जपसिद्धि र्भवेच्छीघ्रं दीक्षाया ग्रहणे नहि ॥३३॥**

ભાવાર્થ—

જેઓ મંદ છે, આળસુ છે, તેમને તીવ્ર બનાવનાર છે. તેમજ આ માર્ગની દીક્ષા લેવાથી જપ-પુરૂશ્ચરણની સિદ્ધિ મળે છે.

श्लोकः

**दीक्षां ग्रहीत्वा मनुजो वामाचारः समाचरेत् ।**
**पावनं तस्य शीलंच गुणा वीरोचिताभवेत् ॥३४॥**

ભાવાર્થ—

વિધીવત્ દીક્ષા લેવામાં આવે, અને વામ તંત્રનું સેવન કરવામાં આવે, તો તેનું શીલ પવિત્ર ગણાય છે. અને વીર પુરૂષોને ઉચીત એવા શૌર્યાદિ ગુણો પ્રાપ્ત થાય છે.

श्लोकः

**सत्वेषु सात्विको भावो राजसेषुच्च राजसः ।**
**तमप्रधान लोकेषु स्वभाव स्तामसो मतः ॥३५॥**

ભાવાર્થ—

વામ તંત્રના ઉપાસકો સાત્વિક સાથે સાત્વિક જેવા, રજોગુણી સાથે રજોગુણી, અને તમોગુણી સાથે તામસી લાગે છે.

श्लोकः

**अरीणां विजिगीषूणां पापानां राक्षसां तथा ।**
**जयाय स्थापितो मार्गो महाकाल्या रनुज्ञया ॥३६॥**

ભાવાર્થ—

જીતવાની ઇચ્છાવાળા દુશ્મનોનો, અને પાપી રાક્ષસોનો નાશ કરવા માટે, તથા તેમની સાથે યુદ્ધ કરી વિજય મેળવવા માટે, શ્રી મહાકાલીની આજ્ઞાથી આ માર્ગ સ્થપાયો છે.

श्लोकः

**शिवा शिवज संवाद् स्तंत्रं तत् प्रथितं भुवि ।**
**दत्तात्रेयादिमुनिभिः स्वाचारेषु नियोजितं ॥३७॥**

ભાવાર્થ—

શિવજી અને પાર્વતિના સંવાદરૂપ આ તંત્રમાર્ગ પૃથ્વી પર હયાતિમાં આવ્યો છે. અને દત્તાત્રય વિગેરે મોટા મુનિયોએ તેને આચરણમાં મૂક્યો છે.

श्लोकः

**सिद्धिं चलेभिरे सद्यः कार्तवीर्यादयो नृपाः ।**
**वयंतंत्र क्रियाभिज्ञाः श्रद्धावंतश्च कर्मठाः ॥३८॥**

ભાવાર્થ—

વળી કાર્તવીર્ય વિગેરે મહાન્ પુરૂષો આ તંત્ર માર્ગના સેવનથી શીઘ્ર સિદ્ધિને પામ્યા છે. ખરૂં જોતાં અમે તો કેવળ કર્મકાંડ કરાવી શકીએ છીએ. પરંપરાનો માર્ગ જાણી શ્રદ્ધા રાખનારા છીએ.

श्लोकः

**आगमैः कर्म कुर्वाणा याजमानाश्च याजिनां ।**
**महद्भिर्यच्च यत् प्रोक्तं करणीयं कथंन तत् ॥३९॥**

ભાવાર્થ—

આગમ શાસ્ત્રોના આધારે કર્મ કરીએ છીએ. યજમાનોને યજન કરાવી જાણીએ છીએ. અને એમ માનીએ છીએ કે, મોટા પુરૂષોએ જે કંઇ કહ્યું હોય, તે સાચું સમજીએ છીએ. અને પરંપરાથી કરતા આવ્યા છેં, તેથી તે કરતા રહીએ છીએ.

श्लोकः

मार्गोऽयं योगिभिर्गम्यः सिद्धाजानंति तत्पदं ।
साक्षात्कारं प्रकुर्वंति ते वै पूर्णाभिषेकिणः ॥४०॥

ભાવાર્થ—

આ માર્ગ યોગિ પુરૂષોથી જાણી શકાય તેમ છે. તેનું અસલ સ્વરૂપ સિદ્ધ પુરૂષો સમજી શકે છે. સાક્ષાત્કાર પણ એવા લોકો કરી શકે છે, કે જેઓ પૂર્ણાભિષેકી બને છે.

श्लोकः

श्रीमान् यदि विजानाति ब्रूहि तत् पार्थिवोत्तम ।
तंत्र ग्रंथेषु निष्णातो तंत्रविज्ञानपारगः ॥४१॥

ભાવાર્થ—

તેમ છતાં આપ જો જાણતા હોવ તો, આપ શ્રીમાન્ સમજાવી શકો છો. કારણ કે તંત્ર ગ્રંથોમાં આપ નિષ્ણાત છો. અને તાંત્રિક જ્ઞાનને પાર પામેલા છો.

श्लोकः

यद्यपि श्रद्धया युक्तं क्रियते कर्म पार्थिव ।
तदपि ज्ञान संयुक्तं शीघ्रं साफल्यतामियात् ॥४२॥

ભાવાર્થ—

હરકોઈ કર્મ શ્રદ્ધાથી કરવું ઉત્તમ છે. છતાં જ્ઞાન વિજ્ઞાનથી કરવામાં આવે તો, તે કર્મની સફલતા શીઘ્ર મેળવી શકાય છે.

श्लोकः

उपपत्तियुतं तंत्रं सरहस्यंच कौलवं ।
अनिर्बाधेन प्रोक्तव्यं सर्वेषां श्रेय हेतवे ॥४३॥

ભાવાર્થ—

તંત્રની ઉપપત્તિ યા મૂળ કારણ સમજાવો. તેમ જ કૌલ માર્ગનું રહસ્ય કહો. જેનાથી સૌનું શ્રેય થાય, તથા કોઇને દુઃખરૂપ ન નિવડે તેવી રીતે સમજાવો.

श्लोकः

**बुद्धानुयायिनोयेच्च सत् सिद्धांत प्रचारकाः ।**
**विगर्हयंति वामंच्च प्रमाणैः शास्त्र संभृतैः ॥४४॥**

ભાવાર્થ—

બુદ્ધ પંથના અનુયાયી આ માર્ગને નિંદે છે. તેમજ સત્ સિદ્ધાન્તવાદી પ્રચારકો (વૈષ્ણવો) તેનો તિરસ્કાર કરે છે. અને શાસ્ત્રોનાં પ્રમાણો રજુ કરી અમને હલકા પાડે છે.

श्लोकः

**कथं रक्ष्यः कुलाच्चारः कथं वा विधिरिष्यते ।**
**निरूप्यतां समासेन मनस्तृप्तिर्भवेद्यथा ॥४५॥**

ભાવાર્થ—

આમ હોવાથી આ કૌલ માર્ગના આચારનું રક્ષણ કેવી રીતે થાય, તથા તેનો વિધી કેવો રાખી શકાય ! તેનું સંક્ષેપથી વર્ણન કરો. કે જે સાંભળી અમારૂં મન તૃપ્ત થાય.

श्लोकः

**वयं जिज्ञासवः सर्वे श्रोतुकामाः समाहिताः ।**
**संशयच्छेदियद्वाक्यं तद्वद वदतां वर ॥४६॥**

ભાવાર્થ—

અમો આ સમયે જીજ્ઞાસાની દ્રષ્ટિએ આપની સામે બેઠા છીએ. અને એ વિષયનું વિવેચન શ્રવણ કરવા ઇચ્છીએ છીએ. આપ વક્તાઓમાં ઉત્તમ વક્તા છો, જે કંઈ કહો તેમાં સંશય બિલકુલ ન રહેવા પામે.

इति श्रीवटावली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रि विरचिते अभिनव
पींपाचरिते अष्टमोल्लासः ।

# अथ नवमोल्हासः ॥

अनुष्टुप् वृत्तम्

श्लोकः

**अस्मिन्नवमउल्हासे व्याख्यानं नृपते रथ ।**

**उपपत्ति समायुक्तं वर्ण्यते सारवत्तरम् ॥१॥**

ભાવાર્થ—

આ નવમા ઉલ્હાસમાં પીપાજી વ્યાખ્યાન કરે છે. વ્યાખ્યાન તંત્રમાર્ગ અથવા કૌલમાર્ગનું કરે છે. કૌલમાર્ગની ઉપપત્તિ અથવા રહસ્ય શું છે તે સ્પષ્ટ જણાવે છે. જેમાં મહત્ત્વનો સાર સમાએલો છે.

पीपा–उवाच

श्लोकः

**शृणुत वाडवश्रेष्ठास्तंत्र शास्त्रार्थ कोविदाः ।**

**उपास्या देवतायाश्च स्वरूपं वर्णयाम्यहं ॥२॥**

ભાવાર્થ—

પીપાજી કહે છે કે–હે દ્વિજેન્દ્રો ! આપ સર્વે તંત્ર માર્ગનો શાસ્ત્રાર્થ કરવામાં કુશળ છો ! તેથી શાસ્ત્રના અર્થો સહેલાઇથી સમજી શકશો. આપની આજ્ઞા થવાથી હું યથામતિ ભાષણ કરીશ. તેમાં પ્રથમ ઉપાસ્ય દેવતા વિષે, તથા તેના સ્વરૂપના વર્ણન વિષે કહીશ.

श्लोकः

**द्रष्यते सद् सद्यच्च जडाजड समन्वितं ।**

**तयोरभेद्य संयोगो जगद्येनप्रतीयते ॥३॥**

ભાવાર્થ—

સત્ અને અસત્ રૂપે, તથા જડ અને ચેતન રૂપે દેખાતા, તથા અનુભવાતા, અને તેનાં કાર્ય અને કારણોનો જેમાં અભેદ્ય સંબંધ છે, જેને લીધે જેને આ જગત્ તરીકે કહેવામાં આવે છે, અને તેનો વ્યવહાર પણ ચાલતો દેખાય છે.

श्लोकः

**कार्यकारण संबंधः कर्तृरि न निवार्यते ।**

**सैषावा ब्रह्मणो माया जडी भूतानसा ध्रुवं ॥४॥**

ભાવાર્થ—

એ કાર્ય અને કારણોનો સંબંધ તેના કર્ત્તા સાથે ન હોવા છતાં, હોવાપણાની માન્યતા કબુલ રાખ્યા સિવાય છુટકો થતો નથી. એવી માન્યતાને "માયા" કહેવામાં આવે છે. એ માયા બ્રહ્મની છે. જેનાથી આ જડ–ચેતન પેદા થાય છે. તેથી તે સ્થૂલ–દ્રષ્ટિથી જડ મનાતી છતાં, સૂક્ષ્મ દ્રષ્ટિએ તેમ પણ નથી.

श्लोकः

**चैतन्य रूपिणी साक्षादनंता चाव्ययामता ।**
**विकारैर्नावलिप्ताऽपि विकारोद्भव हैतुका ॥५॥**

ભાવાર્થ—

એ ચૈતન્ય રૂપીણી છે] ઉંડા વિચારથી સાક્ષાત્ જણાય છે. એ અનંતા છે. યાને અપાર છે. એ અવ્યયા છે. એટલે કે જગત્ના પદાર્થોની વધઘટ થાય છે. પણ તેની થતી નથી. વિકારો (તત્ત્વો) તેનાથી નિર્માણ થાય છે. છતાં સ્વયં (પોતે) વિકારોથી નિર્લેપ રહે છે.

श्लोकः

**अणोरणीयातिसूक्ष्मा महतांच महीयसी ।**
**द्रष्याद्रष्य स्वरूपासा तात्विकाध्यात्मिकातथा ॥६॥**

ભાવાર્થ—

એ અણુથી પણ અણુ રૂપે છે. અને મોટાથી (પર્વતો વિ૦)થી પણ મહાન્ છે. એ સ્થૂલ પદાર્થોના રૂપમાં દેખાય છે. અદ્રષ્ય તત્ત્વોના રૂપમાં દેખાતી પણ નથી. છતાં, એ તત્વોરૂપે અને અધ્યાત્મ રૂપમાં પણ છે.

श्लोकः

**एकाग्र मनसा गम्याऽ गम्याश्चान्यान्य साधनैः ।**
**यावज्ज्ञान प्रपत्तिर्वै न भवेत् प्रेमसंभवा ॥७॥**

ભાવાર્થ—

એ નાનાં મોટાં કંઈક સાધનોથી પણ જણાતી નથી. છતાં તે સમાધિ દશાના એકાગ્ર મનથી સહેજે જાણી શકાય છે. જ્યાં સુધી તેનું સાચુ જ્ઞાન ન થાય ! જ્યાં સુધી તેના તરફનો પ્રેમ પેદા ન થાય ! ત્યાં સુધી તેને જાણવા કોણ સમર્થ થઈ શકે ?

श्लोकः

**दूरीभूता भवेत्तावत् कथयंति पराविदः ।**
**अतः समाहिता भूत्वा यतन्तां शुद्धबुद्धये ॥८॥**

ભાવાર્થ—

એ પરામ્બાના તત્વને જાણનારા ભક્તો કહે છે કે–જગન્માતાનું સ્વરૂપ જાણવું ઘણું મુશ્કેલ છે. તેથી મનુષ્યોએ સાવચેત થવું જોઇએ. અને બુદ્ધિને શુદ્ધ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

श्लोकः

**ब्रह्मचर्यमहिंसादि नियमाः साधकोत्तमैः ।**
**पालनीयाः सदाविप्रास्त्याज्याः शास्त्रविगर्हिताः ॥९॥**

ભાવાર્થ—

જેને જગન્માતાની સાધના કરવી હોય, તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ ! અહિંસા વ્રત રાખવું ઘટે? એવા સઘળા નિયમો ધારણ કરવા જોઇએ. અને શાસ્ત્રોએ નિંદેલા દુરાચારોને શીઘ્ર તજી દેવા જોઇએ.

श्लोकः

**शुद्धबुद्धेः प्रभावाच्च निष्ठा सत्कर्म संभवा ।**
**निष्ठया तद्भवेच्छीघ्रं विशुद्धं लोकसंग्रहं ॥१०॥**

ભાવાર્થઃ—

માણસની બુદ્ધિ શુદ્ધ થાય છે ત્યારે, તેનામાં પ્રભાવ પેદા થાય છે. સત્કર્મ કરવાની શ્રદ્ધા પેદા થાય છે. અને સત્કર્મની શ્રદ્ધા અથવા નિષ્ઠાથી મારાત્હારાપણાના સાંકડા વિચાર નષ્ટ થાય છે. લોકોપકારની વૃત્તિ જાગ્રત થાય છે. તથા સમાજ સેવા–રાષ્ટ્ર સેવા કરવા તે તત્પર થાય છે.

श्लोकः

**येन वै तात्विकं ज्ञानं जायते साधकोत्तमान् ।**
**माया ब्रह्म विशिष्टं वै साक्षादाध्यात्मजं ध्रुवं ॥११॥**

ભાવાર્થ—

લોક સંગ્રહથી (લોક સેવાની વૃત્તિથી) તત્વજ્ઞાન પ્રગટ થાય છે. તત્વજ્ઞાનથી સાધક ઉચ્ચ દશાએ પહોંચે છે. અને એ ઉચ્ચ દશાથી અધ્યાત્મ જ્ઞાન નિપજે છે. અને અધ્યાત્મ જ્ઞાનથી માયા અને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

श्लोकः

**सदा सेव्यास्ति जननी ब्रह्म भाव समन्विता ।**
**तुच्छ भोगेषणां त्यक्त्वा संसार बंध मुक्तये ॥१२॥**

ભાવાર્થ—

બ્રહ્મ ભાવયુક્ત પ્રકૃતિ (માયા)નો સાક્ષાત્કાર હંમેશાં સેવવા લાયક ગણાય છે. તુચ્છ એવા સંસારના ભોગ-વિલાસ, અને તેને મેળવવાની અપેક્ષા તજી, ઉપરોક્ત જગન્માતાની સેવા કરવી ઘટે!

श्लोकः

**लभंते विविधा भोगाः श्वान सूकर योनिषु ।**
**लभते न पराज्ञानं येन मुक्ति रवाप्नुयात् ॥१३॥**

ભાવાર્થ—

કૂતરાં-બિલાડાં અને ભૂંડ જેવા અવતારોમાં પણ વિષયભોગ ભોગવવાનું તો મળતું રહે છે, પરંતુ પરાબ્રહ્માનું જ્ઞાન તો મળવું મુશ્કેલ હોય છે. કે જે જ્ઞાનવડે મનુષ્યને મુક્તિ પ્રાપ્ત થાય છે.

श्लोकः

**भोगाचारान् परित्यज्य त्यागंवांच्छन्ति सूरयः ।**
**तस्मात्सन्मार्ग माश्रित्य सेव्यानिः श्रेयसे शिवा ॥१४॥**

ભાવાર્થ—

સત્પુરૂષો ભોગ વિલાસના આચાર તજી દઈ ત્યાગ માર્ગને સ્વીકારે છે. તેથી ત્યાગ વૃત્તિને સ્વીકારી, પવિત્ર સદ્ગુણોને ધારણ કરી, જગન્માતાની અર્ચા-પૂજા કરવી જોઇએ. જેનાથી પરમ કલ્યાણ થાય છે.

श्लोकः

**अनाचार युतो यत् स्यात् कुलाचारो कुलैषिणां ।**
**सद्यस्त्याज्यो भवेत् साद्भिः श्रेय विद्भिर्जनोत्तमैः ॥१५॥**

ભાવાર્થ—

કુળના કલ્યાણની ઈચ્છા રાખનારા દરેક મનુષ્યે કુળમાં ચાલતા દુરાચારને તજી દેવો જોઇએ. અને સદાચારનો આશ્રય લઈ, તેનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો જોઇએ. એ ઉત્તમ જનોનું લક્ષણ છે.

શ્લોકઃ

**अथातः संप्रवक्ष्यामि ज्ञान मध्यात्म संज्ञितम् ।**
**मकाराणां रहस्यंच वक्षेऽहं प्रस्फुटं यथा ॥१६॥**

ભાવાર્થ—

હવે હું પાંચ મકારોનું અધ્યાત્મ જ્ઞાન કહીશ. કે જે વડે મકાર પંચકનું રહસ્ય સમજાય, અને એ રહસ્ય સ્પષ્ટ સમજાયા પછી એ પંચ મકારોને નામે થતા દુરાચારો અટકી જશે.

શ્લોકઃ

**उपासनाया मार्गेषु देवानां त्रिगुणात्मनां ।**
**ग्रंथोपपादितं सर्वं त त्तंत्रं परिचक्षते ॥१७॥**

ભાવાર્થ—

દેવોમાંય કેટલાક સાત્વિક, કેટલાક રાજસિક, અને કેટલાક તામસી હોય છે. એ ત્રિગુણાત્મક દેવતાઓના ઉપાસનાના માર્ગોનું જ્ઞાન જે ગ્રંથોમાં પ્રતિપાદન કરેલું હોય, અને તે દ્વારા તેની ઉપાસનાના પ્રકારો બતાવ્યા હોય, એ જ્ઞાન સહિત પ્રકારોને "તંત્ર" એવા નામે ઓળખવામાં આવે છે.

શ્લોકઃ

**त्रिविधं तन्मतं प्राहुः समयं कौलवं तथा ।**
**मिश्रितंच मतं प्रोक्तं मुनिभि स्तंत्र वादिभिः ॥१८॥**

ભાવાર્થ—

તંત્ર શાસ્ત્ર જાણનારા વિદ્વાનો તંત્રના ત્રણ મત હોવાનું પ્રતિપાદન કરે છે. તે પૈકી (૧) સમયમત (૨) કૌલવ મત અને (૩) મિશ્રમત. એમ ત્રણમત છે. અને તે મહત્વના છે.

શ્લોકઃ

**येषां वैदिक मार्गेण चोपपादनमिष्यते ।**
**श्रीविद्योपासनं यत्र समयाचार उच्यते ॥१९॥**

ભાવાર્થ—

સમય મત તેને કહે છે કે-જેમાં શ્રી વિદ્યાની ઉપાસના હોય છે. વૈદિક મંત્રોથી તેની વિધી કરવામાં આવે છે. અને તેના તંત્રથી યંત્રનું અર્ચન-યજન પૂજન વિગેરે કરવામાં આવે છે. એ સુપ્રસિદ્ધ સમયમત ગણાય છે.

श्लोकः

**तत्र पंच प्रकारावै संहिता रूपजास्तथा ।**
**वसिष्ठ संहिता रूपः सनकस्य तथागतः ॥२०॥**

ભાવાર્થ—

તેમાં વળી પાંચ પ્રકારો ભિન્નભિન્ન જણાવ્યા છે. અને એ સંહિતાઓની ભિન્નતાથી ભિન્ન છે. વસિષ્ઠની સંહિતા કે જેમાં વસિષ્ઠ ઋષિએ તંત્ર સમજાવ્યું છે. અને સનક–સંહિતા છે. તેમાં સનક ઋષિ પ્રણીત તંત્ર છે.

श्लोकः

**सनंदनाऽभिधानस्य सनत् कौमारकृत्तथा ।**
**शुकेन सांहितप्रोक्ता भिन्नाः पंच विधाः स्मृताः ॥२१॥**

ભાવાર્થ—

તેવી રીતે સનંદન ઋષિની સંહિતા છે. અને તેમાં સનંદન તંત્રનું વર્ણન છે. સનત્ કુમારની પણ સંહિતા છે. તેમાં સનત્ કુમારે તંત્રનું વર્ણન કર્યું છે. શુક સંહિતા કે જેમાં શુકદેવે તંત્ર સમજાવ્યું છે. એ પ્રમાણે પંચ-સંહિતાઓ તંત્રશાસ્ત્ર માટે સુપ્રસિદ્ધ છે.

श्लोकः

**कौलवाख्यंच तंत्रंच चतुःषष्ठिमितं तथा ।**
**महामायाख्य तंत्रंच तंत्राणि शंबरादिनां ॥२२॥**

ભાવાર્થ—

કૌલતંત્ર કે જે ચોસઠ પ્રકારોથી ભિન્ન છે. તેવી રીતે મહામાયા તંત્ર અને શંબર વિગેરેનાં તંત્રો પણ વિદ્યમાન છે.

श्लोकः

**एवं भिन्न प्रभेदावै प्रथक् ग्रंथे निरूपिताः ।**
**भेद प्रभेद संयुक्तो कथ्यते कौलवो मतः ॥२३॥**

ભાવાર્થ—

એ પ્રમાણે તંત્રના કઈક જુદા જુદા પ્રકારો છે. અને તેના જુદા જુદા કઈક ગ્રંથો રચાયા છે. બે મુખ્ય ભેદો છે. અને તેના પ્રથક્ પેટા ભેદો અનેક છે. એવો કૌલવ મત છે.

श्लोकः

तथैव मिश्राख्य मतः कुल वेदानुगोच्यते ।
अनेकेषुच ग्रंथेषु मिश्रतंत्रं निरूपितं ॥२४॥

ભાવાર્થ—

એ પ્રમાણે ત્રીજો મત મિશ્ર તરીકે ઓળખાય છે. તેમાં કુલાચાર અને વૈદિક-કર્મનું મિશ્રણ હોય છે. તેનાય અનેક ગ્રંથો છે. તેમાં મિશ્રમતનું તંત્ર વર્ણવ્યું છે.

श्लोकः

मिश्रे वे मद्य मांसादि परसंग प्रसंगकं ।
कथितं तेन सार्धं वै जपानुष्ठानमर्चनं ॥२५॥

ભાવાર્થ—

એ મિશ્ર તંત્રમાં મદ્ય, માંસ, મીન, મુદ્રા, મૈથુન આદિ પાંચ મકારોનું સેવન બતાવ્યું છે. અને તેની સાથે અર્ચન-પૂજન-યજન, યાજન, જપ. અનુષ્ઠાન, વિગેરે કરવાનું કહ્યું છે.

श्लोकः

ह्येतत् कौलव तंत्रस्य वाम मार्ग इति स्मृतः ।
तथैव दक्षिणो मार्गः ख्यातो वै शक्तिपूजने ॥२६॥

ભાવાર્થ—

એ કુલતંત્ર અથવા કૌલમાર્ગને "વામમાર્ગ" તરીકે સંબોધવામાં આવે છે. તેવી રીતે ભગવતીની પૂજા માટે દક્ષિણમાર્ગ પણ બતાવ્યો છે. જે અતિ શીઘ્ર શ્રેયસ્કર છે. આ લોકમાં સત્કીર્ત્તિ થાય છે, અને સદાચારી જીવનથી પરલોકમાં મુક્તિની પ્રાપ્તિ થાય છે.

श्लोकः

वाम मार्गोपदेष्टाच कथ्यते शंकरो मृडः ।
नीतिज्ञास्तु विकत्थंते वामेन सह शंकरं ॥२७॥

ભાવાર્થ—

વામમાર્ગના ઉપદેશક ભગવાન્ શિવજી છે. નિઘંટુ નામે શબ્દકોશમાં વામનો પ્રશસ્ય એવો અર્થ કર્યો છે. પ્રશસ્ય યાને ઉત્તમ જ્ઞાનવાન્ શિવજી છે. અને તેમણે ઉપદેશેલો માર્ગ પ્રશસ્ત યાને શ્રેષ્ઠ કલ્યાણકારક હોઇ શકે છે.

છતાં સામાન્ય નીતિને અનુસરનારા પુરૂષો એ વામ માર્ગની અને તેના પ્રણેતા શિવજીની નિંદા કરે છે.

શ્લોકઃ

**अतो मद्हृदये दुःखं जायतेच मुहुर्मुहुः ।**
**सत्यं यन्मन साचिंत्य प्रवक्ष्यामि यथामती ॥२८॥**

ભાવાર્થ—

એથી મારા હૃદયને ભારે દુઃખ થાય છે. સંસારના જનો જ્યારે નિંદા કરતા દેખું છું, ત્યારે ગ્લાની નિપજે છે. આહા ! કયાં એ વામ માર્ગ અને કયાં આ અત્યાચાર ભર્યા અનાચાર ! ! શું શિવજી જેવા મહા યોગીએ અનાચારનો ઉપદેશ કર્યો હશે ? તેથી મેં વામતંત્રનું રહસ્ય વાંચ્યું. અને સત્ સમાગમ દ્વારા તેનો હું ભાવ સમજ્યો,

સત્ય એ શું ? તેનો વિચાર મેં મારા મનથી પણ કર્યો. અને જે મ્હને સમજાયું છે તે યથામતિ તમને સમજાવીશ.

શ્લોકઃ

**कुर्नाम पार्थिवस्तत्वं लीयते यत्र तत्कुलं ।**
**अथवाधारचक्राख्यं सुषुम्णामार्गउच्यते ॥२९॥**

ભાવાર્થ—

કુલ શબ્દનો અર્થ શાસ્ત્ર સમજાવે છે. "કુ" એટલે પૃથ્વી. પૃથ્વિતત્વથી દેહ બનેલો છે. તેથી મનુષ્યને દેહનો અભિમાન રહે છે. એ અભિમાનનો જેનાથી નાશ થાય છે અથવા "લ" એ દેહાભિમાન લય પામે છે તેને કુલ કહે છે. દેહભાવ નષ્ટ થાય છે, એટલે સુષુમ્ણાનો દરવાજો ખૂલે છે. અને આધાર ચક્રનું ભાન થાય છે. તેથી કુલ એટલે આધારચક્ર અથવા સુષુમ્ણાનો એ માર્ગ ગણાય છે.

શ્લોકઃ

**आचारो वै कुलंतस्य संकेता स्त्रिविधामताः ।**
**प्रोच्यते चक्र संकेतो मंत्र संकेत इत्यपि ॥३०॥**

ભાવાર્થ—

વળી 'आचारः कुल मुच्यते' એ ભવિષ્ય પુરાણના કથનને અનુસરીને

(૧) 'कुः पृथ्वीतत्त्वं लीयते यत्र तत्कुलं—आधारचक्रं. तत्सम्बन्धा लक्षणया सुषुम्णा मार्गोऽपि. (ललितासहस्रनाम.)

આચારને પણ કુલ કહે છે. આગમ શાસ્ત્રમાં કુલના સંકેતોનું વર્ણન કર્યું છે. એક "ચક્રસંકેત અને બીજો મંત્ર સંકેત એવા નામે ઓળખાય છે. એ ઉપરાંત—

શ્લોકઃ

**संकेतो वै तृतीयश्च पूजायाः कथितस्तथा ।**
**संकेतानां त्रयाणांच पालिन्यस्तिपरांबिका ॥३१॥**

ભાવાર્થ—

વળી ત્રીજો પૂજા સંકેત પણ ઓળખાવ્યો છે. એ ત્રણે સંકેતોનું પરિપાલન કરનારી પરાઅંબા શ્રી જગદંબા ગણાય છે.

શ્લોકઃ

**विद्या सा परमा प्रोक्ता ह्यविद्या पट छादिता ।**
**कुलांगने तितां प्राहुः कुलगौरववर्द्धिनी ॥३२॥**

ભાવાર્થ—

એ મહામાયા અથવા મહાપ્રકૃતિ "વિદ્યા" એવા નામે ઓળખાય છે. એ વિદ્યા અવિદ્યારૂપી પડદાથી ઢંકાએલી છે. એવો અનુભવ અવિદ્યામાં લીન થએલા મનુષ્યોને થતો જણાય છે. અવિદ્યાને જાણનારા, તેનાથી પર રહેનારા, વિદ્યાના સ્વરૂપને જાણી શકે છે. વળી તેનું નામ "કુલાંગના" પાડયું છે. કારણ કે તેની કૃપાથી કુળનું ગૌરવ વધતું હોય છે. એ કુળગૌરવવર્ધિની હોવાથી કુળની અંગના તરીકે સંબોધાય છે.

શ્લોકઃ

**विश्वकोशेऽपिपर्याया : कुल शब्दस्य दर्शिताः ।**
**गृहं जनपदंचैव सजातीय पुमाँस्तथा ॥३३॥**

ભાવાર્થ—

'કુલ' શબ્દના પર્યાય વાચક શબ્દો વિશ્વકોશમાં બતાવ્યા છે. અને તે એવી રીતે કે–'ગૃહ' 'જનપદ' અને "સજાતીય પુરૂષ" એવા પર્યાયોથી પણ કુલશબ્દ ભિન્ન ભિન્ન અર્થોમાં ઘટે છે.

---

(૧) कुलांगनैषाऽप्यथ राजवीथ्याः प्रविश्य संकेत गृहान्तरेषु ।
विश्रम्य विश्रम्य वरेण पुंसा संगम्य संगम्य रसं प्रसूते ॥ (ચિંતામણીસ્તવ)

(२) अन्यास्तु सकला विद्याः प्रकटा मणिका इव ।
इयं तु शाम्भवी विद्या गुप्ताकुलवधूरिव ॥ (कुलार्णव तंत्र)

श्लोकः

**गोत्रं तथा शरीरंच कुल मित्यभिधीयते ।**
**स्वच्छंद तंत्रं प्रोक्तंच ब्रह्म रंध्रा दधः स्मृतं ॥३४॥**

ભાવાર્થ—

વળી ગોત્ર, શરીર, સ્વચ્છંદ તંત્ર, અને બ્રહ્મરંધ્રનો અધો ભાગ પણ કુલ શબ્દથી ઓળખાય છે. અને ઉપરોક્ત ગોત્ર વિગેરે શબ્દોનો અર્થ કુલ એવા અર્થમાં ઘટે છે.

श्लोकः

**सहस्त्रदल पद्मंच कुलमित्युच्यते बुधैः ।**
**शिवशक्तेः सामरस्यं कौलं प्राहु र्विचक्षणाः ॥३५॥**

ભાવાર્થ—

તેમજ સહસ્ત્ર દલ પદ્મને પણ વિદ્વાનો કુલ એવા નામથી ઓળખે છે. અને શિવ-શક્તિના ઐક્યમાં એક સરખા રસવાળું સ્વરૂપ તેને "કૌલ" એમ વિચક્ષણ પુરૂષો કહે છે.

श्लोकः

**कुल युक्तार्थं यादेवी कौलिन्याख्या बुधैः स्मृता ।**
**कुलार्णवेच संख्याता तथा ज्ञानार्ण वे च वै ॥३६॥**

ભાવાર્થ—

જે દેવી કુલયુક્ત છે તેને જ્ઞાનિ પુરૂષો "કૌલિની" એવા નામે સંબોધે છે. "કુલાર્ણવ" નામે તંત્ર ગ્રંથમાં તેમજ "જ્ઞાનાર્ણવ" ગ્રંથમાં તેનું સવિસ્તર વર્ણન આપ્યું છે.

श्लोकः

**बहुफल प्रदानानि तंत्राणि संति येषुवै ।**
**"महातंत्रा" च सा प्रोक्ता मुनिभि स्तंत्र वादिभिः ॥३७॥**

ભાવાર્થ—

તંત્રવાદી મુનિઓ તેને "મહાતંત્રા" કહે છે. કે જેમાં બહુ ફળ આપ-

(१) अधःस्थितं रक्तं सहस्रदल कमल मपि कुलं, तत्कर्णिकायां कुलदेविदलेषु कुलशक्तयः— सन्तिती ॥ (स्वच्छंद तंत्र)

(२) कुलं शक्तिरिति प्रोक्त मकुलं शिव उच्यते । कुलेऽकुलस्य संबंधः कौलमित्यभिधीयते ॥

નારાં તંત્રોની યોજના થએલી છે. એ તંત્રોને અનુસરી જે લોકો વિધી વિધાન કરે છે, અને માતાને પ્રસન્ન કરે છે, તેમજ એ પ્રસન્ન થએલી માતા ઇચ્છિત ફળોને આપે છે. તેથી તેનું નામ તથા તેના તંત્રોની શક્તિનું નામ **મહાતંત્રા** કહેવાય છે.

श्लोकः

**बालाच बगलादीनां मंत्रावै संति यत्रवै।**
**"महामंत्रा" च सा प्रोक्ता मंत्र सिद्धि प्रदायिनी ॥३८॥**

ભાવાર્થ—

જે તંત્રમાં બાલા' અને બગલા'ના મંત્રોનો સમાવેશ થએલો છે. એ મંત્રોના અનુષ્ઠાન દ્વારા જે શક્તિનો સાક્ષાત્કાર કરી શકાય છે. એ મંત્રશક્તિને તથા તેના તંત્ર વિધાનની શક્તિને "મહામંત્રા" કહે છે. જેનું આરાધન કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે.

श्लोकः

**पूजाचक्रं पद्मचक्रं यंत्राकृत्या प्रपूज्यते।**
**याद्रशी यंत्र रूपासा "महायंत्रा"ऽभिधीयते ॥३९॥**

ભાવાર્થ—

સુંદર યંત્ર કરવામાં આવે ! એ યંત્રની આકૃતિ પૂજાના ચક્રની હોય છે. અથવા પદ્મચક્રનો યંત્ર તૈયાર કરવામાં આવેલો હોય ! વળી તેને તંત્રોક્ત વિધાનથી સંપૂર્ણ પૂજવામાં–અર્ચવામાં આવે, અથવા સાધકોની દીક્ષાને અનુસરી તેમના જે જે ઇષ્ટ દેવતાઓ હોય, તેમનાં યંત્રો સ્થાપવામાં આવે, અને તેમનું તંત્ર વિધીથી વિધાન કરવામાં આવે, ત્યારે તેમાં પૂજાતિ જે જે શક્તિ, તે તે સઘળી શક્તિને "મહાયંત્રા" એવા નામથી ઓળખવામાં આવે છે.

श्लोकः

**अथ स्वतंत्र तंत्रैर्वा श्रीविद्यादिक मंत्रकैः।**
**सिद्धिवज्रादि यंत्रैश्च बुध्यते ताद्रशा भिधैः ॥४०॥**

ભાવાર્થ—

અથવા દિક્ષિત ગુરૂઓ પાસેથી જે જે ઇષ્ટ સાધ્ય કરવા માટે જે જે મંત્રો લીધેલા હોય, તે તે સ્વતંત્ર મંત્રોવડે, અથવા તેવાં સ્વતંત્ર તંત્રોવડે, કે શ્રી વિદ્યા વિગેરે મંત્રોવડે, અને સિદ્ધિવજ્ર વિગેરે યંત્રવડે પૂજન–યજન કરવામાં આવતું હોય, ત્યાં એ જગન્માતા તેવાં ભિન્ન ભિન્ન નામોથી ઓળખાતી રહે છે.

श्लोकः

**महातंत्रादिनामाख्या महामंत्रा तथैवच ।**
**महातंत्राच वेल्याता मंत्र तंत्रादि यंत्रकेः ॥४१॥**

ભાવાર્થ—

એ પરા પ્રકૃતિ મહાતંત્રા વિગેરે નામોથી ઓળખાય છે. તેમજ મહા-મંત્રા એવા નામથી પણ ઓળખાય છે. આગમ શાસ્ત્રોનાં મહાતંત્રો, તેમજ મહાયંત્રોથી એ તેનાં નામ પડેલાં છે. જેવું જેનું તંત્ર, જેવા જેના મંત્રો, અને જેવા જેના યંત્રો, તેવાં તેનાં ભિન્ન ભિન્ન નામો પણ છે.

श्लोकः

**स्ववंशानुग मार्गेण या शक्तिः पूज्यते ग्रहे ।**
**बलि गंधानु लेपैश्च धूपदीपादि भि स्तथा ॥४२॥**

ભાવાર્થ—

વળી વંશપરંપરાથી ચાલતા આવેલા માર્ગ પ્રમાણે, પોતપોતાનાં રહેવા-સનાં સ્થાનોમાં જે દેવીનું પૂજન થતું હોય ! જે વિવિધ ઉપચારોવડે થતું હોય ! જે જે પકવાન નૈવેદ્યો કરવામાં આવતાં હોય ! ગંધ–અક્ષત–પુષ્પ ધૂપવડે પૂજા થતી હોય ! એ પરમ પૂજનીય શક્તિને સમસ્ત કુટુંબ એકઠું મળીને પ્રથક્ પ્રથક્ પૂજન કરતું હોય, તો એ પૂજાની દેવી કુલદેવી તરીકે ઓળખાય છે.

श्लोकः

**कथ्यते सा "महाशक्तिः" कुल तत्पर सेविता ।**
**विविधै र्विग्रहै श्चैनं व्याख्यातं ज्ञायते कुलं ॥४३॥**

ભાવાર્થ—

અને એ મહાશક્તિ 'કુલ તત્પર સેવિતા" એ નામથી ઓળખાય છે. એ મહામાતા અનેક સ્વરૂપોથી ઓળખાય છે. તેનાં અનેક નામો છે. અને તંત્રો મંત્રો અને યંત્રો પણ ઘણાં છે, તેનો ટુંકમાં સમાસ કરી કુલ શબ્દની વ્યુત્પત્તિ કરી બતાવવામાં આવે છે. અને એવા ભિન્નાર્થવાળા સમાસ વિગ્ર-હોથી કુલશબ્દના કેટલાક વિસ્તૃત અર્થો છે. જે સમજવાની જરૂર પડે છે.

(૧–૨) यस्य यस्य हि या देवी कुल मार्गेण संस्थिता ।
तेन तेन च सा पूज्या बलि गन्धानु लेपनैः ॥
नैवेद्यैर्विविधै श्चैव पूजयेत्कुलमार्गतः ॥ (व्रतखंड)

श्लोकः

**ललिता सहस्त्र नाम्नांवे टीकायां तान्नि रूपितं ।**
**तेषां गूढार्थ ज्ञानेन कुल ज्ञानं स्फुटं भवेत् ॥४४॥**

ભાવાર્થ—

લલિતા સહસ્રનામ અને તેની સુંદર ટીકા વાંચવા યોગ્ય છે. આગમ-નિગમના ગ્રંથોનો તેમાં સાર સમજાવેલો છે. એ ગ્રંથોનો અભ્યાસ કરવાની જરૂર છે. તેનાં રહસ્યો સમજવાની આવશ્યક્તા છે. અને પ્રત્યેક તંત્રની ઉપપત્તિ પણ વિચારવાની જરૂર રહે છે. એ બધું સ્મૃતિમાં તાજું રાખવા માટે, લલિતા સહસ્રનામ અને તેની ટીકા શક્તિસંપ્રદાયના સજ્જનોને ઉપકારક છે.

इतिश्री वटावली वास्तव्येन गणपतिशंकरशास्त्री विरचिते
अभिनव पीपाचरिते नवमोल्हासः ।



## अथ दशमोल्हासः।

( उपजाति-वृत्तम् )

श्लोकः

अतः परं पंचमकार व्याख्यां
बभाण भूपेन्द्रशिखामणिः सः।
पीपा प्रसन्नेनचमानसेन
सभोपविष्टः परमः प्रसन्नः ॥१॥

ભાવાર્થ—

વિદ્વાન્ રાજાઓનો શિખામણી વિદ્વાન્ રાજા પીપા સભામાં બેઠેલો છે. જેનું મન પ્રસન્ન છે. અને હસતે મોંઢે પંચમકારોની વ્યાખ્યા અધ્યાત્મ દ્રષ્ટિએ કરવા માટે તત્પર થયો છે.

श्लोकः

सव्यापसव्यौ च तृतीयमार्गः
क्रमेण तच्चोत्तर दक्ष मध्यमः।
प्रवृत्ति निवृत्ति ध्रुवं समाश्रिता
स्तदार्चि धूम ध्रुव मार्ग गास्ते ॥२॥

ભાવાર્થ—

શાસ્ત્રકારોએ શક્તિ આરાધનના ત્રણ માર્ગો કહેલા છે. અનુક્રમે તે સવ્યઅપસવ્ય અને તૃતીય માર્ગ તરીકે ઓળખાય છે. અને તેમનાં પારિભાષીક નામ ઉત્તરમાર્ગ, દક્ષમાર્ગ, અને મધ્યમ માર્ગ તરીકે ઓળખાય છે. અથવા પ્રવૃત્તિ માર્ગ-નિવૃત્તિ માર્ગ અને ધ્રુવ માર્ગ તરીકે પણ તેને સંબોધે છે. અને તેનાથી અર્ચીમાર્ગ-ધૂમમાર્ગ અને ધ્રુવમાર્ગ તરીકે પિછાને છે.

श्लोकः

अतोच्यते सव्य तथापसव्य
मार्ग स्थिते ति कवि भिं र्निरूपिताः।
यथा गुणायेषुजनेषु संति
तथैव ते मार्गजुषा भवन्ति ॥३॥

**ભાવાર્થ—**

એ માર્ગનું સેવન કરનારા માણુસોમાં જેવા જેના ગુણ અને સ્વભાવ હોય, તે પ્રમાણે તે તે માર્ગોનું સેવન કરનારા હોય છે. અને આખરે તેઓને તેવું ફળ મળતું રહે છે.

श्लोकः

**तथैव मातु र्विविधेषु नाम सु**
**यत्पंच माख्यस्य सदा शिवस्य ।**
**सारूप्य रूपा प्रिय पत्नि मान्या**
**"श्रीपंचमी" पंच सु देव मुख्या ॥४॥**

**ભાવાર્થ—**

જગન્માતાનાં અનેક નામો છે. તે પૈકી ચાર અવસ્થાઓથી પર તેવું ભગવાન સદાશિવનું પંચમ સ્વરૂપ છે. એ સ્વરૂપમાં રહેલી એ સ્વરૂપની તાદ્રશ અને તેમની પ્રિયપત્નિ તરીકે તથા જગતની જનની તરીકે ઓળખાતી એ માતા 'શ્રી પંચમી' નામે પ્રસિદ્ધ થઇ છે. એ પાંચે દેવોમાં મુખ્ય ગણાય છે.

श्लोकः

**व्यवस्थितं देहगतं हि ब्रह्म**
**ह्यानंद रूपं प्रतिभाति भास्वत् ।**
**तद्बोधकाः पंच मकार वाच्या**
**स्तै रर्च्यते भाव भवासु बुद्धया ॥५॥**

**ભાવાર્થ—**

હવે પંચ મકાર તેના રહસ્ય સાથે તે પરીચય કરવા જેવા છે. દેહની અંદર બ્રહ્મ નિવાસ કરે છે. એ તેનું આનંદ સ્વરૂપ છે. તેની પ્રતિભાનું સ્વરૂપ યોગી પુરૂષોને પ્રત્યક્ષ જણાઇ આવે છે. યોગી પુરૂષોએ પંચ મકારનું સ્વરૂપ સમજીને તેવા ઉત્તમ વિચારપૂર્વક તેઓ તેનું નિત્ય અર્ચન કરે છે.

---

(१) पंचमस्य सदाशिवस्य श्री पंचमी ॥ (दक्षिणा मूर्ति संहिता)

(२) मकारेषु पंचमस्यानंद रूपत्वा त्तद्रूपा वा. ॥ (कल्पसूत्रम्)

श्लोकः

तद्ब्रह्म रंध्रस्य सहस्र पत्रे
पात्रे स्थिता मुक्ति प्रदान योग्या।
सुधा तदीया मदिरा प्रयुक्ता
सापान योग्याच सुधांशु जन्या ॥६॥

ભાવાર્થ--

યોગીઓ માને છે કે, અને સમાધિમાં અનુભવે છે કે, બ્રહ્મરંધ્રમાં સહસ્ર પત્ર કમલ છે. તેની અંદર રહેલી સુધા (અમૃત) મુક્તિને આપનાર છે. અને તે બ્રહ્મરંધ્રના સહસ્ર પત્રરૂપી પાત્રમાં રહેલું છે. મુક્તિની ઇચ્છાવાળાએ એ સુધાનું (અમ્રતનું) પાન કરવું યોગ્ય છે. કે જેનાથી મનુષ્યમાં રહેલી મૃત-શક્તિને જીતીને અમરત્વ પ્રાપ્ત થાય છે. ખરેખર! પાંચ મકારો પૈકી કહેવાતી મદિરા કે, જેનાથી ભારે વિકારો થાય છે તે નહીં, પણ બ્રહ્મરંધ્રમાંથી ટપકતી અમ્રત મદિરા એજ સાચી મદિરા ગણાય છે. બીજી લોકીક નહીં. તેનું પાન કરીને જગન્માતાનું અર્ચન કરવું યોગ્ય ગણાય છે.

श्लोकः

विवेक खड्गेन च घ्नंति प्रज्ञाः
पश्वाख्य कामंच विमोहकादीन्।
अश्नंति मांसंच विकारजन्यं
त्यजंति हिंसा जनितं च मांसं ॥७॥

ભાવાર્થ--

માતાજીના અર્ચનને નિમિત્તે જે અજ્ઞાની લોકો પશુઓને મારી તેના માંસનો ઉપયોગ કરે છે, તેનો શાસ્ત્રકારોએ નિષેધ કરેલો છે. ખરી રીતે તો

(१) ब्रह्मस्थान सरोज पात्रलसिता ब्रह्मांड तृप्ति प्रदा। या शुभ्रांशुकला सुधाविगलिता सापानयोग्या सुरा।
साहाला पिबता मनर्थ फलदा श्री दिव्यभावाश्रिता। या मित्वा मुनयः परार्थ-कुशला निर्वाणमुक्ति गताः ॥ ( તંત્રતત્વપ્રકાશ. )

(२) काम क्रोध सुलोभ मोह पशुकांच्छित्वा विवेकासिना मांसं निर्विषयं परात्म सुखदं खादन्ति तेषां बुधाः।
तेविज्ञानपरा धरातलसुरा स्ते पुण्यवन्तो नरा नाश्नीयात्पशुमांस मात्म विमते हिंसा परं सज्जनः ॥ (તંત્રતત્વ પ્રકાશ.)

વિવેકરૂપી ખડ્ગથી મનુષ્યમાં રહેલ કામ અને મોહરૂપી પશુઓને મારીને એ કામ અને મોહના વિકારરૂપ માંસને પચાવે છે. (નહીં કે હિંસા કરીને માંસનો ઉપયોગ કરે છે.) તે જ્ઞાનિઓ જગદંબાનું સાચી રીતે અર્ચન કરી શકે છે, અને તેનો સાક્ષાત્કાર મેળવે છે.

श्लोकः

**व्रजंन्ति ते ब्रह्मपदं शिवाख्यं**
**ज्ञानेन विज्ञान विजृंभितेन ।**
**धरातलस्था नृवराः सुरावै**
**मातुः कृपा भाजनतां व्रजंति ॥८॥**

**ભાવાર્થ—**

જે જ્ઞાનિઓ શિવ–શક્તિનું જ્ઞાન મેળવી તેનો સાક્ષાત્કાર કરે છે, અને માંસ–મદ્યને ત્યજીને પોતાના મનના વિકારોને જીતે છે, તે જ ભલે આકૃતિથી માણસ જણાતો હોય, પણ એ દેવતાઓ છે. અને એ લોકો માતાના કૃપા-પાત્ર બને છે. અને આખરે એ શિવ–શક્તિના સાયુજ્ય સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

श्लोकः

**षण्मीनं संज्ञान्विषयान्निरुध्य**
**दंभाद्यहंकारमदछलद्विषः ।**
**तथाहिमात्सर्यधियं स्वचित्ते**
**पश्यंति विद्या ज्वलिते हुताशे ॥९॥**

**ભાવાર્થ[1]—**

પંચ મકારોમાં મીન (માછલાં)નો ઉપયોગ કરવો બતાવેલો છે. તે માછલાં કયાં તે વિષે શાસ્ત્રકારો કહે છે કે, એ મીન (માછલાં) છ પ્રકારનાં છે. અનુંક્રમે તેમનાં નામ દંભ–અહંકાર–મદ–છલ અને દ્વેષ તેમજ મત્સરપણું. (અદેખાઇ) એ છ વિકારોને અધ્યાત્મવિદ્યાથી પ્રજ્વલીત થએલા (સળગેલા) અગ્નિની અંદર પકાવે છે. અર્થાત્ એ વિકારોને કાબુમાં લાવે છે. તેના ઉપર વિજય મેળવે છે. તે લોકો જગદંબાનું સાચું અર્ચન કરી શકે છે.

---

(૧) अहंकारो दंभो मद पिशुनता मत्सर द्विषः षडेतान्मीनान् वै विषय हरजालेन विधृतान् ।
पचन् सद्विद्याऽग्नौ नियमितकृतिर्धीवरकृतिः सदा खादेत्सर्वान्नच जलचराणां तु पिशितम् ॥
(तंत्रतत्वप्रकाश)

श्लोकः

**अष्टौषं मुद्राः कथिता भवंति**
**तान्विद्धि लज्जा मद मान कोपः ।**
**तृष्णा दुराशा च भयं जुगुप्सा**
**प्रदर्श्य निघ्नंति मनोविकारान् ॥१०॥**

ભાવાર્થ—

વળી જે આઠ પ્રકારની મુદ્રાઓ કહેલી છે, તે શક્તિના ઉપાસકોએ સમજવાની જરૂર છે. અને તે લજ્જા-મદ-માન અને કોપ, તૃષ્ણા-દુરાશા-ભય અને જુગુપ્સા એવા મનના આઠ પ્રકારના વિકારોને જીતીને અધિકારી બનવું જોઈએ. અને માતાનું પૂજન કરવું જોઇએ.

श्लोकः

**तन्मैथुनं नाम प्रकीर्तितं यत्**
**चंद्रार्क वायु गत योगजेन ।**
**न मैथुनं योनि गतं तु कुर्यात्**
**सूक्ष्मा सुषुम्णा परिलिंङ्गनार्हाः ॥११॥**

ભાવાર્થ—

યોગી પુરૂષો યોગના બળથી ચંદ્રશ્વાસ અને સૂર્યશ્વાસ એ બંન્નેનો યોગ કરે છે. લૌકીક ભાષામાં તેને મૈથુન કહેવામાં આવે છે. એજ પંચ મકાર પૈકીનો એક પ્રકાર ગણાય છે. પણ વ્યવહારી દ્રષ્ટિએ જેનો નિષેધ કરેલો છે,

---

(१) आशा तृष्णा जुगुप्सा भय विशद घृणा मान लज्जा प्रकोपाः
ब्रह्माग्ना वष्ट मुद्राः परसुकृतिजनः पाच्य मानाः समन्तात् ।
नित्यं संभक्षयेत्ता नवहित मनसा दिव्य भावानुरागी
योऽसो ब्रह्माण्ड भाण्डे पशुहृति विमुखो रूद्र तुल्यो महात्मा ॥

(तंत्रतत्वप्रकाश)

(२) यानाडी सूक्ष्मरूपा परम पद गता सेवनीया सुषुम्णा
सा कान्ता लिङ्ग नार्हा न मनुज रमणी सुन्दरी वार योषित् ।
कुर्याच्चन्द्रार्क योगे युग पवन गते मैथुनं नैव योनौ
योगीन्द्रो विश्ववन्द्य सुखमय भवने तां परिष्वज्य नित्यम् ॥

(तंत्रतत्वप्रकाश)

અને નૈતિક દ્રષ્ટિએ જે ઘૃણા પામે છે, તેવી જાતનું મૈથુન ત્યાગ કરવું જોઈએ. ખરી રીતે ઈડા અને પિંગલાની વચ્ચે રહેલી સૂક્ષ્મ એવી સુષુમ્ણા નાડીને આલિંગન આપે તેજ જગદંબાની પૂજાનો અધિકારી ગણાય છે.

श्लोकः

रहस्यमेतत् परिकीर्तितं मया
मकार पंचास्थित गौरवाख्यं ।
ज्ञात्वाचरन् मुक्ति परंपदं मुदा
गच्छंत्यनायासमनामयंच ॥१२॥

ભાવાર્થ—

સજ્જનો ! મેં આ પંચ મકારનું ગૌરવશાલી રહસ્ય કહી બતાવ્યું. જે સજ્જનો રહસ્ય સમજીને માતાનું અર્ચન કરે છે, તે નિર્ભયપણે મુક્તિ પદને પ્રાપ્ત થાય છે.

श्लोकः

श्रौतादि यज्ञेषुच मद्यसेवनं
तथैव मांसं परि खादनीयं ।
तन्नास्ति श्रौतस्य प्रमाण युक्तं
विगर्ह्यमेतत् श्रुतिमार्ग विद्भिः ॥१३॥

ભાવાર્થ—

કેટલાક લોકોની એવી માન્યતા છે કે, શ્રૌત વિગેરે યજ્ઞોમાં મદ્યપાન કરવું જોઇએ. અને માંસ ભક્ષણ કરવું જોઇએ. પણ ખરૂં જોતાં એ વાતનાં સાચાં પ્રમાણ મળી આવતાં નથી. ઉલટ એવા પદાર્થો વેદ ધર્મમાં નિંદ્ય ગણ્યા છે.

श्लोकः

मदोद्धतानामरिणां विनाशे
हिंसाख्यदोषो न भवेत् कदापि ।
तथैव शस्त्र क्षतव्याधि नाशः
कर्तुं पिबेत्तच्च हितावहं मधु ॥१४॥

ભાવાર્થ—

જ્યારે એવો પ્રસંગ આવી પડે કે, મદોદ્ધત દુશ્મનો હુમલો કરી રહેલા છે, રાષ્ટ્રનો અને ધર્મનો નાશ કરી રહેલા છે, તેવે પ્રસંગે તેમની સાથે યુદ્ધ કરી તેમનો નાશ કરવામાં હિંસા ગણાતી નથી. તેમજ હિંસાથી થતા દોષો પણ મનાતા નથી. વળી શસ્ત્રોથી ઘા પડેલા હોય, અને દુશ્મનો સાથે લડવામાં આવેશ પેદા કરવાની જરૂર હોય, તેવે પ્રસંગે ચક્રપૂજાને અંગે પિધેલું મદ્ય કે ખાધેલું માંસ દોષવાળું ગણાતું નથી.

श्लोकः

त्रिलोक पीडां परिहार कर्तुं
नाशाय दुष्टानसुरान् दुरापान् ।
दधारकालीच कराल रूपं
चक्रे विनाशं त्वरया भवानी ॥१५॥

ભાવાર્થ—

આ વાત પુરાના સમયની છે, જ્યારે હિન્દુસ્તાન ઉપર અસુરોએ હુમલા કર્યા હતા, માનવસંહાર થઈ રહ્યો હતો, તે વખતે બહેકેલા દુષ્ટોને મારવા માટે સતી પાર્વતિએ વિકરાળ એવું કાલીનું રૂપ ધારણ કરી તલવારને ઝટકેથી હજારો અસુરોનો નાશ કર્યો હતો.

श्लोकः

रणप्रसंगेष क्षुधा तुराता
चखाद् मांसं च पपौ सुमद्यं ।
तद्वत् प्रसंगो कथ मागतोवो ?
नोचेद्यादि तत्परित्याज्यमेतत् ॥१६॥

ભાવાર્થ—

એવે સમયે કાલીને ભૂખ અને તરસ લાગેલી હતી. ત્યારે તરસ મટાડવા માટે મધુર એવું મદ્યપાન કર્યું. તથા ભૂખ મટાડવા માટે માંસનું ભક્ષણ કર્યું હતું. એવે પ્રસંગે સતી સ્ત્રીઓએ અને સત્પુરૂષોએ કરેલા મદ્ય-માંસના સેવનને દોષરૂપે ગણાતું નથી. સજ્જનો ! તેવો પ્રસંગ અત્યારે શું તમારા ઉપર આવી પડયો છે ? જો એમ ન હોય તો, અને કેવળ ઇન્દ્રિયોની તૃપ્તિ કરવાની હોય તો, તે અધર્મ અને મહાપાપ ગણાય.

શ્લોકઃ

रणप्रसंगे त्वति दुर्धरापदि
पुंभिस्तथानारीजनैर्मिलित्वा ।
शस्त्रास्त्र युक्तैः प्रतिकार हेतोः
श्रीभैरवीचक्रमुपासनीयं ॥१७॥

ભાવાર્થ—

શ્રી ભૈરવીચક્રની વામમાર્ગની ઉપાસના શાસ્ત્રકારો કહે છે કે, મહાયુદ્ધનો પ્રસંગ આવે ત્યારે, દુશ્મનોનો પડકાર કરવાનો હોય ત્યારે, તેવે પ્રસંગે અવશ્ય કરવી ઘટે.

શ્લોકઃ

आवश्यकं शक्ति विधानकर्म
शक्तेः प्रभावो जनयेज्जनेषु ।
तत्रोपयुक्तानिसुसाधनानि
विकार जाड्यत्वविनाशकानि ॥१८॥

ભાવાર્થ—

તંત્રશાસ્ત્રમાં કહ્યા મુજબ દેશના અશક્ત માણસોએ શક્તિ પુનઃ પ્રાપ્ત કરવા માટે, જોસ અને આવેશ પેદા કરવા માટે, શક્તિની ઉપાસના અવશ્ય કરવી જોઇએ. અને પ્રત્યેક વ્યક્તિમાં શક્તિનો પ્રભાવ જમાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. એ સમયે ઉપયોગી સાધનો એવાં મેળવવાં જોઇએ કે, જેનાથી વિકારો નાશ પામે, જડતા દૂર થાય, તથા નવજીવન પ્રાપ્ત થાય.

શ્લોકઃ

वर्णाश्रमाचार विचार युक्तं
कुर्याद्विधानं नरनारि भिन्नं ।
अभेद्भावेन शिवं विचिन्त्य
श्रीराजराजेश्वरी पूजनंच ॥१९॥

ભાવાર્થ—

મનુષ્ય માત્રને શક્તિની ઉપાસના કરવાની હંમેશાં જરૂર રહે છે. એટલા માટે વર્ણાશ્રમ ધર્મના આચાર-વિચારો સમજીને એ જગન્માતાની આરાધના કરવી જોઇએ. અને પાપી તથા ધૃણીત સાધનોનો ઉપયોગ ન કરવો જોઇએ. જેનાથી નીતિ કેળવાય, તથા સામાજીક પવિત્ર ભાવના બની રહે, એવાં સાધનો શકિત પૂજાના ઉપયોગમાં લેવાં જોઇએ. શકિત પૂજામાં કેવળ શકિતનું આરાધન નહીં, પણ શિવ અને શકિતનું આરાધન કરવું જોઇએ. પુરૂષ અને પ્રકૃતિનું આરાધન કરવું ઘટે. બ્રહ્મ અને માયાનો અભેદ ભાવ સાધવો જોઇએ. એ દ્રષ્ટિએ કરેલી ઉપાસના શક્તિ પૂજાની સફળતા બતાવનારી ગણાય છે.

श्लोकः

मद्यंच देहत्रयशुद्धि योग्यं
पियूषभावे परिवर्त्यते यदि ।
कथंन कुर्वंतिः तस्यपानं
पियूष पेयां मदिरांदिवौकसः ॥२०॥

ભાવાર્થ—

સજ્જનો ! કેટલાક માને છે કે મદ્ય પાન કરવાથી ત્રણ દેહની શુદ્ધિ થાય છે. અને શક્તિ પૂજામાં વપરાતું મદ્ય અમૃત રૂપમાં ફેરવાઈ જાય છે. પણ ખરૂં જોતાં મદિરા એ કદી અમૃત બનેજ નહીં. જો બનતું હોય તો સ્વર્ગના દેવતાઓ અમૃતને છોડી મદિરા કાં ન પી શકે ?

श्लोकः

न मद्यपेषु प्रभवेन्मनीषा
शक्तेश्च व्हासो बहुजल्पनंवा ।
भयं जुगुप्सा परिहासनैर्घृणं
भवेन्मुहुर्वैभुविसन्निपातः ॥२१॥

ભાવાર્થ—

મદિરા પાન કરનારા માણસોની બુદ્ધિ નાશ પામે છે. શકિત નષ્ટ થાય છે. સમજ્યા વિનાનો બબડાટ કરવા લાગે છે. દારૂડીયાને ભય વધારે લાગે છે. તેની નિંદા થાય છે. અને વગર કારણે તે હસાહસ કરે છે. નિર્લજ-બેશરમો બને છે. અને સન્નિપાતના જેવી તેની દશા થાય છે.

श्लोकः

अपेक्षते मांसविपाचनाय
मद्यं तथा चर्वणकंचमीनं ।
एवं क्रमात् सर्व मकार सेवनं
देहत्रयभ्रंशकरंप्रदिष्टं ॥२२॥

ભાવાર્થ—

માંસ પચાવવા માટે મદિરા પીવાની જરૂર રહે છે. અને ચાવવા માટે માછલાંની જરૂર પડે છે. એ પ્રમાણે અનુક્રમે પાંચે મકારોને સેવનાર માણસના સ્થૂલદેહ-કારણદેહ અને મહાકારણદેહ એવા ત્રણે દેહો ભ્રષ્ટ થાય છે.

श्लोकः

नहि प्रवृत्ताः पशु मारणार्थे
यज्ञास्तु निःश्रेयस हेतुभूताः ।
वदंति ये चैन्द्रिय भोग लुब्धा
दुरन्त माया कृत पाशबद्धाः ॥२३॥

ભાવાર્થ—

શું યજ્ઞોની પ્રવૃત્તિ પશુઓને મારવાને માટે થએલી છે? યજ્ઞોનો પરમ કલ્યાણનો હેતુ વિચારવો ઘટે છે. એ કદી પાપ કરવાનું કહી શકે નહીં. જે લોકો ઇન્દ્રિયોના ભોગોમાં લુબ્ધ થએલા હોય છે, દુરંત એવા માયાના પાશમાં બંધાએલા હોય છે, તે લોકો જ યજ્ઞોમાં પશુ માંસનો ઉપયોગ કરવાનું કહે છે.

श्लोकः

देहस्य द्राष्टि र्यदिभिद्यतेय
न्नापेक्षते न्यास विधिर्न मुद्राः ।
समाधि पूर्णस्थिति साधनेन
साक्षात्स्वरूपस्थितिभाग्भवेऽद्धा ॥२४॥

ભાવાર્થ—

જ્યારે પવિત્ર સદ્ગુરૂના જ્ઞાનના ઉપદેશથી દેહદ્રષ્ટિ મટે છે. ત્યારે તેને ન્યાસની વિધી કે મુદ્રાની અપેક્ષા રહેતી નથી. અને પૂર્ણ સમાધિ સ્વાધ્ય થયા પછી તેને સ્વારૂપ અવસ્થાનો સાક્ષાત્કાર થાય છે.

શ્લોકઃ

अविद्यया जंतुपशुत्वमापत्
सद्विद्यया पाश विमोचनंच ।
अतः पशूनांपतिमाभजेद्धि
न हिंसया पाश विनाशमेति ॥२५॥

ભાવાર્થ—

માણસ અવિદ્યાને આધીન થાય છે ત્યારે એ પશુ જેવો બને છે. સદ્વિદ્યાના પ્રભાવથી તેનો પશુ પાશ નાશ પામે છે. તેથી પશુ પાશ નાશ કરવા માટે (અવિદ્યા દૂર કરવા માટે) પશુપતિ જ્ઞાનસ્વરૂપ એવા શિવજીનું જ્ઞાન મેળવવું જોઇએ. નહીં કે હિંસાદિ કર્મો કરવાથી પશુપાશ નાશ પામે છે.

શ્લોકઃ

जानंति वै योगिन एव तंत्रं
रहस्ययुक्तंप्रचुरोपपत्तिकं ।
रहस्यमेतत् परिचिंतनीयं
शरणं गृहीत्वातुपरात्मयोगिनां ॥२६॥

ભાવાર્થ—

યોગી પુરૂષો તંત્ર માર્ગનું રહસ્ય, અને તેની ઉત્તમ પ્રકારની ઉપપત્તિ જાણી શકે છે. તેવા સત્પુરૂષોનું શરણુ ગ્રહણુ કરીને રહસ્ય બરાબર સમજી લેવું જોઇએ.

શ્લોકઃ

अतस्तु कुर्याच्च विधान तंत्रं
मंत्रप्रयुक्तंह्युपचार तंत्रं ।
न भोगदं योगकरं सुधीनां
सर्वत्र सिद्धिंच यशः करंतत् ॥२७॥

ભાવાર્થ—

જયાં સુધી એ રહસ્ય સમજાય નહીં, ત્યાં સુધી વેદ મંત્રોથી અથવા તંત્ર મંત્રોથી જગદંબાનું પૂજન કરવું જોઇએ. તેથી જગદંબા પ્રસન્ન થાય છે. તેનાથી યોગની સિદ્ધિ થાય છે. અને યોગસિદ્ધિ યાજકનેસર્વત્ર સિદ્ધિની પ્રાપ્તિ થાય છે. અને યશનો વિસ્તાર થાય છે.

श्लोकः

वीरोचितो मार्गन प्रोच्यतेऽयं
यावन्नत्याज्यास्तु मकार पंचकाः ।
समाज निंद्यै घृणितैः पदार्थैः
को वीर्य लाभो भवतीति कथ्यतां ॥२८॥

ભાવાર્થ—

હે પુરોહિતો ! તમે માનો છો કે આ પાંચ મકારના સેવનનો માર્ગ વિરોચિત છે. પણ ખરૂં જોતાં જે પદાર્થોની સમાજમાં નિંદા થાય છે. તેવા પદાર્થો સેવન કરવાથી કદી વીરતા આવી શકતી નથી. અથવા એવી વીરતાનો લાભ કોને થએલો છે તે બતાવી શકશો કે ?

श्लोकः

मंदालसानां नरनारिणां वै
न मद्यमुत्तेजकरंदुरापं ।
दीक्षापि मिथ्या परिसेवनेन
जपस्य सिद्धि र्भ्रमितस्य न स्यात् ॥२९॥

ભાવાર્થ—

જે લોકો મંદ બુદ્ધિવાળા અને આળસુ છે. તેઓને મદ્ય તો ઉત્તેજીત નહીં, પણ તેમની આળસમાં વધારો કરનાર છે. તેમજ તેવી સ્થિતિની લીધેલી તંત્રની દીક્ષાથી જપની સિદ્ધિ થતી નથી. પણ મનુષ્ય ધિઃકારને પાત્ર થાય છે.

श्लोकः

शीलं कथं पावनमुच्यतेयद्
गुणाः कथं वीर्ययुता भवंति ।
व्रजंति ते तामस शून्यतांच
कर्तव्य भ्रष्टाश्च समाज दुष्टाः ॥३०॥

ભાવાર્થ—

એવા માણુસોનું શીલ સારૂં ગણાતું નથી. દુરાચારી લોકો નિર્બળ બને છે. નિર્બળ માણુસો કર્તવ્યભ્રષ્ટ બને છે અને કર્તવ્ય ભ્રષ્ટતાના દોષથી સમાજનું ભલું થતું નથી. તેઓ અતિ તમોગુણી બને છે. તેમની પ્રતિભા સમાજમાં રહેતી નથી.

श्लोकः

दत्तात्रयो योगविदां वरेण्यः
श्री कार्तवीर्योपितथैव योगी ।
जगाद् योगैक परायणेभ्यः
संपूर्ण योग प्रतिपत्ति हेतोः ॥३१॥

ભાવાર્થ—

યોગીઓમાં શ્રેષ્ઠ દત્તાત્રય મુનિ, અને રાજયોગીઓમાં શ્રેષ્ઠ કાર્તવીર્ય જેવા રાજાઓ, જેઓ યોગની ઉપપત્તિ સંપૂર્ણ જાણે છે. તે લોકો આ માર્ગનું રહસ્ય સમજીને આચરે છે. અને તેઓને સિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે.

श्लोकः

संश्रुत्य पीपा नृपतेः प्रवक्तुः
संभाषणं राजसभोपविष्टाः ।
वेदस्य शास्त्रस्यच सारभूतं
सभ्यास्तदा हृष्टमना बभुवुः ॥३२॥

ભાવાર્થ—

ઉપર મુજબ પીપારાજાનું સંભાષણ રાજસભામાં બેઠેલા સૌ સજ્જનોએ સાંભળ્યું. જે વેદ અને શાસ્ત્રોના પ્રમાણવાળું હતું. અને તંત્રમાર્ગના ઉત્તમ સારરૂપે હતું. તેને સભ્યોએ સાંભળ્યું અને પ્રસન્ન થયા.

श्लोकः

तत्र स्थिता स्तंत्रविदः प्रशंसुः
पीपा नृपं तंत्रविदांवरेण्यम्।
कुलागतंतस्य विशुद्धि हेतो
र्विज्ञापयन् खीचिकुलोद्भवेभ्यः ॥३३॥

ભાવાર્થ—

વળી ત્યાં બેઠેલા તંત્ર શાસ્ત્રને જાણુનારાઓ તંત્ર રહસ્યના વક્તા પીંપારાજાની પ્રશંસા કરવા માંડયા. અને કુલ પરંપરાથી ચાલતા આવેલા રીવાજને સુધારવા ખીચી કુળના ક્ષત્રિઓને ભલામણુ કરવા માંડયા.

श्लोकः

समर्घयामास नृपस्तदानीं
समागताँ स्तंत्र प्रचार शीलान्।
महार्घभूषांबरस्वर्णरत्नैः
सद्दक्षिणाभिरभिनंदनादिभिः ॥३४॥

ભાવાર્થ—

રાજા પીપાએ આવેલા વિદ્વાનોનું પૂજન કર્યું. અને સારાં વસ્ત્રો—અલંકારો અને દક્ષિણાથી તેમને પ્રસન્ન કર્યા.

श्लोकः

सभासदाल्हादयुताबभूवु
श्चक्रुः प्रजाभिः सह पुष्पवृष्टिं।
महा महा मंगल सूचकानि
तूर्याणिनेदुश्च विभन्नरागैः ॥३५॥

ભાવાર્થ—

ઉપર પ્રમાણેના સત્કારને લીધે સભાસદો સૌ પ્રસન્ન થયા. પીપારાજાને પુષ્પ વૃષ્ટિથી વધાવવા લાગ્યા. તે પ્રસંગે મંગલ સૂચક ભિન્ન ભિન્ન રાગોથી વાજાં વાગવા માંડયાં.

इतिश्री वटाली वास्तव्येन गणपतिशंकरशास्त्री विरचिते
अभिनव पींपाचरिते दशमोल्लासः।



# अथैकादशोल्हासः ।

( उपजाति-वृत्तम् )

श्लोकः

निरीक्ष्य पीपा विजयं सभायां
पुरोहितानां पतनंच द्रष्ट्वा ।
संमील्यचैकान्तवनप्रदेशे
खीचीप्रवृद्धादि पुरोहितावै ॥१॥

ભાવાર્થ—

ઉપર મુજબના શાસ્ત્રાર્થમાં પીપાજીનો વિજય થયો, અને પુરોહિતોનો પરાજય થયો. તે જોઇને ખીચી કુળના વૃદ્ધો તેમના પુરોહિતોને સાથે લઈને, જંગલના એક પ્રદેશમાં જ્યાં એકાન્તમાં એક મકાન હતું, ત્યાં ભેગા થયા.

श्लोकः

कर्त्तव्यमेतत् करणीय मद्य
निःसार्यतां तं नृप मासनाद्धि ।
मदोद्धतं गर्वयुतंच बालिशं
दीक्षाविहीनं कुलदूषणंवै ॥२॥

ભાવાર્થ—

અને પરસ્પર વાતચીત કરવા લાગ્યા કે, આ પીંપારાજા આપણું નુકશાન કરનાર છે. માટે તેને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મૂકવો જોઇએ. પીપો હવે જુવાન થયો છે. મદથી ઉદ્ધત થયો છે, તે અભિમાનથી બહુ બ્હેકી ગયો છે, અને છોકર બુદ્ધિવાળો છે. તેણે આપણા કૌલમાર્ગની દીક્ષા લીધી નથી, તેથી તે કુળના કલંકરૂપે છે.

श्लोकः

पुरातनादागतरूढमार्गे
यो निंदति तं कथमाश्रयेम ।
यद्भावितद्वै भवतु प्रजानां
दुःखं सुखं वा पततु शिरःसु ॥३॥

ભાવાર્થ—

આપણો કુલાચાર પુરાતન કાળથી ચાલતો આવેલો છે. તેની તે નિંદા કરે છે. તેથી આપણે નક્કી વિચાર ઉપર આવવું જોઈએ કે, તેના તાબામાં આપણે રહેવું નજ ઘટે. તેને પદભ્રષ્ટ કરવો જોઇએ. તેમ કરવાથી પ્રજાને શિરે ભલે દુઃખ આવી પડતું હોય તો બહેતર છે.

श्लोकः

परंतुतद्राजपदस्य त्यागो
तूर्णं भवेत्तद्विधमाचरेम ।
कुलस्य रक्षा करणे समर्थ
स्तदेव राज्यासन शासनार्हः ॥४॥

ભાવાર્થ—

પરંતુ હરકોઇ રીતે તેને રાજા તરીકે ટકી રહેવા દેવો જોઈએ નહીં. તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાના ઉપાયો જલ્દી કરવા જોઇએ. વળી જે આપણા કુળની રક્ષા કરવા સમર્થ હોય, આપણા વિચારોને મળતો રહેતો હોય, તેનેજ આપણે ગાદી આપવી જોઇએ.

श्लोकः

कुलेसुपुष्टः परिपोषणेन
चाधीत वेदादिक ज्ञानतुष्टः ।
सराज लक्ष्म्या नव यौवनेन
कुलापमानं प्रकरोति मत्तः ॥५॥

ભાવાર્થ—

આ પીપો તો નાનપણુથીજ આપણે તેને પોષ્યો, ચારવેદો, અને છ શાસ્ત્રોનો તેને અભ્યાસ કરાવ્યો. એમ સંપૂર્ણ જ્ઞાનથી તેને તુષ્ટ કર્યો. હવે મોટી ઉંમરનો થયો, જુવાન બન્યો. એટલે ઉન્મત્ત થઈને ઘડીએ ઘડીએ કુળનું અપમાન કરવા લાગ્યો છે.

श्लोकः

पुरोहिता ज्ञानयुता स्तथापि
किंचिन्न प्रोचुः प्रतिपादनाय ।

तेषां स्वभावोप्यति गर्हणीयो
यत्र स्थितास्तस्य हितं ब्रुवंति ॥६॥

भावार्थ—

આ પુરોહિતો ભણેલા-ગણેલા છે. અને કૌલમાર્ગના સારા જાણીતા છે. છતાં પણ, સભામાં શાસ્ત્રાર્થ પ્રસંગે કૌલમાર્ગનું લગીરે પ્રતિપાદન કરવા માટે શક્તિમાન થયા નહીં. એટલુંજ નહીં પણ, તેમનો સ્વભાવ ઘણોજ ધિઃકારવા પાત્ર છે. કારણ કે જ્યાં બેસે છે ત્યાં બીજાના તેજમાં અંજાઈ જાય છે. અને તેમનું પોતાનું ભાન ભૂલી જાય છે. અને સામાનું કથન કબૂલ રાખે છે.

श्लोकः

यत्रास्ति सन्मान करंच तत्र
गच्छंति लुब्धा धनमान मूढाः ।
न सत्यवाक् निर्भय मानसेन
वदंति लेशं स्तदतीव दुःखं ॥७॥

भावार्थ—

વળી જે જગોએ તેમનું સન્માન થતું હોય, અને એ દુશ્મનનું જ ઘર હોય, ત્યાં વગર વિચારે પેસી જાય છે. ખરે ! આ પુરોહિતો ધન અને માનના લોભીયા છે. અને મૂઢ છે. (અક્કલ શૂન્ય છે.) એમ હોવાથી તેમ-નાથી તેમની જાહેર હીંમત કેળવાતી નથી. અને હીંમત ન હોવાથી લેશપણ સાચું બોલતા નથી. આવા જુઠ્ઠા પુરોહિતો જોઈને કેમ ખેદ ન થાય વારૂ ?

श्लोकः

यदा यदा याजन प्राप्त काले
वदंति मार्गस्यच गौरवं द्विजाः ।
तत्तंत्र यंत्रादिक मंत्र युक्ते
विवादका मूढतमा भवंति ॥८॥

भावार्थ—

વળી આ પુરોહિતો કે જેઓ, જ્યારે જ્યારે ભૈરવી ચક્રનો પૂજાનો અવસર પ્રાપ્ત થાય છે, ત્યારે કૌલમાર્ગનું મહાન ગૌરવ વર્ણવે છે. અને કહે છે કે તંત્ર-મંત્ર અને યંત્રોમાં એવું શક્તિ સામર્થ્ય છે કે, વાદ કરનારા ફાવે તેટલા વિદ્વાન હોય તોપણ મૂઢ બની જાય છે.

श्लोकः

तथैव रंकत्वजुपुन्नमंति
पतंति पादेषुच कौलयोगिनां ।
तद्वत् पुनर्मारण मोहनस्य
मंत्रास्तथा स्तंभकराऽपिसंति ॥९॥

ભાવાર્થ—

તેમજ ગરીબ-રાંક બની જઇને કૌલ યોગીઓના પગમાં પડે છે. વળી તંત્રમાં મારણ-અને મોહનના મંત્રો બતાવેલા છે. તે સાધવાથી દુશ્મનને મારી શકાય છે. અને મૂઢ બનાવી શકાય છે. અને તેને સ્તંભન કરી શકાય છે.

श्लोकः

उच्चाटनंवा भवति रिपूणां
ब्रह्मास्त्र निर्माण विधौतथैव ।
सुदर्शनास्त्रेणच वृष्टि रग्नेः
शत्रोः समंताद्भवतीति शुश्रुम ॥१०॥

ભાવાર્થ—

એ ઉપરાંત શત્રુઓના ઉચ્ચાટન કરવાના પણ મંત્રો છે. અને કેટલાક મંત્રોથી બ્રહ્માસ્ત્ર નિર્માણ કરી શકાય છે. વળી સુદર્શનાસ્ત્ર અને અગ્નાસ્ત્ર બનાવવાના પણ મંત્રો છે. કે જે મંત્રો વડે શત્રુને ભસ્મ કરી શકાય છે.

श्लोकः

तथैव वायोर्वरुणस्य मंत्राः
प्रोक्ताः प्रभूतास्त्रकरास्तु प्राज्ञैः ।
परंत्विदानीं गुरवश्च मूढाः
किंचिन्न कुर्वंत्यरिपातनार्थं ॥११॥

ભાવાર્થ—

વળી તેવીજ રીતે વાયુ અસ્ત્રના અને વરૂણ અસ્ત્રના પણ મંત્રો છે. તેનું આરાધન કરવાથી એવાં બધાં અનેક અસ્ત્રો સિદ્ધ થઈ શકે છે. આવી આવી વાતો પુરોહિતોએ આપણા આગળ ઘણી વખત કહેલી છે. પણ અત્યારે તેઓ બિચારા શત્રુનો પરાજય કરવા માટે લેશપણ કંઈ પણ કરવા સમર્થ થતા નથી.

श्लोकः

एतादृशा मूढधियः पुरोगा
राज्ञां गृहे संतु प्रजा गृहेषु ।
तेषां विनाशो भवतीति शीघ्रं
न लभ्यते शर्म कदापि कुत्र ॥१२॥

ભાવાર્થ—

આવી જાતના પુરોહિતો કે જે મૂઢ બુદ્ધિવાળા છે, તે આપણુ રાજાઓનું તથા પ્રજાનું શું ભલું કરશે ? એવા પુરોહિતોનું તથા તેમના યજમાનોનું કદી પણુ ભલું થતું નથી.

श्लोकः

कौलस्य मार्गो यदि निंदनीयः
कथं पुरोगा स्तमुपाश्रयंते ।
त्याज्यो यदि स्यात्तु वदंतु नाम
यद्वाच्चमत्कार कृतिं प्रद्रष्या ॥१३॥

ભાવાર્થ—

હે પુરોહિતો ! અમારા દુશ્મનનું તમે કંઈપણુ ન કરી શકતા હોવ, તો તમારા સાથેનો અમારો સંબંધ રાખવો ઘટે નહીં. અથવા તો તમે કંઈ પણુ ચમત્કાર બતાવી આપો.

श्लोकः

तदैव प्रोवाच पुरोहितानां
गुरुः प्रकोपानलकातराक्षः ।
नैतद्वरं खीची कुल प्रवृद्धा
न श्रेयसे तद्गुरु दुर्विभाषणं ॥१४॥

ભાવાર્થ—

તે પ્રસંગે પુરોહિતોમાં એક વૃદ્ધ અને સમજદાર પુરૂષ હતો. તે ભારે ક્રોધથી ભરાયો હતો. તે બોલ્યો કે હે ખીચી કુળના વૃદ્ધો ! તમે જે અમારે માટે ભાષણુ કરો છો તે ગેર વ્યાજબી છે. વળી પુરોહિતોનું અપમાન કરવું એ સારૂં ન ગણાય.

શ્લોકઃ

वयंच सर्वे कृत निश्चयावे
वता मनुज्ञां परिपालनाया ।
स्मशान कालींच निशीथकाले
वयं समाराधयितुं समर्थाः ॥१५॥

ભાવાર્થ—

અમે બધા નક્કી વિચાર ઉપર આવી ગએલા છીએ. અને આપની આજ્ઞા પાલન કરવા તત્પર થયા છીએ. અમે આજ રાતના બાર વાગે સ્મશાનમાં જઈશું. અને સ્મશાન કાલીને આરાધન કરી વશ કરવાને શક્તિમાન થઈશું.

શ્લોકઃ

शवासना रूढ नितांतजापो
भवेद्यदाकोटि गुणश्च तिस्रः ।
शवं विनिर्भिद्य स्वयं प्रकाशा
प्रत्यक्षता मेष्यति पश्यतांसा ॥१६॥

ભાવાર્થ—

તે માટે એવો વિધી છે કે, શબના આસન ઉપર બેસવું જોઈશે. અને ત્રણ કરોડ બીજ મંત્રનો જપ કરવો પડશે. જ્યારે જપ પુરો થશે, ત્યારે મુડદાને ભેદીને સ્વયંપ્રકાશમાન્ એવી કાલી, અમારી સમક્ષ આવીને ઉભી રહેશે.

શ્લોકઃ

समर्पणं तत्समये भविष्यति
बलिंच मांसंच सुरान्वितंवा ।
ग्रहिष्यति तद्विधिनोपसृष्टं
मंत्र प्रयुक्तं परिवेशितंयत् ॥१७॥

ભાવાર્થ—

એ સમયે તે ઘણીજ ભૂખી હશે, અને તરસી પણ હશે. એ ભૂખ અને તરસ મટાડવા માટે, મદિરા અને માંસ અમારે તૈયાર રાખવું પડશે. અમે જ્યારે મદિરા અને માંસને મંત્રથી પ્રોક્ષણ કરીશું અને પિરસીશું, તથા વિધી-પૂર્વક, સંકલ્પ કરી સમર્પણ કરીશું, ત્યારે તે દેવી બલિદાનને ગ્રહણ કરશે.

શ્લોકઃ

ततः प्रसन्ना परिहास युक्ता
वरप्रदातुं यदि संमुखीस्यात् ।
निवेदनेनेति नृपं विनाश्य
विधास्यति कर्म मनोगतंनः ॥१८॥

ભાવાર્થ—

ત્યાં પછી એ ઘણીજ પ્રસન્ન થશે. અને કહેશે કે, અરે, પુરોહિતો ! તમે વરદાન માગો. ત્યારે અમે નક્કી કરેલું વરદાન માગીશું. અમોએ વરદાનને માટે નક્કી કરી રાખ્યું છે કે, પીપારાજાનો જેમ બને તેમ જલ્દી નાશ થાય. અને તેનું નામનિશાન ઉડી જાય.

શ્લોકઃ

अद्यैव पर्वोस्ति नितान्त शुद्धो
मृतोजनस्तत्र तथोस्तिनीतः ।
अर्चाविधेः साधन संप्रसाध्य
संकल्प सिद्धिं परिसाध्नुवाम ॥१९॥

ભાવાર્થ—

આજે સુંદર પર્વણી છે. દિવસ તદ્દન ચોકખો છે. એક મુવેલા માણસને નગરમાંથી સ્મશાનમાં લઇ જવામાં આવ્યો છે. એ પણ લાગ ઠીક છે. હવે અમારે અર્ચન વિધીનાં સાધનો ભેળાં કરવાનાં છે. એ બધાં અમે સ્મશાનમાં લઇ જઇશું. અને અમારા સંકલ્પ પ્રમાણે સિદ્ધિ મેળવી શકીશું.

શ્લોકઃ

आश्वास्यचैतान् कुपितान् कुटुंबान्
जग्मुः पुरोगाश्च स्मशान भूमौ ।

नवंचिताग्निं परिषिच्य वारा
निष्काशयामास शबंहुताशनात् ॥२०॥

ભાવાર્થ—

ઉપર પ્રમાણે ખીચી કુળના ક્રોધે ભરાએલા સરદારો સમક્ષ ભાષણ કરી તેમને ખૂબ ખૂશ કર્યા. અને એ પુરોહિતો યજનની સાધન સામગ્રી લેઇને સ્મશાન ભૂમિ ઉપર ગયા. રાતના બાર વાગેલા છે! ચિતાનો અગ્નિ ભભૂકી રહ્યો છે! તેને ઠંડો કરવાને માટે પાણીના ઘડા ભરી લાવ્યા! તેનાથી ચિતાને શાંત કરી! અને એ ચિતાના અગ્નિમાંથી બળતા મુડદાને બહાર ક્હાડયું.

श्लोकः

तद्बीज मंत्रान् प्रपठन् मुदावै
चक्रु र्विधानं विधिवच्च तत्र ।
शवासनेनातिप्रसन्नचेता
जेपुः परं मंत्रगतं तु जाप्यम् ॥२१॥

ભાવાર્થ—

તેની પાસે શબાસન ઉપર બેસીને વિધીપૂર્વક વિધાન કરી, અને બીજ મંત્રનો જપ કરવા માંડયા. એ વખતે તેમના આનંદનો પાર રહ્યો ન્હોતો. અને હર્ષ સાથે એ જપ કરતા હતા.

श्लोकः

एवं त्रिरात्री गमनावसाने
तत्रागमत् यक्षिणी घोररूपा ।
ज्वलन्त्रिनेत्रा च कराल द्रंष्ट्रा
दुरासदा प्रेक्षण दुर्गमाच ॥२२॥

ભાવાર્થ—

એ પ્રમાણે એક પછી એક એમ ત્રણ રાત્રીઓ વીતી. જ્યારે રાતના બાર વાગ્યા ત્યારે ભયાનક રૂપને ધારણ કરનારી, વંટોળીયાના રૂપમાં યક્ષિણી દેવી આવી. વંટોળીઓ બેસી ગયો અને યક્ષિણી પ્રત્યક્ષ દેખાવા માંડી. જેનાં ત્રણ નેત્ર સળગતા અગ્નિ જેવાં લાગતાં હતાં! જેની દાઢો બિહામણી હતી!

જેના સામે જોવાને કમતાકાતવાળા માણસની શક્તિ ન્હોતી. એ ભારે દુર્દમ જણાતી હતી.

શ્લોકઃ

तांवीक्ष्य सर्वे कुपिताननांच
ढक्कानिनादं कृतवंत आसन् ।
होहेतिशब्दंच विसृज्य माना
बल्यादिकं कर्म समर्पयत्तदा ॥२३॥

ભાવાર્થ—

એ દેવી ભારે ક્રોધે ભરાએલી હતી! ડમરૂ વગાડતી હતી! અને હો, હો, એવા શબ્દોનો ઉચ્ચાર કરતી હતી. એ પ્રસંગને જોઇને સાધક પુરોહિતોએ માંસ–બલિ; અને મદિરા વિગેરેનું સમર્પણ કર્યું.

શ્લોકઃ

रे देवि ! सर्वेश्वरि ! घोर रूपा !
दंदिग्धि शत्रुंच ज्वलज्वलत्वं ।
शीघ्रं यथा मारय मारयत्वं
संस्तंभय स्तंभय तत्रतंवै ॥२४॥

ભાવાર્થ—

અને સ્તુતિ કરવા લાગ્યા કે હે દેવી! તું સૌના ઉપર સત્તા ચલાવનારી છે! તારૂં બિહામણું રૂપ છે! તું અમારા દુશ્મન પીપારાજાને દગ્ધ કર. સળગાવ, સળગાવ. જલ્દી મારી નાખ મારી નાખ. તેનું સ્તંભન કર. સ્તંભન કર. (જયાં હોય ત્યાં તેને ઠેર કર.)

શ્લોકઃ

समागताः खीचिजनाः प्रहृष्टाः
द्रष्टुंचतं मारण संप्रयोगम् ।
पुरोहितानां परमंच कृत्यं
प्रशंसिरे धन्य तमैश्च शब्दैः ॥२५॥

ભાવાર્થ—

આ કૌતુક જોવા માટે ખીચી કુટુંબના સરદારો બધા દોડતા આવ્યા. અને દેવીની પાસે માગણી કરતા આ પુરોહિતોના શબ્દો સાંભળ્યા, તેમજ

પીપાના મારણનો પ્રયોગ પ્રત્યક્ષ જોયો. અને પુરોહિતોનું આ કામ ઘણું જ શ્રેષ્ટ પ્રકારનું જોઇને તેમની પ્રશંસા કરવા લાગ્યા. તથા ધન્યવાદ આપવા લાગ્યા.

श्लोकः

सा यक्षिणी शत्रु गृहंच गत्वा
गुप्तं यथा देवि गृहं विवेश।
पीपा नृपंतं प्रसमीक्ष्य पुण्यं
नाशक्नुवत्कर्तु मनन्य भावं ॥२९॥

ભાવાર્થ—

ત્યાં પછી યક્ષિણી દેવીએ દુશ્મન પીપાના ઘર તરફ ગમન કર્યું.—પ્રયાણ કર્યું. પીપાના રાજમંદિરમાં જ્યાં દેવીનું મંદિર હતું, ત્યાં છૂપી રીતે એ યક્ષિણીએ નિવાસ કર્યો, યક્ષિણીએ ચોહો તરફ જોયુ. પીપા રાજાને જોયો. એ ભારે પુણ્યવાન્ હતો, નીતિમાન્ અને અડગ હતો. તેથી તેને કંઇપણ કરવાને માટે યક્ષિણી સમર્થ થઇ નહીં.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रि विरचिते अभिनव
पींपाचरिते एकादशोल्हासः।



# अथद्वादशोल्हासः ।

(उपजाति वृत्तम्)

श्लोकः

तत्रांतरे सत्पुरुषाः समागताः
श्रीरामनाम ध्वनिध्वंस पापा ।
मृदंग ताल त्रिक तंत्रि वाद्यै
राल्हादयन् प्राणभृतान्विचेतसः ॥१॥

ભાવાર્થ—

એ અરસામાં હિન્દુ જગતના સર્વાધિકારી રામાનંદ મુનિના શિષ્યો, કે જેઓ સંઘરૂપે (જમાતરૂપે) મળી, અને ફરતા ફરતા, પીપાની રાજધાનીમાં આવ્યા. જેઓ રામનામનો ધ્વનિ ઉચ્ચારી પાપોનો નાશ કરતા હતા. તેમની પાસે મૃદંગ, તાલ, અને વીણા વિગેરે વાજાં હતાં, તે વગાડતા હતા. અને સુંદર સંગીતથી પ્રાણી માત્રના ચિત્તને પ્રસન્ન કરતા હતા.

श्लोकः

निसर्ग प्रेमाऽमृतवर्षिदृग्भि
र्व्यलोकयन् लोकहितं त्रिलोके ।
सर्वेषु भक्त्युद्भव भाव भाग्भि
र्वाग्भि र्भवाब्धे स्तरणंह्यबोधन् ॥२॥

ભાવાર્થ—

તેમનામાં સ્વાભાવિક પ્રેમ એવો હતો કે, તેમના નેત્રોમાંથી અમૃતનો વરસાદ વરસતો હતો. અને એવી મીઠી દ્રષ્ટિથી જોતા હતા કે, પ્રાણી માત્ર રંજન થતું હતું. તેઓમાં ઇશ્વરી પ્રેમ ઝળકી રહેલો હતો. અને પ્રભુ ભાવથી ભીની એવી વાણીનો ઉચ્ચાર કરતા હતા. જેનું શ્રવણ કરવાથી મનુષ્ય ભવાબ્ધિને તરી જાય.

श्लोकः

प्रोत्साह संवर्धनकोपदेशै
र्निःशोकभावंजनयज्जनेषु ।

श्रीरामतत्वं प्रथयन् प्रथिव्यां
रूपं निजानंदमयं प्रदर्शयन् ॥३॥

ભાવાર્થ—

તેમનું સંભાષણ ભારે ઉત્સાહને વધારનારૂં હતું. મનુષ્ય જીવનની ઉન્નતિને લગતો તેમનો ઉપદેશ હતો. તેમના ભાષણથી શોક દૂર થતો હતો. શ્રીરામનું તત્ત્વ સમજાવતા હતા. અને આત્મામાં રહેલા એ આનંદના સ્વરૂપને બતાવતા હતા.

श्लोकः

सदैव तच्चित्त निवास भूतं
ब्रह्मस्वरूपंच स्मरंति नित्यं ।
अनन्य भावेन दयाब्धयस्ते
कारूण्यतां क्षेमकरीं वित्वन् ॥४॥

ભાવાર્થ—

સદાકાળ રહેનારા, એ પ્રાણી પદાર્થના ચિત્તમાં નિવાસ કરનારા, બ્રહ્મસ્વરૂપનું અધ્યાત્મ દ્રષ્ટિએ વર્ણન કરતા હતા. અને એ આત્માને (પરમાત્માને) યાદ કરી આપતા હતા. એ સંઘનો પ્રત્યેક સાધુ અનન્ય ભાવથી દયાનો મહાસાગર સમાન લાગતો હતો. તેમની કરૂણા એ મનુષ્ય માત્રની કલ્યાણ કરનારી જણાઇ આવતી હતી.

श्लोकः

महाव्रतेनाति दुरासदेन
तद्ब्रह्मचर्याति शयेन शायिनः ।
कुर्वंति भिक्षाशन देहयात्रां
त्यागेन मह्यां विचरंति धृत्या ॥५॥

ભાવાર્થ—

સંઘનો પ્રત્યેક સાધુ મહાકઠોર બ્રહ્મચર્ય વ્રત પાળતો હતો. અને એ મહાવ્રતના પ્રભાવથી દરેકમાં ભારે પ્રતિભા જણાઈ આવતી હતી. પ્રત્યેક સાધુ ભિક્ષા માગી અને ભોજન કરતો હતો. સ્વાદિષ્ટ પદાર્થોની અપેક્ષા રાખતો ન્હોતો. ત્યાગના કડક નિયમો પાળી એ સંઘ પૃથ્વી ઉપર ફરતો હતો. તેમની ધીરજ અલૌકિક હતી.

શ્લોકઃ

तीव्रंतितीक्षाव्रत धारणंच
सत्यंहितं यत् प्रिय भाषणंच ।
सर्वेषुजीवेषु समानभावं
विस्तारयन् लोकहितं यथास्यात् ॥६॥

ભાવાર્થ—

વળી તેમનું તિતીક્ષાનું વ્રત પણ એટલું જ મહત્ત્વનું હતું. એ સાચું બોલતા. એક બીજાનું હિત થાય તેવું ભાષણ કરતા. અને તેમના ભાષણમાં ભારે મિઠાશ હતી. સર્વ પ્રાણીઓમાં સમાન ભાવ રાખતા. અને હરકોઈ રીતે સૌનું કલ્યાણ થાય તેવું આચરણ કરતા.

શ્લોકઃ

मानेन मोहेनच मुक्तवृत्तयो
वशीकृताः संगभवाश्च दोषाः ।
संसार भावोद्भव कामनाश्च
विनिर्जिता दुःखकराच दुर्धराः ॥७॥

ભાવાર્થ—

એમ માન અને મોહથી મુક્ત વૃત્તિવાળા હતા. અને સંઘથી ઉત્પન્ન થનારા દોષોને દૂર રાખતા હતા. સંસારના પદાર્થોથી ઉત્પન્ન થનારી વિવિધ કામનાઓ, કે જે દુઃસહ અને દુઃખને ઉત્પન્ન કરનારી હોય છે, તેનાથી તેઓ મુક્ત હતા.

શ્લોકઃ

मामापमानेषु समान हार्धो
स्तथैव निंदा स्तुतिषु समत्वं ।
जयेथवानिर्विजये विशोकाः
सत्कर्म सिद्धौ ह्यथवाप्य सिद्धौ ॥८॥

ભાવાર્થ—

તેઓ માન કે અપમાનને સમાન ગણતા હતા. તેમના હૃદયમાં માન અપમાનથી થતી લાગણી રહેતી નહોતી. તેમજ નિંદા કે સ્તુતિને

તેઓ ગણકારતા નહોતા. તેઓ જય કે પરાજયના પ્રસંગે હર્ષ-શોકથી રહીત રહેતા. અને કામની સફળતા કે નિષ્ફળતા તરફ પણ ધ્યાન રાખતા નહીં.

श्लोकः

भवेन्न तेषां मनसि प्रहर्षः
प्रियंच संप्राप्य मनोनुकूलम् ।
नद्वेष्यतामेतिमनो विरुद्धं
सर्वेषु द्वंद्वेषु समत्वमाप्ताः ॥९॥

ભાવાર્થ—

તેમને કોઇ પ્રિય વસ્તુ પ્રાપ્ત થાય કે, મનને અનુકુળ પડે તેવું કામ થાય, તેવે પ્રસંગે તેમના મનમાં હર્ષ થતો નહીં. અને કોઇ પ્રસંગે મરજી વિરૂદ્ધ બને તો તે તરફ તેઓ દ્વેષ રાખતા નહીં. એમ સર્વ પ્રસંગોમાં સમાન દ્રષ્ટિથી તેઓ વર્તન રાખતા.

श्लोकः

गतव्यथाः सत्व विशुद्ध चेताः
दक्षाः शुचिर्भूतभवाभवँस्ते ।
उदासभावं प्रतिपन्न चेताः
सर्वे समारंभमयंच हित्वा ॥१०॥

ભાવાર્થ—

તેમના મન ઉપર કોઇપણ પ્રકારની અસર રહેતી નહોતી. તેમનું ચિત્ત શુદ્ધ રહેતું હતું. ડહાપણ પૂર્વક વર્તન રાખતા હતા. અને તેઓ પવિત્ર પણે રહેતા. મનની અંદર હર્ષ કે શોક રાખતા નહીં. અને એવા કોઇ પ્રસંગોમાં તટસ્થ થઈ રહેવાની વૃત્તિ કેળવતા. જેનાથી દુઃખ કે ભય પેદા થાય, તેવી જાતના કોઈપણ ખોટા આડંબર કરતા નહીં.

श्लोकः

ग्यासुद्दिनस्तग्घलखोति क्रूरो
चासीन्नृपो भारत शासकाग्र्यः ।
दिल्लीं समाश्रित्यच राजधानीं
मुस्लीममार्गं प्रथयाश्चकार ॥११॥

ભાવાર્થ—

એ સમયે ગ્યાસુદ્દીન તઘલખ નામે મુસ્લીમ બાદશાહ, ભારત સમ્રાટ તરીકે દિલ્હીમાં રાજ્ય કરતો હતો. તે ક્રૂર અને અત્યાચારી હતો. હિન્દુઓ ઉપર ક્રૂરતાથી ત્રાસ વર્તાવતો હતો. હિન્દુ ધર્મ પાળનારાઓને ત્રાસ આપતો હતો. અને મુસ્લીમ ધર્મનો પ્રચાર કરતો હતો.

श्लोकः

द्वेषातिरेकेणच हिन्दुधर्मं
व्यग्लापयद्भक्त जनानपीडयत् ।
यज्ञक्रियादान व्रतादिकानि
संरोधयामास नियुक्तदूतैः ॥१२॥

ભાવાર્થ—

એ હિન્દુ ધર્મનો દ્વેષી હતો. હિન્દુ ધર્મને ગ્લાનિ પમાડવા માટે તેના પ્રચારકોને પીડતો હતો. અને છૂપા દૂતોની મારફતે યજ્ઞની ક્રિયાઓ, દાન, વૃત્ત, વિગેરેને એ અટકાવતો હતો.

श्लोकः

खिन्नाःप्रजादुःखमहाब्धितोये
निमज्य निन्यु र्दिवसान्सशोकान् ।
तद्भारतीयार्यप्रजा हितार्थं
संत्यज्य सर्वंच परिग्रहंयत् ॥१३॥

ભાવાર્થ—

એ સમયે પ્રજા ખિન્ન થએલી હતી. અને દુઃખરૂપી મહાસાગરમાં ડુબેલી હોય એમ લાગતી હતી. અને ભારે શોકમાં દિવસો ગાળતી હતી. ભારતની એ આર્ય પ્રજાના હિતને માટે, સર્વ પરીગ્રહનો ત્યાગ કરી, (ઘરબાર વિગેરે છોડી) ભારતીય સાધુ સંઘના નામથી ઉપરોક્ત ગુણો વાળા સાધુ સજ્જનોએ જમાવ કર્યો હતો.

श्लोकः

रामादिनंदस्य मुनेश्चशिक्षां
संधार्य राष्ट्रस्यच मुक्ति हेतोः ।

संस्थापयामासच साधु संघान्

सच्छीलदाक्षिण्ययुतान् सुमेधसः ॥१४॥

ભાવાર્થ—

શ્રી રામાનંદ મુનિની આજ્ઞા મુજબ રાષ્ટ્રની મુક્તિને માટે એ જમાત્ (સાધુ સંઘ) પ્રયત્ન કરતી હતી. તે સંઘનો પ્રત્યેક સાધુ સુશિલ, ડહાપણ ભરેલા વર્તનવાળો, અને બુદ્ધિમાન્ હતો.

શ્લોકઃ

एकैकशः संघरितस्ततोवै

परिभ्रमद्भारत भूमिभागे ।

महोपदेशेनच कीर्तनेन

धर्मस्य रक्षां व्यदधात् प्रयत्नैः ॥१५॥

ભાવાર્થ—

એ ભારતીય સાધુ સંઘની જમાતના પ્રાન્તવાર વિભાગો પાડયા હતા. એવા વિભાગો પૈકી હરકોઈ વિભાગમાં—જરૂર પડતા હરકોઇ સ્થાનમાં એ સાધુ સંઘ ભ્રમણ કરતો રહેતો. અને એ સંગઠનની દ્રષ્ટીએ સુંદર ઉપદેશ કરતો. અને એવાં આકર્ષક કિર્તનોથી, તથા ઉપદેશથી પ્રયત્ન પૂર્વક ધર્મની રક્ષા કરવામાં આવતી.

શ્લોકઃ

तेभ्योतिशायी निगमागमेषु

वेत्ता समूहश्च यदागतोत्र ।

तंवीक्ष्य संघंच गृहागतंच

संपूजयामास मुदानृपोऽसौ ॥१६॥

ભાવાર્થ—

ઉપરોકત એ સાધુ સંઘોમાંથી એક વિશિષ્ટ સાધુ સંઘ, કે જે નિગમ અને આગમ શાસ્ત્રોમાં નિષ્ણાત હતો. તથા ધર્મોપદેશ કરવામાં નિષ્ણાત હતો. એવો સંઘ રાજા પીપાને ત્યાં આવ્યો. તે ઉત્તમ, તેજસ્વી સાધુ મહાત્માઓને જોઇ રાજા પીપાએ તેમનું પૂજન કર્યું.

श्लोकः

दत्वातथैवासनकं महार्हे
जग्राह पादान् पुनितांस्तदीयान् ।
प्राक्षालयच्छुद्ध सुगंध मिश्रै
र्वार्भिः पपौक्षालनजं जलंतत् ॥१७॥

ભાવાર્થ—

બેસવા માટે કિંમતી આસનો આપ્યાં. અને તેમના ચરણોમાં પોતાનું મસ્તક નમાવ્યું. તેમ જ તેમના એ પવિત્ર ચરણોને, સુગંધ મિશ્ર જલથી ધોયા, અને ચરણોદક પોતે જાતે પીધું. તથા રાણીઓને, તથા આખા પરીવારને પીવા માટે આપ્યું.

श्लोकः

सुगंध गंधैः सुमनैर्मनोज्ञैः
समागतान् साधुजनानपूपुजत् ।
दत्वा फलार्घ्यंच कृतार्थवत्तदा
ननाम प्रेमातिशयेन दंडवत् ॥१८॥

ભાવાર્થ—

ત્યાં પછી ભારે ખુશબોથી ભરેલાં, અને મનોહર લાગે તેવાં, ગૂંથેલા પુષ્પોના હારો તેઓને પહેરાવ્યા. અને સુંદર ફળ અર્પણ કર્યાં, અને તેઓના ચરણોમાં રાજા પીપાએ દંડવત્ નમસ્કાર કર્યા.

श्लोकः

संवेशयामासच साधु संघं
देवीग्रहे खीचिकुटुंबमान्ये ।
विशालमागारमवाप्य सर्वे
हृष्टाभवन् साधु गुणान्वितास्ते ॥१९॥

ભાવાર્થ—

રાત્રિના સમયે જયાં ખીચી કુટુંબિઓ દેવીનું યજન રાત દિવસ કરતા હતા, તે દેવીના મંદિરમાં સાધુ સંઘની સુવા માટે યોજના કરી. સાધુઓની

જમાતે પણ એ વિશાળ મંદિરને જોઇને ખૂશ થયા. અને રાત્રિ ત્યાં ગાળવા માટે અતિ પ્રસન્નતા બતાવી.

श्लोकः

तन्मध्यमेकान्त गतं स्थलंच
निरीक्ष्य सेव्याः प्रतिमानिवेश्य ।
संसेवयामासुरनन्य चित्ताः
रामंच सीतामनुजे श्चसार्धे ॥२०॥

ભાવાર્થ—

વળી તેમણે એ દેવીના મંદિરની એક બાજુ એકાન્તમાં શ્રીરામ-લક્ષ્મણ અને સીતાજીની પ્રતિમાઓ પધરાવી. અને રામનામની ધૂન કરવા લાગ્યા.

श्लोकः

संदर्शनार्थाय जनाश्च तत्र
श्रोतुं कथां साधुजनोपदिष्टां ।
सहस्त्रशो धर्म परैकनिष्ठा
स्तत्रायुः कीर्तनलोलुपाश्च ॥२१॥

ભાવાર્થ—

બીજે દિવસે પ્રાતઃકાલમાં ઉઠી, સ્નાન અને પ્રભુ પ્રાર્થના વિગેરે કર્યા પછી, જ્યારે કીર્તનનો આરંભ કર્યો, ત્યારે નગરવાસીઓ હજારોની સંખ્યામાં તેમનાં સંભાષણો અને ઉપદેશો સાંભળવા માટે આવવા લાગ્યા.

श्लोकः

अहर्निशं तत्र महोपदेश
मेकैकशः साधुवरः प्रवक्ता ।
वक्ति प्रकृष्टं वचनं सभायां
श्रेयस्करं मानसतोषणंच ॥२२॥

ભાવાર્થ—

ત્યાં રાત દિવસ પ્રભુનામનું સંકીર્તન ચાલતું હતું. અને એ સંકીર્તન પછી એક એક સરસ વક્તા (સાધુ) ભાષણ આપવા તૈયાર થતો હતો. એ

વક્તાનું ભાષણ સભાને છાજતું, મનુષ્યનું કલ્યાણ કરનારૂં, તથા કોઈ પણ જાતના મતાગ્રહ વિનાનું એવું થતું.

श्लोकः

तत्वंचवेत्तुं समुपस्थितानां
विज्ञाय हार्दंच तथैववक्ति ।
अध्यात्मज्ञानायच प्रार्थितेन
तद्ब्रह्मरूपंच विवक्ति सम्यक् ॥२३॥

ભાવાર્થ—

ધર્મનું તત્વ સમજવા માટે જુદા જુદા પંથના અને મતના લોકો સભામાં આવતા. જ્યારે વકતા તરફથી એવું નિર્દોષ વકતવ્ય થતું કે, જેને સાંભળીને ભિન્ન ભિન્ન પંથ અને મતના લોકો એ સાધુ સંઘની પ્રશંસા કરતા. ત્યાં અધ્યાત્મ જ્ઞાન વિષેની પ્રાર્થના કરવામાં આવતી, ત્યારે બ્રહ્મના સ્વરૂપનું સુંદરમાં સુંદર વિવેચન કરવામાં આવતું.

श्लोकः

कर्त्तास्ति सर्गस्य स्वतंत्ररेक
रात्मेच्छया तद्विदधाति नित्यं ।
महालयान्तेच विशिष्यतेऽद्धा–
ह्युदेति नाना प्रतिभासतेच ॥२४॥

ભાવાર્થ—

આ જગતનો કર્ત્તા એક છે. અને તે સ્વતંત્ર છે. તેની પોતાની ઈચ્છાથી જગતને ધારણ કરે છે. અને તેનું પોષણ કરે છે. જ્યારે મહાપ્રલયનો સમય આવે છે, ત્યારે તેનામાં (કૂટસ્થરૂપમાં) બધા પ્રાણી પદાર્થો તેમાં મળી જાય છે. અને સૃષ્ટિના આરંભ કાળમાં સૃષ્ટિનું નિર્માણ થાય છે.

श्लोकः

न तत्र माया प्रभवोऽस्ति किंचि
न्नमायीतद्दोष गुणाभिमानी ।
गुणास्तु तज्जन्य प्रभाव युक्ता
निर्भाति सर्वत्र तदंश भूताः ॥२५॥

ભાવાર્થ—

એ નિરંજન પરબ્રહ્મની ઉપર માયાની સત્તા ચાલતી નથી. અને તે માયાવાળો બનતો નથી. તેમ જ પ્રકૃતિથી થતા વિકારો અને ગુણોનો સ્પર્શ તેને હોતો નથી. પ્રકૃતિમાંથી ગુણોની ઉત્પત્તિ જે થાય છે, તે પરમેશ્વરનો પ્રભાવ ગણાય છે. અને ગુણો અને ગુણાભિમાની દેવતાઓ એ પરમેશ્વરના પ્રભાવથી ઉત્પન્ન થએલા હોવાથી તેના અંશો તરીકે ઓળખાય છે.

શ્લોકઃ

अतस्तु सर्वान् परित्यज्य कामान्
सत्यं प्रभुंतं भजतैक चित्ताः ।
विधास्यतिशं सकलं प्रजानां
सएक एवास्ति महासमर्थः ॥२६॥

ભાવાર્થ—

સજ્જનો ! સર્વ પ્રકારની કામનાઓને તજીને પ્રભુના સત્ય સ્વરૂપનું એક ચિત્તથી ભજન કરવું જોઇએ. એજ ભગવાન્ પ્રજાઓની સમસ્ત કામનાઓ હંમેશાં પુરી કરતો રહે છે. એ પરમેશ્વર સઘળી રીતે પૂર્ણ સમર્થ છે.

શ્લોકઃ

बलेनबुद्ध्याच विवेकवत्या
सद्विद्यया सद्गुण धारणेन ।
सत्संग नित्येन विशोकरीत्या
सोत्साह वृत्या समुपासनीयः ॥२७॥

ભાવાર્થ—

પરમેશ્વરની ઉપાસના આત્મ બળ કેળવી, આત્મચિંતન કરવાથી. શારીરિક બળ કેળવી, સમાજનું રક્ષણ કરવાથી. બુદ્ધિનું બળ કેળવી જ્ઞાનનો વિસ્તાર કરવાથી, વિવેકનું બળ કેળવી સૌ સાથે સૌજન્યતા રાખવાથી, સદ્વિદ્યાથી, જ્ઞાન વિજ્ઞાન મેળવવાથી તેમ જ સદ્ગુણો ધારણ કરવાથી, નિત્ય સત્સંગ કરવાથી, શોકને દૂર કરવાથી, અને ઉત્સાહ પૂર્ણ વૃત્તિથી પરમેશ્વરની ઉપાસના થઇ શકે છે.

શ્લોકઃ

संघेषु संमिल्य सुखांचिनुध्वं
संघस्य सर्वान्नियमानपालयन् ।

श्लोकः

प्रांतेषु सर्वेषुच हिन्दुजाते
भवेद्यदासांघिकि मैक्यतांच ॥२८॥

ભાવાર્થ—

સજ્જનો ! તમે અમારા આ રાષ્ટ્રિય સંઘમાં જોડાઓ, અને સંઘબળથી નિર્ભય બનો. સંઘના સર્વ નિયમો પાળવાથી તમારી તથા રાષ્ટ્રની રક્ષા થઇ શકશે. દરેક પ્રાન્તોમાં રહેલા સઘળા હિન્દુઓએ એકત્ર થઇને સંઘબળ કેળવવું જોઇએ.

श्लोकः

तदार्य धर्मस्यच संस्कृतेश्च
संरक्षणं वेद क्रियादिकानां
आदर्शवत्तीर्थ व्रतादिकानां
संसेवनं चापि भवेत्तदैव ॥२९॥

ભાવાર્થ—

સંઘબળના પ્રભાવથી આર્ય જાતિનું, આર્ય ધર્મનું, આર્ય સંસ્કૃતિનું, અને વેદાદિ ક્રિયાઓનું રક્ષણ થશે. અને આર્યોના આદર્શ રૂપે લેખાતાં તીર્થો, અને મહાપુરૂષોનાં સ્મારકોનું રક્ષણ થઈ શકશે. એવા પવિત્ર ઉદ્દેશથી તમો જે વર્તો અને નિયમોનું સેવન કરશો તો સમસ્ત હિન્દુ જાતિનું તેની ઉન્નતિ તરફ ઉત્થાન્ થશે.

श्लोकः

परस्परं कलेश करंच कर्म
त्यक्त्वा तदेवाचरणंच हित्वा ।
उदारभावान्वितसौहृदंच
वितन्यतां व्यक्तिहितं विचार्य ॥३०॥

ભાવાર્થ—

સજ્જનો ! માંહે માંહેના કલેશ અને ટંટાઓને દૂર કરી નાખો. અને કોઇને દુઃખ ન થાય તેવી જાતનાં કામકાજ આરંભો. માંહેમાંહેનું નુકશાન

થાય તેવી જાતનું આચરણુ તજો. અને દરેકે ઉદાર ભાવ કેળવીને, પરસ્પરથી થતી અડચણોને વેઠી લેતા થાઓ. અને પ્રેમથી વર્તન રાખો. એટલે હિન્દુ માત્રમાં સાચો મિત્રભાવ પેદા થશે. અને દરેકનું પરસ્પર હિત ચાહીને દરેકની ઉન્નતિ થાય તેમ કરવા સતત્ પ્રયત્નમાં રહો.

श्लोकः

व्याख्यान सातत्य महार्निशंच
द्रष्ट्वा तदा तुष्टमना बभूविरं।
विंशद्दर्ती युश्च दिनानि तत्र
ते गन्तु कामा नृपमादिदेषुः ॥३१॥

ભાવાર્થ—

તેવા ઉદ્દેશનાં વ્યાખ્યાનો, દરરોજ જુદા જુદા વક્તાઓથી, નગરવાસીઓને સાંભળવા મળતાં હોવાથી નગરવાસીઓના આનંદનો પાર રહ્યો નહોતો. એવાં નિર્દોષ વ્યાખ્યાનો સાંભળીને, પોતાના પંથ અને મતોનો આગ્રહ છોડીને હિન્દુ સમાજના કલ્યાણુને માટે એ ભારતીય સાધુ સંઘને અનુમતિ આપી, તેને ઉત્તેજિત કરી, સંપૂર્ણ સહાનુભૂતિ આપી. અને ઘણા ખરા એ સાધુસંઘમાં જોડાયા. એ પ્રમાણે વીસ દિવસ પૂરા થયા પછી એ સાધુ સમુદાયે બીજે સ્થળે જવાને માટે પીપા રાજાની પાસેથી આજ્ઞા માગી.

श्लोकः

सत्योपदेशं परिश्रुत्य पीपा
संघेच योक्तुं मनआदधान।
ज्ञात्वा रहस्यंच महामुनीनां
विसर्जयामास च साधुसंघं ॥३२॥

ભાવાર્થ—

પીપા રાજાએ પણ તેમનો સાચો ઉપદેશ સાંભળીને સંઘમાં જોડાવા માટે પોતાનો ખાનગી વિચાર જણાવ્યો, અને એ મહામુનિઓના કાર્યનું રહસ્ય જાણીને, તથા રાષ્ટ્રીય ધોરણુ સમજીને સાધુ સંઘને રાજી ખુશીથી વિદાય કર્યો.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्री विरचिते
अभिनव पापाचरिते द्वादशोल्हासः।

## अथत्रयोदशोल्हासः ।

( उपजाति-वृत्तम् )

श्लोकः

अत्रांतरे सैवकराल काली
बुभुक्षिता क्रोधयुता बभूव ।
कर्तुंनशक्ता नृपतेर्विनाशं
कर्त्तव्यमूढेति वभौतदानीं ॥१॥

ભાવાર્થ—

એ દરમ્યાન યક્ષિણી દેવી કે જે દેવીના મંદિરમાં છૂપી રહી હતી! તે ભૂખી થઈ, અને ક્રોધે ભરાઈ રાજાનો નાશ કરવાને માટે આવી હતી! અને પ્રયત્ન કર્યો હતો! પણ કંઈ જ ન બન્યું તેથી તે કર્ત્તવ્ય મૂઢ થએલી લાગતી હતી.

श्लोकः

निवर्तितस्तत्रच साधुसंघः
निवृत्ति माप्ताश्च क्रियास्तुदैव्यः ।
छिद्रं समालोक्य निशीथकाले
तत्रायया यक्षिणी घोररूपा ॥२॥

ભાવાર્થ—

સાધુઓનો સંઘ વિહાય થયો હતો! તથા સાધુઓની પ્રવૃત્તિ બંધ થઈ હતી. રાજા અતિ મનોહર શયનગૃહમાં સુંદર છત્રપલંગ ઉપર સૂતેલો હતો! રાતના બાર વાગ્યા હતા!

श्लोकः

सुप्तेशयानेऽतिमनोहरेच
मनोरमागारगते महीपे ।
प्रघाढनिद्रागतवृत्तिमेनं
न्यबोधयद्धुंकृतिनिःस्वनेन ॥३॥

ભાવાર્થ—

અતિ મનોહર એ પથારી લાગતી હતી! રાજા ગાઢનિંદ્રાને વશ થએલો હતો! અને ઘણી જ શાન્તિમાં હતો. તે જગોએ હૂંકારાનો ભારે અવાજ થયો! એ અવાજને લીધેથી આખો રાજમહેલ ગાજી ઉઠયો.

શ્લોકઃ

पर्यंकमुत्पाटयमहीमपातयत्
सार्धंच पीपा नृवरेणतेन ।
पीपाऽपिसाश्चर्ययुतस्तदानीं
व्यलोकयद् द्राष्टिपथेन दुर्गा ॥४॥

ભાવાર્થ—

યક્ષિણીના પ્રભાવથી છત્રપલંગ ઉંચો થયો! અને એકદમ નીચે પછડાયો. સાથે રાજા પીપા પણ અથડાયો. સાવચેત્ થએલા એ પીપારાજાએ જોયું તો કોઈ ભયાનક રૂપ એક બાજુ પર દેખાવ આપી રહેલું છે.

શ્લોકઃ

मत्वाच कालींच करालरूपां
प्रणम्यतुष्टाव च स्तोत्र मंत्रैः ।
सुस्वागतं ते भवतु मदीये
गेहेत्वदीयागमनं कुतश्च ॥५॥

ભાવાર્થ—

રાજા તુરતજ સમજી ગયો. આહા! આ તો કાલીમાતા છે! તુરતજ ઉભો થઈને માતાના ચરણમાં પ્રણામ કર્યા. વળી સુંદર સ્તોત્રના મંત્રોવડે કરીને સ્તુતિ કરવા લાગ્યો. માતર્! તારૂં આગમન મારે ઘેર કયાંથી?

શ્લોકઃ

त्वंसर्वलोकस्य निवासभूता
धात्रीत्वमेवासि चराचरस्य ।
कूटस्थरूपा प्रलयस्यकाले
ब्रह्मस्वरूपा प्रतिभासि नित्यं ॥६॥

ભાવાર્થ—

મ્હારા એ સુંદર આગમનને હું મંગલમય સ્વાગત કરૂં છું. તું આદી પ્રકૃતિ છે! સર્વ પ્રાણીપદાર્થોમાં તું નિવાસ કરનારી છે! અને સર્વ લોકોની તું જનની છે. સૂક્ષ્મદ્રષ્ટિએ જોતાં તું કુટસ્થરૂપે પ્રલયના સમયમાં વિરાજે છે! અને અધ્યાત્મદ્રષ્ટિએ જોતાં બ્રહ્મસ્વરૂપે તું ભાસે છે.

श्लोकः

साक्षादसि प्रकृति ब्रह्मणस्त्वं
त्वत्तो महत्तत्वमभूत्तदानीं
तद्बुद्धिरूपेण विभज्यते पुन
र्व्यष्टिं प्रतियाद्धि समष्टिभावात् ॥७॥

ભાવાર્થ—

હે ભગવતી ! તું બ્રહ્મની સાક્ષાત્ પ્રકૃતિ છે ! મ્હારામાંથી મહત્તત્વ ખરે પેદા થયું છે! તું બુદ્ધિરૂપે દરેકમાં વ્યાપિ રહી છે! એ પ્રમાણે વ્યક્તિ માત્રમાં બુદ્ધિ રૂપે, અને સમષ્ટિમાં મહત્તત્વ રૂપે છે.

श्लोकः

बुध्ध्यायया प्रकृति विकृतेश्च
संजायतेवै शुभदो विवेकः ।
प्रज्ञानदात्री भवसि ततोवै
जीवाः कृतार्थाश्च भवंतिसम्यक् ॥८॥

ભાવાર્થ—

જે બુદ્ધિવડે પ્રકૃતિ અને વિકૃતીનો વિવેક પેદા થાય છે! એ વિવેક વડે મનુષ્યને મ્હારી ઓળખાણ પહોંચે છે. ખરે! તું ઉત્કૃષ્ટ જ્ઞાન આપનારી થાય છે! ત્યારે જીવો સંપૂર્ણ કૃતાર્થ થાય છે.

श्लोकः

प्रज्ञानमानंद मयोहि जीवो
गंताभवेत्तन्मय ब्रह्मभावे ।
न तत्र शोकोनजरान मृत्युः
साक्षात् परब्रह्मणि लीन आस्ते ॥९॥

ભાવાર્થ—

જ્યારે મનુષ્યનો આત્મા પ્રજ્ઞાનના આનંદનો અનુભવ લેતો થાય છે! ત્યારે તેનામાં ભાવ પેદા થાય છે. એવી સ્થિતિમાં તેને કોઇ પ્રકારનો શોક રહેતો નથી! તેને ઘડપણ આવતું નથી! કે મૃત્યુ પણ આવતું નથી. એ તો સાક્ષાત્ પરબ્રહ્મમાં લીન થઇને રહે છે.

श्लोकः

त्वंवाप्यहंकारत्रिकस्यकर्त्री
गुणत्रयाणां जनितासिमाता ।
देवासुरामानुषजन्मप्राप्ता
रपंच पंचीकृत भूतभावैः ॥१०॥

ભાવાર્થ—

હે જગદંબે! તું ત્રણ પ્રકારના અહંકારને જન્મ આપનારી છે! અને ત્રણ ગુણોની જનીતા-માતા છે. તેમાંથી અપંચીકૃત પંચભૂતોના પદાર્થોથી દેવ, અસુર, મનુષ્ય, વિગેરે પેદા થાય છે.

श्लोकः

एवं समस्तेषु जडाजडेषु
भावेष्वभावेषुच त्वं व्यनक्षि ।
न शिष्यते क्वापि कदापिकुत्र
त्वया विहीनं जगदंब विश्वं ॥११॥

ભાવાર્થ—

એ પ્રમાણે સમસ્ત સૃષ્ટિ કે, સ્થાવરજંગમના પ્રત્યેક પદાર્થોમાં રહેલી તું પ્રકૃતિરૂપે સ્પષ્ટ દેખાઇ આવે છે. હે જગદંબ! આ સમસ્ત વિશ્વ ત્હારા વિના ક્યાંય પણ કદી પણ સ્થિતિ પામતું નથી.

श्लोकः

आकाशरूपाच त्वमेव माता
यदावकाशे जन संस्थितिर्भवेत् ।
तथैव वायोर्विविधाः प्रकाराः
भवंतित्वत्तः परमाद्भुतावै ॥१२॥

ભાવાર્થ—

હે માતર્ ! તું આકાશરૂપે થઈને સૃષ્ટિના સર્જનોને અવકાશ આપે છે ! તેમજ વાયુ રૂપે થઇને વિવિધ પ્રકારનાં ઘર્ષણો પેદા કરી વિદ્યુત્, મેઘ, ઈંદ્રધનુષ્ય, અને વૃષ્ટિના રૂપે તું દેખાઈ આવે છે. એ ત્હારા અદ્ભૂત ચમત્કારો કોઇ જાણતું નથી ?

શ્લોકઃ

अग्निश्च सूर्यश्च तथा शशांक

रपां समुद्राश्च तथैव मेघाः ।

अधोर्ध्वे लोकस्थितिहेतुभूता

महीस्वरूपा परिपासित्वंवे ॥१३॥

ભાવાર્થ—

વધારે તે શું કહું ? અગ્નિ, સૂર્ય, ચંદ્રમા, પાણીના સમુદ્રો, હવાઇ દરીઆઓ, અને તેમાંથી પેદા થતા મેઘો, તેમજ ઉપર અને નીચે રહેતા લોકોની સ્થિતિના કારણભૂત છે. મનુષ્યોની સ્થિતિ માટે પૃથ્વિનું સ્વરૂપ ત્હારૂં છે. તું સર્વની રક્ષિકા છે.

શ્લોકઃ

परा पराख्यंच तवस्वरूपं

विद्याप्यविद्याकृतभेदभिन्नं ।

स्त्रियः पुमाँसश्च तथैव डिंभा

स्त्वत्तो विभिन्नाश्च जडाजडेषु ॥१४॥

ભાવાર્થ—

ત્હારૂં સ્વરૂપ જ્ઞાનિ પુરૂષો પરા અને અપરા એવા બે ભેદથી જોઈ શકે છે ! વળી ત્હારા વડે વિદ્યા અને અવિદ્યાના પણ ભેદો પડેલા છે ! તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો તેવા ભેદો જડ અને અજડ પદાર્થોમાં જે જણાય છે, તે ત્હારૂં પ્રકૃતિનું જ કાર્ય છે.

શ્લોકઃ

स्वाहा स्वधा त्वंच वषट् तथैव

स्वरात्मिकावै प्रतिवर्णभिन्ना ।

यद् दृश्यते स्थावरजंगमंच

सर्वं च विश्वं प्रकृतेः स्वरूपं ॥१५॥

ભાવાર્થ—

તું સ્વાહા, સ્વધા, અને વષટ્કારરૂપે, તેમજ સ્વરો રૂપે પ્રત્યેક વર્ણુંમાં ભેદાએલી ત્હારી વિકૃતિ છે. આ સમસ્ત સ્થાવર જંગમ જે દેખાય છે એ બધું પ્રકૃતિરૂપે ત્હારૂં સ્વરૂપ છે.

શ્લોકઃ

कथंनुमातः कुत आगतासि
प्रयोजनंचा गमनस्यकिंवा ।
रूपंकथंविकृतदर्शनंच
धृतं तथैवोत्तमकंच हित्वा ॥१६॥

ભાવાર્થ—

અહા ! હે માતા તું અહીં કયાંથી આવી ? ત્હારે અહીં આવવાનું શું કારણુ થયું વારૂ ? ત્હારૂં આવું રૂપ ખરાબ બિહામણું કેમ લાગે છે ? ત્હને તારૂં આવું સ્વરૂપ શું ગમે છે વારૂ ? તેં ત્હારૂં ઉત્તમ સ્વરૂપ કયાં ગુમાવ્યું વારૂ ?

શ્લોકઃ

तदाब्रवीत् सा हसिताननाच
गंभीरनादेन मनोहरेण ।
संप्रेषिता खीचिकुटुंबिभिश्च
द्विष्टैर्विनाशायतवान्तिकेऽहं ॥१७॥

ભાવાર્થ—

ત્યારે હસતે મોંઢે મનોહર ગંભીર નાદથી યક્ષિણીદેવી બોલી કે-મ્હને ત્હારા દ્વેષી ખીચી કુટુંબિઓએ ત્હારો નાશ કરવાને માટે અહીં મોકલી છે.

શ્લોકઃ

पुरोहितावाहितस्वागताऽहं
स्थित्वा स्मशानेच शबासनेन ।
कृतं तथा मारणजं विधानं
तेनेव रूपं विकृतंधृतंच ॥१८॥

ભાવાર્થ—

ત્હારા ખીચી કુટુંબિઓને ખૂશ કરવા માટે, તેમના પુરોહિતોએ સ્મશાનમાં જઇને, શબાસન ઉપર બેસીને, મારણ પ્રયોગ આરંભી મારૂં આવાહન કરેલું. તે કારણથી મેં આ વિકરાળ રૂપ ધારણ કર્યું.

श्लोकः

जानाम्यहं पार्थिव त्वद्गुणान्वै
शीलं तथा लोक हितावहंच।
अध्यात्मज्ञानेनपरिप्लुतोसि
जानासि तंत्रस्य परं रहस्यं ॥१९॥

ભાવાર્થ—

હે રાજન્! ત્હારા પવિત્ર ગુણોને હું જાણું છું. લોકકલ્યાણકારક એવા પવિત્ર શીલને પણ હું જાણું છું. તું અધ્યાત્મજ્ઞાનિ છે! અને શક્તિઉપાસનાના સંપૂર્ણ રહસ્યને તું જાણે છે.

श्लोकः

प्रीतास्मिजानिहि नृपेन्द्रवर्य
यद्वाञ्छसि तत्कथयाशुकामं।
सर्वप्रदास्याम्यभिलिप्सितंते
संसारजन्यं सकलंसुखंच ॥२०॥

ભાવાર્થ—

હે રાજરાજેશ્વર! ત્હને હું પ્રસન્ન થઇ છું. જે તારી ઇચ્છા હોય, તે તું મારી પાસે જલ્દી માગ. હું સંસારને લગતાં સઘળાં સુખોને પુરાં પાડીશ.

श्लोकः

उवाच पीपानृपतिस्तदानीं
स्वरेण माधुर्ययुतेनदेवीं
वरप्रदातुंयदिवाञ्छासित्वं
सेवां स्वधर्मस्य च राष्ट्रजन्यां ॥२१॥

ભાવાર્થ—

ત્યારે મહારાજા પીપાજી મધુર સ્વરથી બોલ્યા કે—હે માતા! તું પ્રસન્ન થઇને વરદાન આપવા ઇચ્છતી હોય તો મ્હને સ્વદેશ સેવા, અને સ્વધર્મ સેવાની શક્તિ આપ.

શ્લોકઃ

अहंतु वाञ्छामि तवांघ्रिपद्मं
संसारतापत्रयनाशनंच ।
ज्ञानंपरं योगिभिरिप्सितंय
न्निष्केवलं ब्रह्म सुखानुभूतं ॥२२॥

ભાવાર્થ—

પીપાજી કહે છે—હે માતા! હું તો ત્હારા ચરણકમળની કૃપાને ઇચ્છું છું. જે સંસારના ત્રણ તાપોને નાશ કરનારી છે. જેનાથી મ્હને નિષ્કૈવળ બ્રહ્મ-સુખનો અનુભવ થાય, (મ્હને સ્વાનંદનો પ્રાપ્તિ થાય) એવું ઇચ્છું છું.

શ્લોકઃ

संसार गर्तेषु पतंति जीवाः
संसारतापेनतपंति नित्यं ।
पुनः पुनः संस्टति कारकाणि
कर्माणि कुर्वन्निपतंति तस्मिन् ॥२३॥

ભાવાર્થ—

આ સંસાર અજ્ઞાનિઓને માટે ભારે ખાડારૂપે છે! અજ્ઞાનિ જીવો તેમાં પડે છે! હંમેશાં સંસારના પરીતાપોથી તપ્યાં કરે છે! વારંવાર સંસારનાં દુઃખો પેદા થાય તેવાં કર્મો કર્યા કરે છે! અને ફરીએ દુઃખના ખાડામાં પડ્યા કરે છે.

શ્લોકઃ

लब्ध्वानृदेहं सुरप्रार्थितंय
न्निनश्यति कामसुखादि हेलोः ।

**ब्रह्मानुभूतिर्नभवेत्तदार्किं**
**व्यर्थं च तत्क्लेश करजनंन्याः ॥२४॥**

ભાવાર્થ—

આહા ! મનુષ્ય જેવો દેહ કયાં ? જેને પ્રાપ્ત કરવાને માટે દેવતાઓ પણ ઇચ્છે છે ! ! એમ છતાં, આ દેહ મળ્યા છતાં, કામ જેવાં તુચ્છ સુખો મેળવવાને માટે ભમ્યા કરે છે ! અને વ્યગ્ર બને છે. તેવા કામીઓને બ્રહ્મજ્ઞાનનો અનુભવ કયાંથી થાય ? અને જયાંસુધી આત્મકલ્યાણ ન થાય ત્યાં સુધી વારંવાર જન્મમરણના ફેરામાં પડે, અને તેને અંગે માતાને વારંવાર ત્રાસ થયાં કરે, એ કેવી શોકની વાત છે ?

श्लोकः

**इच्छामि मातर्भव बंधमोक्षं**
**यच्छाश्वतं सौख्य मनंतकंच ।**
**तपस्विभिर्कर्म कृतार्थ योगै**
**र्कमनीयमेतत् प्रकृतेः परंच ॥२५॥**

ભાવાર્થ—

હે માતા ! હું તો ઇચ્છું છું કે–આ સંસારનાં કર્મનાં બંધનો નાશ પામે ! જે સદાકાળ અને અનંતસુખની પ્રાપ્તિ થાય ! (મોક્ષ થાય) એમ ઈચ્છું છું. જેને માટે તપસ્વીઓ લોકસંગ્રહાર્થ અનેક પુણ્યકર્મો કરે છે ! અને યોગાભ્યાસ કરી પ્રકૃતિથી પર એવું પરબ્રહ્મનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે ! તે મ્હને પ્રાપ્ત થાય એમ ઇચ્છું છું.

श्लोकः

**प्रज्ञाहतानांच पुरोहितानां**
**तथैव खीचिकुलजाग्रजानां ।**
**शुभावहाच्चारविचार युक्तां**
**सत्वानुरक्तां सुमतिं कुरुष्व ॥२६॥**

ભાવાર્થ—

આ ખીચી લોકોના ગુરૂઓ ભ્રષ્ટબુદ્ધિવાળા છે ! અને ખીચી કુલના વૃદ્ધો પણ દુરાગ્રહી છે. તેમને હે માતા ! તું સદ્દબુદ્ધિ આપ ! તેમના વિચારો સુધરે !

તેઓ સત્વગુણી બને ! તેમનું ઉત્તમ ચારિત્ર્ય બને ! અને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય તેવી કૃપા કર.

શ્લોકઃ

भयावहं मारण मोहनाख्यं
दुष्कर्म कर्तुं नविचारयंति ।
अतस्त्यजेयुरतिशीघ्रवेगात्
पुनर्नकुर्युरिति बोधयत्वं ॥२७॥

ભાવાર્થ—

જે લોકો બિહામણું-મારણ, મોહન જેવાં દુષ્ટ કર્મો કરવાને વિચાર કરતા નથી ! તેમને તું સારા વિચારો આપ. કે જે વડે તે. એવા ખોટા પ્રયોગો કરતા-કરાવતાં અટકે, અને ફરીથી કોઇને માટે કદી પણ ન કરે તેવો તું સદ્બોધ આપ.

શ્લોકઃ

स्यादार्यधर्मस्य पुनः प्रतिष्ठा
वृद्धिस्तथा पूर्वज गौरवस्य ।
राष्ट्रं स्वकर्मा चरणेन पूतं
वेदादिशास्त्राध्ययनाश्रितंच ॥२८॥

ભાવાર્થ—

હે માતા ! હું ઇચ્છું છું કે-એવા દુરાચારો અને દુષ્કર્મો આ દેશમાંથી થતાં અટકશે, ત્યારે આર્યધર્મની પુનઃ પ્રતિષ્ઠા થશે. અને પૂર્વજ એવા ઋષિ મુનિઓનું ગૌરવ વધશે. આખુંય રાષ્ટ્ર પોતપોતાનાં કર્મને આચરવામાં પવિત્રતાથી તત્પર રહેશે. અને વેદાદિશાસ્ત્રોના અધ્યયનનો આશરો લેઇ અવિદ્યાનો નાશ કરશે.

શ્લોકઃ

एवं नृपेन्द्रे विरते तदावै
प्रोवाच स्नेहातिशयेन माता ।
यद्वाञ्छसि तद्भवतुरे बाल
श्रीद्वारिकेशाधिप दर्शनंच ॥२९॥

ભાવાર્થ—

એ પ્રમાણે રાજા જ્યારે ભાષણ કરી વિરામ પામ્યો, ત્યારે માતા ઘણા હર્ષથી બોલી કે-હે બાલક ! તું જે ઇચ્છે છે તે જરૂર થશે. અને ત્હને દ્વારિકાધીશનાં દર્શન પણ થશે.

श्लोकः

तिरदधे तत्र पुरः स्थितेऽयं
मातातुसावे जगतां विधात्री ।
पीपा नृपोसौ प्रभुकीर्तनेन
निनाय रात्रीमवशेषकालां ॥३०॥

ભાવાર્થ—

આ પ્રમાણે સંવાદ પુરો થતાંની સાથે આગળ રહેલી એ જગન્માતા તત્કાળ અંતર્ધ્યાન થઇ. અને રાજા પીપા પણ તેના નિવાસ સ્થાનમાં રહીને બાકી રહેલી રાત્રિનો વખત પ્રભુ સંકીર્તનમાં ગાળ્યો.

इतिश्री वटाली बास्तव्येन गणपतिशंकरशास्त्री विरचिते
अभिनव पींपाचरिते त्रयोदशोल्हासः ।



# अथ चतुर्दशोल्हासः ॥

## अनुष्टुप् वृत्तम्

श्लोकः

यक्षिणीऽयं ततोदेवी जगामतत्रैवैनिशी ।
स्मशाने साधकायत्र स्थिताःखीचिभिरावृताः ॥१॥

ભાવાર્થ—

ત્યાં પછી યક્ષિણી દેવી તેજ રાત્રિએ સ્મશાનમાં ગઇ. ત્યાં સ્મશાન-કાલી સાધનારા સાધકો બેઠા હતા. તેમજ ખીચી કુટુંબના સઘળા સરદારો પણ ત્યાંજ બેઠેલા હતા.

श्लोकः

अतिक्रोध समायुक्ता खड्गहस्ताऽति भीषणा ।
तर्जयन्निवप्रोवाच वाडवान् खीचि संवृतान् ॥२॥

ભાવાર્થ—

સ્મશાનકાલીએ હાથમાં ખડ્ગ લીધું હતું ! ભારે ક્રોધે ભરાઈ હતી ! તેથી ભયંકર લાગતી હતી. અને ખીચીઓ સાથે એ સાધક બ્રાહ્મણોને બીવડાવતી હોય તેમ બોલી.

श्लोकः

मिथ्यामारणजोयोगप्रयोगः क्रियतेऽधुना ।
अनेनऽहासो भवतां जनयिष्यतिवैध्रुवं ॥३॥

ભાવાર્થ—

હે સાધકો ! તમે આ મારણ પ્રયોગ આરંભીને બેઠેલા છો તે મિથ્યા છે ! તેનાથી તમારી અવનતિ થશે ! અને લોકોમાં તમે અપમાન પાત્ર ગણાશો. તેમજ હું તમારા પર તદ્દન નારાજ છું.

श्लोकः

पीपानृपः सुशीलोस्ति सद्भक्तः सद्गुणान्वितः ।
तत्वज्ञानप्रसन्नात्मा प्रकृतेः परमंगतः ॥४॥

ભાવાર્થ—

રાજા પીપા સુશિલ છે! સદાચરણી છે! અને સદ્દગુણોનો ભંડાર છે. તેમજ શ્રેષ્ટ ભક્ત છે. તેને તત્વજ્ઞાન થએલું છે! તેથી તેનો આત્મા સદા પ્રસન્ન રહે છે. અને પ્રકૃતિથી પર એવું પરમાત્માનું સ્વરૂપ તેણે ઓળખ્યું છે.

શ્લોકઃ

मायामोहनिवृत्तोऽसौ कामक्रोधविवर्जितः ।
तन्नाशायकृतंकर्म प्रतीपफलदायकं ॥५॥

ભાવાર્થ—

માયાના મોહથી એ નિવૃત્ત પામેલો છે! તેણે કામ અને ક્રોધ જીતેલા છે! એવા એક ભગવદ્દ ભક્તનો નાશ કરવાને માટે, તમોએ આદરેલો પ્રયોગ, તમારા પતનનું એક કારણરૂપ છે.

શ્લોકઃ

निरापराधिनंह्येनं सदाचार विचारिणं ।
कुर्वंतं भगवद्भक्तिं यतन्तं मोक्षप्राप्तये ॥६॥

ભાવાર્થ—

જે નિરાપરાધી છે! જે સદાચારી અને આત્મચિંતન કરનારો છે! જે ભગવાનની ભક્તિ કરનાર છે! અને મોક્ષની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરનાર છે!

શ્લોકઃ

सर्वेषांच हितार्थाय जपन्तंजाप्यमंत्रकान् ।
राज्यंनयप्रदानैश्च शास्तिधर्मेणकोविदः ॥७॥

ભાવાર્થ—

વળી સોના કલ્યાણને માટે જે મંત્રોના જપ કરે છે! અને રાજ્ય ન્યાય શીલ પ્રધાનોથી ચલાવે છે! તેમજ પોતે સારો નીતિમાન હોઇ ધર્મથી પ્રજાનું પાલન કરે છે! એવો એ પવિત્ર પુરૂષ મહાત્મા છે.

શ્લોકઃ

नद्रुह्यतिकदाकस्मै नशोचतिगतागतं ।
नविकारमवाप्नोति विकारे हेतवे पुनः ॥८॥

ભાવાર્થ—

એ કદી કોઈનો દ્રોહ કરતો નથી! થતી લાભ હાનિનોશોક કરતો નથી! તેને કોઈ વિકાર બાધ કરતો નથી! અને તે વિકારોને આધિન થતો નથી!

श्लोकः

**सनातनस्य वेदस्य रहस्यंवेत्तिनिश्चितं ।**
**स्मृतिरापादितंयच्च जानाति विबुधेश्वरः ॥९॥**

ભાવાર્થ—

સનાતન વૈદિક ધર્મનું રહસ્ય જાણે છે! અને નિશ્ચિતપણે પાળે છે. વળી સ્મૃતિઓના આધારે તેનો સઘળો વ્યવહાર નીતિથી ભરેલો છે! જાણે કોઈ એક મહાન્ દેવ હોય તેવો છે.

श्लोकः

**अंतरात्मनिगूढोऽयं प्रकृतेः पुरुष स्यच ।**
**शिवशक्तिसमायुक्तं रूपंध्यायति स्वात्मनि ॥१०॥**

ભાવાર્થ—

એ અંતરાત્મામાં લીન રહે છે! પ્રકૃતિ અને પુરૂષના સ્વરૂપને ઓળખે છે! તેમજ શિવ-શક્તિના ઐકય સ્વરૂપને, પોતાના આત્મામાં ધ્યાન કરે છે.

श्लोकः

**दुराचारिषुदुष्टोसौ सदाचारिषु सत्क्रियः ।**
**ज्ञानिषु ज्ञान ज्यैष्ठत्वाद्भवेन्मान्योत्र निश्चयः ॥११॥**

ભાવાર્થ—

વળી રાજની અંદર જે જે દુરાચારીઓ હોય છે, તેઓને એ દુષ્ટ જેવો લાગે છે! અને સદાચારમાં સદા આનંદ પામે છે. તેના ઉચ્ચ જ્ઞાનને જ્ઞાનિઓ વખાણે છે! અને હવે પછી આખી દુનિયામાં એ જ્ઞાનિ ભક્ત તરીકે પ્રખ્યાત થશે.

श्लोकः

**मारणंमोहनंच्चैव तथैवोच्चाटनादिकं ।**
**आभिचारादिकं सर्वं वशीकरणादिकं तथा ॥१२॥**

ભાવાર્થ—

મારણ, મોહન, ઉચ્ચાટન વિગેરે, તથા અભિચારાદિ પ્રયોગો અને વશીકરણ વગેરે.

श्लोकः

सिद्धभक्तान्नाक्रमते जानियुर्मंत्रकोविदाः ।
अतस्तेषां कृतेकाऽपि न यतेरन् कदाचन ॥१३॥

ભાવાર્થ—

યોગથી સિદ્ધ થએલા ભક્તોને લાગુ પડતા નથી. એ વાત માંત્રિકો જાણે છે. માટે તમારે હવેથી કદી પણ, કોઈ માટે, એવા બુરા પ્રયોગો કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ નહીં.

श्लोकः

ये संति पापिनोजीवाः पापकर्मरताः सदा ।
मलिनाहिंस्त्रकाश्चैव परदाराभिमर्षिणः ॥१४॥

ભાવાર્થ—

જે પાપી લોકો છે! પાપ કર્મ કરવામાં તત્પર રહે છે! મલીન, હિંસક, અને પરસ્ત્રીગામી છે!

श्लोकः

परवित्तापहारेण पुष्णंति स्वोदरंजनाः ।
परनिंदा परद्रोहः कारिणःपरद्वेषिणः ॥१५॥

ભાવાર્થ—

પારકુ ધન હરણુ કરી પોતાનું પેટ ભરનારા છે! પરનિંદા, પરદ્રોહ, અને દ્વેષ કરનારા જેઓ છે!

श्लोकः

वेदशास्त्रविहीनाश्च सदाचार विवर्जिताः ।
अखाद्य खादकाश्चैव ह्यपानं पेयिनस्तथा ॥१६॥

ભાવાર્થ—

વેદ શાસ્ત્રથી જેઓ વિરૂદ્ધ છે! જેઓ ભ્રષ્ટ છે! સદાચારનો ભંગ કરનાર છે! માંસ ખાનારા છે! અને મદિરા પાન કરનારા છે!

श्लोकः

म्लेच्छसंसर्गदुष्टाश्च भ्रष्टाःस्युर्धर्मकर्मणि ।
तेषांवैवशमानेतुं प्रयोगा विहिताः स्मृताः ॥१७॥

ભાવાર્થ--

મ્લેચ્છોની સોબતથી દુષ્ટ થએલા છે! અને ધર્મ-કર્મથી ભ્રષ્ટ થએલા છે! તેવાઓને વશ કરવા માટે, યાને તેઓને તેઓના સ્વધર્મનું ભાન કરાવવા માટે, વશીકરણાદિ પ્રયોગોનો ઉપયોગ કરવો જોઇએ.

શ્લોકઃ

उपासनाया मार्गोऽयं मयापूर्वं प्रकीर्तितः ।
तदनुसारतः कार्यो विधिर्मंत्रप्रयोजितः ॥१८॥

ભાવાર્થ—

મેં પૂર્વે ઉપાસનાનો માર્ગ જે કહેલો છે, તે દક્ષિણ માર્ગને અનુસરીને કરવો જોઇએ. અને તે વિધીપૂર્વક મંત્રના પ્રયોગોથી કરવો જોઇએ.

શ્લોકઃ

देहशुद्धिर्मनःशुद्धि र्द्रव्यशुद्धिस्तथेष्यते ।
भूशुद्धिर्भूतशुद्धिश्च प्राणानांच व्यवस्थितिः ॥१९॥

ભાવાર્થ--

શરૂઆતમાં દેહ શુદ્ધિ કરવી જોઇએ. ત્યાં પછી મનની શુદ્ધિ, અને પૂજોપચારના પદાર્થોની શુદ્ધિ કરવી જોઇએ. ત્યાં પછી ભૂશુદ્ધિ, ભૂતશુદ્ધિ, અને પ્રાણોને, પ્રાણાયામના પ્રયોગથી વ્યવસ્થિત કરવા જોઇએ.

શ્લોકઃ

अंतर्गतानां वर्णानां मातृणां भावयन्पुनः ।
तथैव शुद्धिर्बाह्यानां शोधयेद्वर्णमातृकाः ॥२०॥

ભાવાર્થ—

દેહની અંદર રહેલા વર્ણોની માતૃકાને ઓળખવી જોઇએ. અને બાહ્ય-શુદ્ધિ માટે, બાહ્ય વર્ણ માલાને પિછાનવી જોઈએ. તેમ જ તેનું સંશોધન કરવું જોઇએ.

શ્લોકઃ

यथैव मणिपूराख्यं चक्रं संस्थाप्यते पुरः ।
स्वकीये हृदयेतच्च भावनीयं तथैवच ॥२१॥

ભાવાર્થ—

સાધકે પોતાની સમક્ષ મણીપુર નામે ચક્રની સ્થાપના કરવી જોઇએ. અને પોતાના હૃદયમાં પણ, મણીપુરચક્રની ભાવના કરવી જોઇએ.

श्लोकः

**चक्रं संपूजयेद्भक्त्या सांगैः सावरणैर्युतं ।**
**आगमाविष्कृतैर्मंत्रैर्तांत्रिकैः साधनोत्तमैः ॥२२॥**

ભાવાર્થ—

વળી તેનું પૂજન, તેના અંગો અને આવરણો સાથે ભક્તિ ભાવથી કરવું જોઇએ. અને આગમશાસ્ત્રે બતાવેલા મંત્રને, તંત્રોવડે તેમજ ઉત્તમ સાધનોથી પુજન કરવું જોઇએ.

श्लोकः

**अध्यात्मज्ञानजन्या वै ह्यधिदैवोपपादिताः ।**
**मकाराःसेव्यमानाश्च फलदाऽशुभवंतिते ॥२३॥**

ભાવાર્થ—

અધ્યાત્મ જ્ઞાનથી ભરેલા, આધિદૈવ શાસ્ત્રે પ્રતિપાદન કરેલા, પાંચ મકારો સેવવા જોઇએ. એટલે કે યોગની ક્રિયાઓ કરવી જોઇએ. અને પૂર્ણ સમાધિ પ્રાપ્ત થાય ત્યાં સુધી, ક્રિયાઓ ચાલુ રાખવી જોઇએ. એવી પદ્ધતિથી સેવેલા પાંચ મકારો શીઘ્ર ફલ આપે છે.

श्लोकः

**बीजमंत्रकृतोहोमः स्वात्मनि परिभावितः ।**
**बलिदानं विकाराणां पदार्थानां तुकारयेत् ॥२४॥**

ભાવાર્થ—

બીજ મંત્રોથી કરેલો હોમ, આત્મારૂપી અગ્નિ પ્રગટ કરી, તેની અંદર બીજોનો અર્થપૂર્વક હોમ કરવાની ભાવના કરવી જોઇએ. ત્યાં પછી દેહના, તથા મનના વિકારોનો નાશ કરી, તેનું બલિદાન આપવું જોઇએ.

श्लोकः

**इत्थंवै शक्तियजनं मान्यंशाक्तप्रमोदितं ।**
**सदैवतत् प्रयोक्तव्यं योगसाधनतत्परैः ॥२५॥**

ભાવાર્થ—

એ પ્રમાણે શક્તિનું યજન જેઓ કરે છે! તેઓ સર્વમાન્ય બને છે. અને તેમનામાં અતૂલ શક્તિ પેદા થાય છે. યોગસાધન કરવામાં તત્પર એવા સજ્જનોએ, શક્તિનું આરાધન ઉપરોક્ત રીતિથી અવશ્ય કરવું જોઇએ.

શ્લોકઃ

**योगेनानेन फलभाग् भवेच्छीघ्रमिहैवच ।**
**परत्र मोक्षहेतुश्च सदैवानंददायकः ॥२६॥**

ભાવાર્થ—

કે જેના પ્રભાવે મનુષ્ય તેની સર્વ ધારણાઓ પાર પાડી શકે છે. અને ધર્મની, તથા સમાજની રક્ષા કરવા સમર્થ બને છે. એવો શક્તિશાલી પુરૂષ આલોકમાં વિજયી નિવડે છે. આખા રાષ્ટ્રને તેના સંતાપમાંથી મુક્તિ અપાવે છે. અને આનંદ ઉપજાવે છે.

શ્લોકઃ

**एवं सत्यपि राष्ट्रेस्मिन्नापत्संपद्यते यदि ।**
**परचक्रे समापन्ने धर्मविप्लवमागते ॥२७॥**

ભાવાર્થ—

એમ છતાં પણ જયારે જયારે રાષ્ટ્ર ઉપર આફત આવે! પરદેશીઓના હૂમલા થાય! ધર્મનો નાશ થવા બેસે!

શ્લોકઃ

**तदानीं भैरवीचक्र मुपास्यमुक्तसाधनैः ।**
**येनकेन प्रकारेण रक्षितव्यास्तु हिन्दवः ॥२८॥**

ભાવાર્થ—

ત્યારે ભૈરવી ચક્રની યોજના કરવી. તેને લગતાં સાધનોનો ઉપયોગ કરવો. અને હરકોઈ પ્રકારે હિન્દુત્વનું રક્ષણ કરવું.

શ્લોકઃ

**देशकालानुसारेण मंत्रतंत्रादिकाः क्रियाः ।**
**परिमृष्य प्रकर्तव्या नात्रकार्या विचारणा ॥२९॥**

ભાવાર્થ—

દેશ કાળને અનુસરીને, અને સમય વિચારીને, મંત્રોનો-તંત્રોનો-યંત્રોનો તેમ જ તેની ક્રિયાઓનો, અને પ્રયોગોનો વિચાર પૂર્વક ઉપયોગ કરવો જોઇએ. જેનાથી ધર્મની રક્ષા થઈ શકે.

श्लोकः

इत्युक्तान्तर्दधेदेवी सर्वेषांपश्यतांपुरः ।
तदा जयजयारावो स्मशानेश्मश्रुलैः कृतः ॥३०॥

ભાવાર્થ—

આ પ્રમાણે દેવીનું ભાષણ સમાપ્ત થયા પછી, હજારો લોકોની સમક્ષ દેવી અંતર્ધાન થયાં. તેવે પ્રસંગે સ્મશાનમાં બેઠેલા દાઢીવાળાઓએ જય-જયનો ઉચ્ચાર કર્યો.

श्लोकः

तदा म्लानमुखाः सर्वे खीचयः सपुरोहिताः ।
स्वं स्वं गृहं समाजग्मुः प्रभातोदिततारके ॥३१॥

ભાવાર્થ—

ખીચી સરદારો અને તેના સર્વે પુરોહિતો ખિન્ન થયા. અને તેમનો મારણ પ્રયોગ સફળ ન થવાથી, મનની અંદર દ્વેષનો અગ્નિ સળગી ઉઠ્યો. સ્મશાનભૂમિ પર આવેલા સઘળાઓ વહેલા પરોઢે પોતપોતાને ઘેર ગયા.

श्लोकः

अन्येद्युः सर्वलोकेषु प्रवादः समजायत ।
पुरोहितास्तु शप्तावै यक्षिण्येतिजगुः पुरे ॥३२॥

ભાવાર્થ—

બીજે દિવસે બધા લોકોમાં એવી વાત થવા લાગી કે, દેવીએ પુરોહિતોને શ્રાપ દીધો.

श्लोकः

ब्राह्मणा स्तत्र संमिल्य ज्ञातिरूपेण वै पुनः ।
पुरोगानां बहिष्कारं चक्रुः संक्रुद्ध मानसाः ॥३३॥

૧. પૂર્વેના ખીચી પુરોહિતો એ હાલના દરજી ગોર.

ભાવાર્થ—

નગરના બ્રાહ્મણો સર્વે એકત્ર થયા. જ્ઞાતિના રૂપમાં એકત્ર થઈ ઠરાવ કરી જાહેર કર્યું. અને એ પુરોહિતોનો બ્રાહ્મણ જાતિમાંથી બહિષ્કાર કર્યો. અને ભારે ક્રોધની નજરે તેમને જોવા લાગ્યા.

શ્લોકઃ

तथैव क्षत्रियाः सर्वे निश्चिक्युस्तेऽपि तत्रवै ।
खींचिकुटुंबिनोयेच क्षात्रज्ञातिबाहिष्कृताः ॥३४॥

ભાવાર્થ—

તેવી જ રીતે ક્ષત્રિયો એકત્ર થઇને, જ્ઞાતિના રૂપમાં ઠરાવ કરીને, મારણ-પ્રયોગ કરાવનાર ખીચી કુટુંબીઓનો ક્ષત્રિયજાતિમાંથી બહિષ્કાર જાહેર કર્યો.

---

૧. પૂર્વેના ખીચીઓ એ હાલના રૂપાંતરે કહેવાતા પીપાવંશી દરજીઓ.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्री विरचिते
अभिनव पीपाचरिते चतुर्दशोल्हासः ।



## अथ पंचदशोल्हासः ॥

### अनुष्टुप् वृत्तम्

श्लोकः

**पीपासंश्रुतवानूवृत्तं स्वसंदेशहरागतं ।**
**स्मशाने यक्षिणी प्रोक्तं याथा तथ्य समन्वितं ॥१॥**

ભાવાર્થ—

રાજા પીપાએ છૂપા દૂત મારફતે સ્મશાનમાં બનેલી બિના, અને યક્ષિણીએ ખીચીઓને આપેલી સત્ય શિખામણની વાત પુરેપુરી સાંભળી.

श्लोकः

**पौरानुद्दिश्यतेनैव घोषितं पटहेनच ।**
**इत आरभ्य यः कश्चि न्नकुर्यान्निंद्य कर्मच ॥२॥**

ભાવાર્થ—

ત્યાં પછી રાજા પીપાએ ઢોલ પિટાવીને જાહેર કર્યું કે-હે નગરવાસીઓ ! આજથી માંડીને શક્તિપૂજાને નામે જે કોઇ:મદ્ય, અગર માંસનો, અથવા પંચમકારોનો ઉપયોગ કરશે, તેને રાજનો ગુન્હેગાર ગણવામાં આવશે. અને સજા કરવામાં આવશે.

श्लोकः

**उपासना निमित्तेन प्राणिनां हिंसनादिकं ।**
**मकारसेवनं चैव त्याज्यं वै सर्वथा ध्रुवं ॥३॥**

ભાવાર્થ—

ઉપાસનાને નિમિત્તે, પ્રાણીઓની કદી હિંસા નહીં કરવી જોઇએ. અને પંચમકારોનું સેવન ત્યજી દેવું જોઈએ.

श्लोकः

**इति डिं डिं प्रघोषोवै खीचिभिराश्रुतस्तदा ।**
**आमर्षयुक्ताः संक्रुद्धा नृपनाशाय धूपिताः ॥४॥**

ભાવાર્થ—

એ પ્રમાણે ડાંડી પિટાવીને જાહેર કરવામાં આવ્યું ત્યારે, પીપારાજાના કુટુંબિઓએ સાંભળ્યું. ઈર્ષ્યાથી બળવા માંડ્યા. ક્રોધેથી ભરાયા. અને રાજા પીપાનો નાશ કરવાને માટે છૂપાં કારસ્તાનો ગોઠવવા માંડ્યા.

श्लोकः

सांमिल्य मंत्रयाँश्चक्रुरेकान्तभवने गताः ।
अयं केनाप्युपायेन हंतव्योद्धतदारुणः ॥५॥

ભાવાર્થ—

એ કારસ્તાનો રચવા માટે, જંગલમાં જ્યાં એકાન્તમાં એક મકાન હતું, ત્યાં સર્વે એકત્ર થયા. અને વિચારવા લાગ્યા કે–આ રાજા ભયાનક નિવડ્યો છે. એને કોઇપણ ઉપાયે મારી નાખવો જોઇએ. સૌએ એકે અવાજે કબુલ કર્યું. અને તેવી ગોઠવણ કરવાને નક્કી વિચાર ઉપર આવ્યા.

श्लोकः

महानसेरसवर्ती कर्तुराहूयसत्कृतं ।
भोजनं सगरंदेही पाचकं याचिरेभृशं ॥६॥

ભાવાર્થ—

રાજાના રસોડામાં રસોઈ કરનાર રસોઇઆને બોલાવી, તેનો સત્કાર કરીને, રાજાને ઝેરવાળું અન્ન ખવડાવવા નક્કી કર્યું.

श्लोकः

तेन पाचक मुख्येन धनलुब्धेनपापिना ।
हाला हलप्रचुरान्नं खादनाय निरूपितं ॥७॥

ભાવાર્થ—

ધનના લોભી એ રસોઈઆએ, ખીચીઓના કહેવાથી, રાજાને ભોજન કરવાના પદાર્થોમાં ઝેર ભેળવ્યું.

श्लोकः

भोजनावसरे मुख्यः कार्यान्तर नियोजितः ।
तदन्तरान्योन्यविशत्परिवेशणकर्मणि ॥८॥

ભાવાર્થ--

રાજાને ભોજન કરવાનો સમય પ્રાપ્ત થયો ત્યારે, એ રસોઇઓ બીજા કામમાં જોડાય તેવી ફરજ ઉભી થઈ. તેથી તેની ઘેરહાજરીમાં બીજા માણસે આવીને, નિર્દોષ ભોજનના પદાર્થો રાજાને પિરસ્યા.

श्लोकः

सोंप्यन्यत् प्रतिजग्राह निर्दोषान्नमतः परं ।
तं भुक्त्वा भूपतिः श्रीमानमृतोपममास्थितः ॥९॥

ભાવાર્થ—

રાજાએ ભોજન કર્યું. તેને અમ્રત સમાન લાગ્યું. તેમજ રાજીખુશીથી પ્રફુલ્લિતપણે ખીચીઓ વડે જોવામાં આવ્યો.

श्लोकः

आसीद्विषमयंश्चान्नं चखाद पाचकाग्रणिः ।
तदन्नभक्षणेनैव मृत्युंप्रापत्तदैवसः ॥१०॥

ભાવાર્થ—

ઝેરવાળું અનાજ જે રાજાને માટે કલ્પેલું હતું, અને જુદું ઢાંકેલું હતું, તે બહારથી આવેલા રસોઇઆએ ભૂખ્યો હોવાથી તેણે ભોજન કર્યું. અને ભોજન કરતાંની સાથે જ તેના પ્રાણ ગયા.

श्लोकः

रक्षितो भूपतिस्तस्मात् द्रष्ट्वा शोकेन मूर्च्छिताः ।
खीच्चयस्तद्धताशावै यत्ननिष्फलतां गताः ॥११॥

ભાવાર્થ—

ઉપર મુજબ રાજાનું રક્ષણ થયું, અને ઝેર દેનાર રસોઇઓ મૃત્યુને વશ થયો. એ જોઈને ખીચી કુટુંબિઓને ભારે ખેદ થયો. અને હતાશ થયા. તથા તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો.

श्लोकः

सर्प शाबर मंत्रज्ञः विषवैद्यः समागतः ।
द्रष्ट्वातं स्वागतं चक्रे नृपनाशाय हेतवे ॥१२॥

ભાવાર્થ—

ત્યાં પછી કોઇએક દિવસે એક મદારી આવ્યો. એ સર્પ વશ કરવાના શાબર મંત્રને જાણતો હતો. ખીચીઓએ તેને બોલાવ્યો. તેનું રૂડું સ્વાગત કર્યું. તેને ખૂબ ધન આપવાની લાલચ કરી. અને પીપારાજાને મારી નાખવાની યોજના કરવા કહ્યું.

શ્લોકઃ

मंत्रेण प्रेषितः सर्पो जगाम नृपमंदिरं ।
सुप्तंतंनृपतिंद्रष्ट्वापस्पर्श भूपातिंतदा ॥१३॥

ભાવાર્થ—

ધન લોભી મદારીએ એક બિહામણા ઝેરી સાપને રાજાના મંદિરમાં છોડ્યો. તેણે સૂતેલા એ રાજાને જોઇને તેના ઉપર ચડવા માંડ્યું.

શ્લોકઃ

उत्थाय द्रष्टवाँस्तत्र भुजंगं भुज गोत्तमं ।
शेषरूपंचतंमत्वा तुष्टाव स्तोत्र मंत्रकैः ॥१४॥

ભાવાર્થ—

સાપના સ્પર્શથી રાજા જાગ્રત થયો. અને સર્પ વેગળો ખસી પડ્યો. રાજાએ તેને શ્રેષ્ઠ પ્રકારનો ભુજંગ સમજીને, શેષનાગનો કળાવતાર માનીને, સર્પના મંત્રોથી તેને વશ કરવા માટે સ્તુતિ કરી. અને સર્પ વશ થયો.

શ્લોકઃ

फणां कृत्वा तु महतीं शिरसिछत्रवन्मुदा ।
क्षणं तस्मात् समुत्तीर्य ह्यागत स्तत्र वेगतः ॥१५॥

ભાવાર્થ—

રાજા પલંગ ઉપર બેઠો છે! સાપ તેના શરીર ઉપર ચડયો. તેના ઉપર ફણાથી છત્ર ધર્યું. અને તેને ચિરકાળ સુધી જીવવા માટે આશિષ આપી તૂર્તજ નીચે ઉતર્યો. તથા જયાંથી આવ્યો હતો તે જગોએ, એટલેકે જે મદારીને પાસેથી આવ્યો હતો તેની જ પાસે ગયો.

श्लोकः

खीचिदूतेन यद् द्रष्टं वृत्तं सर्वन्यवेदयत् ।
श्रुत्वा जग्लुः खीचयस्ते किंकरवाणि सांप्रतं ॥१६॥

ભાવાર્થ—

એ દરમ્યાન ખીચીઓના છૂપા દૂતે રાજા અને સર્પની જે બિના બની, તે સર્વ બિના ખીચીઓને કહી બતાવી. અને એ બિના સાંભળતાંની સાથે જ ભારે નિરાશા ઉપજી. રાજાને કેમ કરીને મારી નાખવો તેના ફરી વિચાર ઘડવા માંડ્યા.

श्लोकः

होलिकावसरे प्राप्ते सर्वे संमिल्य तत्रवै ।
जग्मुःकृत्रिम प्रीत्याच नृप मेलन हेतवे ॥१७॥

ભાવાર્થ—

એવામાં ફાગણ માસ આવ્યો. હોળીનો એ સમય હતો ! ખીચી કુટુંબના જુવાનો એકત્ર થયા. અને રાજાના સાથે કૃત્રિમ પ્રેમ પેદા કરવા મળવા ગયા.

श्लोकः

नृपोपि स्वागतं चक्रे ह्यागतानां कुटुंबिनां ।
तेऽपि संप्रार्थयामासु र्वनभोजनप्राप्तये ॥१८॥

ભાવાર્થ—

રાજાએ મળવા આવેલા કુટુંબના જુવાનોનું સ્વાગત કર્યું. તેમણે વનમાં જઈ ભોજન કરવા માટે પ્રાર્થના કરી. રાજાએ પણ પ્રેમથી વનભોજન જવા માટે કબુલત આપી.

श्लोकः

ततः सर्वे वनं जग्मु र्गंभीरे कूप आगते ।
दूतैकेन समाकृष्य कूपानिःपातकारितः ॥१९॥

ભાવાર્થ—

નક્કી દિવસે એ બધા વનમાં જવા માંડયા. રસ્તામાં કુવો આવ્યો. વાતચીતમાં ગૂંથાએલા એ પીપારાજાને શરત ચુકાવી અને આકસ્મિક રીતે કુવામાં નાખ્યો.

श्लोकः

जलौघे पतितः सोपि धृत्यातद्बहिरागतः ।
धन्यंधन्य मिति प्रोचु रागताः सहचारिणः ॥२०॥

ભાવાર્થ—

કુવામાં પડેલા એ રાજાએ ખૂબ ધીરજ ધરી. પાણી ઉપર તરી આવીને કુવાની બહાર આવ્યો. એ જોઇને ચકીત્ થએલા ખીચી જુવાનો ધન્યવાદ આપવા માંડયા.

श्लोकः

केचिद्दनान्तरे प्राप्तो होलिकाव्रसरो शुभः ।
युव भिः सखिभिः सार्धे पूजनाय नृपो गतः ॥२१॥

ભાવાર્થ—

કેટલાએક દિવસ પછી હોળીનો તહેવાર આવ્યો. હોળીને ખૂબ જોરથી સળગાવવામાં આવી. હોળીકાનું દર્શન, તથા પૂજન કરવા માટે, ખીચી કુટું-બના જુવાન મિત્રો સાથે પીપા રાજા ગયો.

श्लोकः

तस्मिन् प्रज्ज्वलिते वन्हौ क्षेपुरुत्पाटय भूपतिं ।
स्थानादस्माद्विनिर्गत्य जग्मुः स्वात्मगृहंपति ॥२२॥

ભાવાર્થ—

તેવા પ્રસંગે લાગ તાકીને, ખીચીના કેટલાક દુષ્ટ જુવાનોએ રાજાને ઉચો કરીને એ ભારે સળગતા હોળીના ભડકામાં ફેંકયો. અને ત્યાંથી એ દુષ્ટો પોતપોતાને ઘેર નાસી ગયા.

श्लोकः

अन्येद्युः सुप्रभातेच्च नृप दर्शन माययुः ।
दद्रशुस्ते नृपंक्षेममारोग्यं हसिताननं ॥२३॥

ભાવાર્થ—

બીજે દિવસે સવારે રાજાનાં દર્શન કરવાના મીષે તપાસ કરવા માટે આવ્યા. રાજા સાજો તાજો, સઘળી રીતે આરોગ્યથી ભરેલો, અને નિદ્રામાંથી ઉઠેલો મંદ હસતો જોવામાં આવ્યો.

श्लोकः

आश्चर्ययुक्तं तज्ज्ञात्वा जज्वलुरात्मचेतसि ।
अधुना नास्त्युपायोन्यत् पार्थिवध्वंसकारकः ॥२४॥

ભાવાર્થ—

રાજાને જીવતો તથા સુખી જોઇને એ દુષ્ટ જુવાનો આશ્ચર્ય પામ્યા. અને મનમાં બળવા લાગ્યા કે—આ તો કાવતરૂ પાર પડયું નહી. અને વેર વધ્યું તે વધારામાં! હવે તો રાજાનો નાશ કરવા માટે બીજો કોઇ ઈલાજ રહ્યો નથી. માટે હવે શું કરવું જોઇએ? એવા ભારે વિચારમાં પડયા.

श्लोकः

अनेन सार्धं सौख्यंच कथंकारं भविष्यति ।
यत्राचारविचाराणां वैचित्र्यं द्रष्यतेऽनिशं ॥२५॥

ભાવાર્થ—

જેના સાથે વૈમનસ્ય થયું હોય! અને ભારે દુશ્મનાવટ જામી હોય! એવા રાજાના તાબામાં કેમ રહી શકાય? અને સુખ પણ કયાંથી મળી શકે? જેના સાથે આચાર અને વિચારનો ભારે તફાવત હોય! તેના સાથે એક ક્ષણ પણ સુખનો લેશ કયાંથી મેળવી શકાય?

श्लोकः

नृपतेर्दुर्निमित्तेन खंडितोपासनाऽधुना ।
उपास्य देवता रुष्टा लोकेषु वाच्यतां गताः ॥२६॥

ભાવાર્થ—

આ રાજાના દુષ્ટ બહાના હેઠળ વંશપરંપરાથી ચાલતી આવેલી ઉપાસના ખંડિત્ થવા પામી! ઉપાસના કરવા યોગ્ય એવી દેવતા તે પણ રૂષ્ટ થઇ! અર્થાત્ દૈવ પ્રતિકુળ થયું. અને લોકોમાં નિંદાને પાત્ર થયા તે વધારામાં!

श्लोकः

**पुरोगा विमनभिूता वाडवैश्च बहिष्कृताः ।**
**इतः परंतु लोकेषु नैवलप्स्यंति सत्क्रियां ॥२७॥**

ભાવાર્થ—

વળી પુરોહિતો કે જેઓ અમારા ભલાના માટે રાતદિવસ પ્રયત્ન કરતા હતા! તેઓ પણ ખિન્ન થઇ ગયા. અને તેમની જ્ઞાતિના બ્રાહ્મણોએ તેમનો બહિષ્કાર કર્યો છે. તેમાંય વળી તેમના ઉપર દેવતાનો કોપ થયો. એ વધારે ખરાબ થયું છે. હવેથી લોકોમાં તેઓ સત્કારને પાત્ર ગણાશે નહી. અને બ્રાહ્મણ તરીકેના માનથી કોઈ જોશે નહી.

श्लोकः

**वयंच क्षात्रियैस्त्यक्ताः ज्ञातिभिर्द्वेषकारिभिः ।**
**नृपवैरं समुत्पन्नं खीचीनां नाशकारकं ॥२८॥**

ભાવાર્થ—

વળી અમારી સ્થિતિ પણ તેવી જ થવા પામી છે ને? અમને પણ ક્ષત્રિયોની જ્ઞાતિએ, અને ખાસ કરીને દ્વેષીલાઓએ કટ કરીને જ્ઞાતિ બહાર મૂકેલા છે! એમ અમારી સઘળી રીતે અધોગતિ થવા પામી છે. એક બાજુએ રાજા જેવી ભારે વ્યક્તિની સાથે ભયાનક વેર કરવામાં આવ્યું! કે જેથી ખીચીઓનો ભવિષ્ય કાળ વિનાશકારક હોવાનું હરકોઇ કબુલ કરે તેમ છે.

श्लोकः

**प्रजा द्रष्टया वयं सर्वे ह्याति तुच्छत्व मागताः ।**
**न करिष्यति यः कश्चिदाज्ञायाः पालनंकचित् ॥२९॥**

ભાવાર્થ—

પ્રજાની દ્રષ્ટિએ પણ, અમો સર્વે તુચ્છ બન્યા છીએ. હવે અમારી આજ્ઞાનું કોઈપણ પાલન કરી શકશે નહીં.

श्लोकः

**जीवन् मृतास्तु संजाता अतो वै जीवनेनकिं ।**
**मरणंतुवरंतावत् क्षात्रतेजाभिमानिनां ॥३०॥**

ભાવાર્થ--

કારણ કે અમો રાજાથી છૂટા પડી ગયા છીએ! અને વૈર જાહેર રીતે થવા પામ્યું છે! ખીચી બંધુઓ! આપણે જીવીએ છીએ છતાં, મુવેલા સમાન ગણાઇએ છીએ. અને હવે પછીથી આવી સ્થિતિમાં જીવવું એ પણ વ્યર્થ છે. બહેતર છે કે, એવા જીવતર કરતાં મરવું સારૂં! ખરા તેજસ્વી ક્ષત્રિ તરીકેના અભિમાની પુરુષો એવું જ માને.

श्लोकः

नास्ति बोधकरः कोपि वृद्धाज्ञामवहेलिनं ।
अतस्तेनैवसाकं च युद्धमेवावशिष्यते ॥३१॥

ભાવાર્થ—

વળી આપણા વૃદ્ધોમાં પણ, એવો કોઈ તેજસ્વી નથી, કે જે વચ્ચે પડીને રાજાને અને અમને, પરસ્પર સમજાવી, સંપ કરી આપે. અને કોઇ કહેવા જાય તો પણ, રાજા તેનું અપમાન કરી શકે તેમ છે.

श्लोकः

शतशो वीर्यवंता वै युवानो युद्धकांक्षिणः ।
सोत्साहाँस्तान् पुरस्कृत्य निश्चिकुर्मोवयंस्वयं ॥३२॥

ભાવાર્થ—

આપણામાં સેંકડો યુવાનો યુદ્ધ કરવાની અપેક્ષાવાળા છે! બળવાન અને શૂરવીર છે! ભારે ઉત્સાહ રાખી અને લડી શકે તેવા છે! તેઓની ચુંટણી આપણે એકત્ર થઇને રાત્રિએ કરીશું.

श्लोकः

युद्धोत्सवं करिष्यामः विशाले भूमिमंडले ।
प्रेक्षकास्तु भविष्यंति पौरा वृत्तांत भाजिनः ॥३३॥

ભાવાર્થ—

રાત્રિના સમયે એકાન્તમાં મળીને વિચાર કરવા લાગ્યા કે–એક વિશાળ મેદાનમાં યુદ્ધરૂપી ઉત્સવનો આરંભ કરવામાં આવે! ત્યાં પ્રેક્ષકોને આમંત્રણ આપવામાં આવે! અને પ્રેક્ષકો આ બધું વૃત્તાંત જાણે!

श्लोकः

**एवं विचारसंविग्नाः युद्धायकृतनिश्चयाः ।**
**क्रोशमात्रां च भूमिंच समंताच्च समाकृता ॥३४॥**

ભાવાર્થ—

એ પ્રમાણે વિચાર ઘડીને યુદ્ધ કરવાને માટે નિશ્ચય કર્યો. ગામને છેટે આસપાસનું ચાર કોસનું મેદાન એક સરખું સાફ કરાવ્યું.

श्लोकः

**दिनं निरूपयामासुः सर्वेषां ज्ञापनायच ।**
**नृपंन्यमंत्रयाँश्चक्रुः प्रजाः साकं सुनिश्चितं ॥३५॥**

ભાવાર્થ—

યુદ્ધ કરવાને માટે નક્કી કરેલો દિવસ સૌને જાણુવા માટે ઢોલ પિટાવી જાહેર કર્યું. પ્રજા વર્ગના સઘળાઓને આમંત્રણુ આપ્યાં. અને રાજા પીપાને પણુ યુદ્ધ કરવાને માટે જાહેર આમંત્રણુ આપ્યું.

श्लोकः

**चक्रुर्वै मंडपस्तत्र विशालः सुमनोहरः ।**
**उच्छ्रिताभिर्ध्वजाभिश्च पताका भिरलंकृतः ॥३६॥**

ભાવાર્થ—

એ યુદ્ધ ભૂમિ ઉપર પ્રેક્ષકો માટે સુંદર મંડપ તૈયાર કરાવ્યો. ઉંચી ઉંચી ધજાઓ રોપી. અને પતાકાઓથી મંડપને સુશોભિત બનાવ્યો.

श्लोकः

**वाद्य वादन घोषश्च वादका हर्ष मानसाः ।**
**धनमानास्पदाल्लुब्धा श्चक्रु र्निर्भयतांगताः ॥३७॥**

ભાવાર્થ—

નક્કી કરેલા દિવસે પ્રજાના આગેવાનો એ યુદ્ધ મંડપમાં પ્રેક્ષક તરીકે આવ્યા. અને એ સિવાયના બીજા હજારો લોકો કૌતુક જોવાને માટે એકત્ર થયા. યુદ્ધનું પડઘમ વાગવા માંડયું. અને એ વગાડનારા પૈસાના લોભથી ખૂબ નિર્ભયપણે વગાડવા માંડયા.

श्लोकः

**कौतुकार्थसमाजग्मुस्तत्रजानपदाःकिल ।**
**पींपा नृपः समायातः मंदहास्यमुखेनच ॥३८॥**

ભાવાર્થ—

યુદ્ધનું કૌતુક જોવાને માટે ગામેગામથી લોકો આવેલા હતા. ત્યાં નક્કી કરેલા સમયે શ્રેષ્ઠ રાજા પીપા પણ આવ્યો. તે હસતે મોંઢે આવ્યો. અને ભારે ખુશાલીમાં હતો. તે રણમેદાનની વચ્ચે ઉભો રહ્યો.

श्लोकः

**तत्रैकोवृद्ध आगत्य क्रोधपूर्णमुखाकृतिः ।**
**रे धूर्त ! कथमायातोः निःशस्त्रो समरांगणे ॥३९॥**

ભાવાર્થ—

એ પ્રસંગે એક ઘરડો ખીચી સરદાર કે જે ભારે ક્રોધના આવેશમાં આવેલો હતો ! અને તેના મુખની આકૃતિ ઉપર ક્રોધની છટા દેખાઈ આવતી હતી ! તે હાથ ઉગામીને ખડો થયો. અને ધિક્કારીને બોલવા લાગ્યો કે–અરે ધૂર્ત પીંપડા ! ત્હને મેં બરાબર હવે ઓળખ્યો ! તને યુદ્ધ કરવા માટે અહીં બોલાવેલો છે ! છતાં, આ યુદ્ધ ભૂમિ ઉપર શસ્ત્ર વિનાનો કેમ આવ્યો છે ?

श्लोकः

**न शोभसे दुरात्मात्वं किंवा वाञ्छासितद्वद ।**
**पीपोवाच तदातत्र क्रुद्धानां पुरतोवचः ॥४०॥**

ભાવાર્થ—

હે દુરાત્મા ! તું સાચો ક્ષત્રિય નથી ! તું અમારા કુળમાં શોભતો નથી ! તારા મનમાં જે ઘાટ ઘડયો હોય તે જલ્દી કહી દે ! આવા શબ્દથી એ વૃદ્ધને ઉશ્કેરવા માટે બીજા પણ ક્રોધી સરદારો એકત્ર થયા. અને પીપા-રાજાને ચિડવવા માટે માર્મિક વચનો બોલવા માંડયા.

श्लोकः

**वांञ्छाम्यहं न युद्धंच राज्यंतत्क्लेशकारकं ।**
**नकांक्षे भोग संपातिं प्रजा पीडनजाँस्तथा ॥४१॥**

ભાવાર્થ—

જવાબ આપતાં પીપારાજાએ કહ્યું કે–હું મારા મનમાં વિચારોના કોઇ ઘાટ ઘડતો નથી. અને ઘડયા પણ નથી. હું નિશ્ચિતપણે જાહેર કરૂં છું કે–તમે મારા મુરબ્બી સરદારોની સાથે હું યુદ્ધ કરવા ઇચ્છતો નથી. અને ક્લેશકારક રાજ્યને પણ ચ્હાતો નથી. હું ભોગ ભોગવવાની સંપત્તિઓને ઇચ્છતો નથી. અને મારા એ સ્વાર્થી સુખોને માટે પ્રજાને પીડવા પણ ઇચ્છતો નથી.

श्लोकः

विष्णोस्तत्परमंस्थानं यत्र गच्छंति सूरयः ।
तत्र गंतुमनाऽहंच त्यक्तवा सर्वे गृहादिकं ॥४२॥

ભાવાર્થ—

હું મારૂં ઘરબાર સર્વે ત્યાગ કરવા ઈચ્છું છું. હું ત્યાગી બનીને ધર્મની સેવા કરવા ઈચ્છું છું. અને આખરે ભગવતનું પરમપદ કે જ્યાં સત્પુરૂષો જે જગોએ જાય છે ત્યાં જવા ઈચ્છું છું.

श्लोकः

नृपतेर्वचनं श्रुत्वा वृद्धोवाच पुनस्तथा ।
मुखेनवावदस्यन्यत् मनस्यन्यच्च द्रष्यते ॥४३॥

ભાવાર્થ—

રાજાનું વચન સાંભળી ખીચી કુલનો ઘરડો સરદાર ફરીથી બોલ્યો કે–હે પીપા ! તું તદ્દન જુઠ્ઠો છે ! મોંઢે કંઈ બોલે છે ! અને મનમાં કંઇ રાખે છે ! અને વર્તન કંઇ જુદુ જ બતાવે છે !

श्लोकः

एवं चेत्तर्हि किंपत्न्यः स्वीकृताऽर्कमिता तथा ।
कथं राज्यासनंचात्र भुनक्षिसंपदायुतं ॥४४॥

ભાવાર્થ—

જો ઉપરોક્ત તારી વાત સાચી હોય ! તને સાચો વૈરાગ્ય થએલો હોય ! અને રાજપાટ ત્યજી દેવાની તારી વૃત્તિ હોય ! તો પછી તેં બાર જેટલી સંખ્યામાં રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં છે તે કેમ ઘટે વારૂ ? વળી ત્યાગની તો વાતો કરે છે ! અને ભારે સંપત્તિવાળું રાજ્ય ભોગવી રહ્યો છે ! તે સો લોકો જાણે છે ! છતાં તને ત્યાગની વાતો કરતાં કેમ શરમ નથી આવતી ?

श्लोकः

स्पष्टमनृतभाषीत्व मतस्ते वध ईष्यते ।
खड्गेनानेन तीक्ष्णेन ततः श्रेय मवाप्सऽसि ॥४५॥

ભાવાર્થ—

હું સ્પષ્ટ કહું તો તું ચોકખો જુઠ્ઠાબોલો છે! અને લોકોને છેતરવા માટે દંભ કરે છે! દંભી માણસને રાજ્યાસન પર જીવતો રાખવો ઘટે નહિ! તેથી આ મારી તીક્ષ્ણ ધારવાળી તલવારથી તારો વધ કરીશ! અને તેમ કરવાથી જ તારૂં સાચું શ્રેય થશે.

श्लोकः

तत्रैवे खीचयः सर्वे खड्ग भल्लातकै र्युताः ।
प्रहार कर्तु मुद्युक्ता निष्ठुरा दुष्ट भाषिणः ॥४६॥

ભાવાર્થ—

એમ કહીને એ નાદાન સરદારે તલવારનો ઘા કરવા માંડ્યો કે તરતજ બીજા ખીચી જુવાનો પણ ઉઘાડી તલવારો લેઇ ખડા હતા, તેઓ પણ ઘા કરવા લાગ્યા. એ પ્રમાણે પીપા ઉપર શસ્ત્રોના હજારો ઘા થવા માંડ્યા. તેની સાથે મર્મભેદક વાક્યોથી પીપાનું માનસ ઘાયલ કરવા બાકી રાખતા નહોતા.

श्लोकः

तत्रकोलाहलो जातो जनानांच भयावहः ।
धिक्कुर्वन्तोनुपश्यंत स्तेच शोकातुराऽभवन् ॥४७॥

ભાવાર્થ—

ઉપર પ્રમાણે રાજા પીપાની સ્થિતિ જોઇને પ્રેક્ષકો ભારે કોલાહલ કરવા માંડ્યા. પ્રજા વર્ગના લોકોમાં ભય પેદા થયો. અને ધિઃક્કાર ધિઃક્કાર એવા જોરથી શબ્દો થવા લાગ્યા. અને પ્રેક્ષકોનાં મન ભારે શોકાતુર થયાં.

श्लोकः

तत्रवै शस्त्रसंपाते कटाटश्च भयंकरः ।
वैद्युतः सुमहानासीत् हस्तस्तंभनकारकः ॥४८॥

ભાવાર્થ—

જે વખતે હજારો શસ્ત્રોના ઘા રાજા પીપા ઉપર થઇ રહ્યા હતા! તે પ્રસંગે આકાશમાં જાણે પવનની ગાંઠ વીજળીના ઘર્ષણથી તૂટી હોય! અને

કડાકા થાય! તેવા ભયંકર અવાજ થવા માંડયા. અને કડક વીજળીના ઝબકારાથી એ પ્રહાર કરનારા દુષ્ટોના હાથ સ્તંભિત થઇ ગયા અને જુઠ્ઠા પડયા.

श्लोकः

**एकंचापिक्षतंनाभूत् प्रहर्तृभ्य स्तथैवच ।**
**तदा खिन्नमनाभूत्वा साश्चर्या मूढमानसाः ॥४९॥**

ભાવાર્થ—

આમ થવાથી પીપારાજાને એક પણ ઘા થયો નહિં. અને પ્રહાર કરનારાઓના હાથમાંથી શસ્ત્રો સરી પડયાં. તેથી તે દુષ્ટોનાં મન ખિન્ન થયાં. અને આશ્ચર્ય પામતાંની સાથે મૂઢ બની ગયા.

श्लोकः

**पीपापि स्वगृहंगत्वा राज्यत्यागे मनोदधे ।**
**गुरोः शरण मन्विच्छन् निर्भयं क्लेशहारकं ॥५०॥**

ભાવાર્થ—

આખરે પીપાનો જયજયકાર થયો. અને સૌ કોઇ પ્રેક્ષકો પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. પીપા પણ પોતાના રાજમંદિરમાં ગયો. એકાન્તમાં બેઠો! અને રાજનો ત્યાગ કરવા માટે વિચારવા લાગ્યો. તથા કાશીમાં બિરાજતા રામાનંદ ગુરૂ, જેઓની કીર્તિ ઘણા વખતથી સાંભળતો હતો તેમનું શરણ લેવા વિચાર રાખ્યો. જે શરણ લેવાથી કલેશ દૂર થાય, અને ભય મટે તેમ હતું.

**इतिश्री वटाली वास्तव्येन गणपतिशंकरशास्त्री विरचिते**
**अभिनव पीपाचरिते पंचदशोल्हासः ।**



# अथशोडषोल्हासः ।

( उपजाति-वृत्तम् )

श्लोकः

नृपो निकेतमागत्य सायं सायान्हिकं कृतं ।
परावरपरेशानं दध्यौ त कारणंपरं ॥१॥

ભાવાર્થ—

ત્યાં પછી રાજા પીપાજીએ રાજમંદિરમાં આવીને સાયંકાળે સંધ્યા-વંદન આદિ વિધી કર્યો. અને સર્વેશ્વર એવા પરમાત્માનું ધ્યાનપૂર્વક સ્તવન કર્યું.

श्लोकः

ततः स स्वस्थचित्तेन सत्तर्कान्तिर्कयन्मुदा ।
अद्यावधि मया किंचिन्नकृतं लोकसंग्रहं ॥२॥

ભાવાર્થ—

ત્યાં પછી રાજા સ્વસ્થ ચિત્તે બેઠો ! અને આનંદમાં આવી ઉત્તમોત્તમ વિચાર કરવા લાગ્યો. અરે ! મેં હજુ સુધી લોકોપકારનું કંઈપણ કાર્ય કર્યું નથી !

श्लोकः

किंतया विद्यया वाऽपि बुध्ध्या वा शुद्धया तया ।
व्रतेनतपसा किंवा ह्यथवा राज्य संपदा ॥३॥

ભાવાર્થ—

એ ભારે વિદ્યાભ્યાસથી શું ? અને શુદ્ધ બુદ્ધિ હોય તો પણ શું ? વ્રત અને તપ કરવાથી પણ શું ? અને રાજ્યસંપત્તિથી પણ શું ?

श्लोकः

नचेत् कृताराष्ट्रसेवा हिन्दु धर्मस्य वै पुनः ।
अधुना पिड्यते लोको यावनैः कर्मचारिभिः ॥४॥

ભાવાર્થ—

હાલમાં હિન્દુઓ (આર્યો) યવનજાતિના કર્મચારીઓથી પીડાય છે ! અને દુઃખી થાય છે !

श्लोकः

तर्जिता हिन्दवः प्रायो यवनाऽशु भवंति ते ।
पिडयन्ते साधुसंघावै धर्मरक्षणहेतवे ॥५॥

ભાવાર્થ—

એ દુઃખોથી કંટાળીને યવન બનતા જાય છે! તેમજ હિન્દુત્વનો પ્રચાર કરનાર સાધુસંઘના સાધુઓ ધર્મરક્ષણના ઉપદેશો કરે છે! તેઓ સખત પીડાય છે!

श्लोकः

भ्रश्यन्ते तीर्थस्थानानि देवतायतनानिच ।
भिद्यन्ते मूर्तयस्तासां हस्तोटैर्लोहनिर्मितैः ॥६॥

ભાવાર્થ—

દિનપ્રતિદિન તીર્થનાં પવિત્રસ્થાનો ભ્રષ્ટ થતાં સંભળાય છે! અને દેવ-મંદિરો, અને તેમાં સ્થપાયેલી મૂર્તિઓ લોખંડના હથોડાઓથી તોડી નાખવામાં આવે છે!

श्लोकः

रुध्यन्ते धर्मकर्माणि यज्ञयागादि वै पुनः ।
अत्याचारं प्रकुर्वंति गेहेगेहेजनेजने ॥७॥

ભાવાર્થ—

ધર્મ અને પવિત્ર કર્મનાં કાર્યો છૂટથી કરવા દેવાતાં નથી! યજ્ઞ-યાગ બંધ પડી ગયા છે! પ્રત્યેક ઘેર અને દરેક માણુસ અત્યાચારનો ભોગ થતો સંભળાય છે.

श्लोकः

सहस्रशो प्रतिदिनं छिद्यन्ते धेनवस्तथा ।
आसामाक्रंदनं श्रुत्वा निष्ठुरापि रुदन्तिच ॥८॥

ભાવાર્થ—

દરરોજ હજારો ગાયો કપાતી રહે છે! જેની ચીસો સાંભળી પત્થર જેવા હૃદયવાળા માણુસને પણ લાગણી પેદા થાય તેમ છે.

श्लोकः

बृहद्वैदिक साहित्यं लोककल्याणकारकं ।
भस्मसाद्भवति नित्यं नैतद् केनाऽपि वार्यते ॥९॥

ભાવાર્થ—

પારાવાર સમાન વેદોનું સાહિત્ય કે જે લોકોનું કલ્યાણ કરનાર ગણાય છે! તેની હોળી કરી નાખવામાં આવે છે! તેને તેમ કરતાં કોઇ અટકાવતું નથી.

श्लोकः

यावनिंच पुरस्कृत्य सांस्कृतिं प्रतिरुध्यच ।
भाषां प्रचारणार्थाय उद्योगश्च प्रचाल्यते ॥१०॥

ભાવાર્થ—

સંસ્કારી (સંસ્કૃત) ભાષાનો પ્રચાર અટકાવીને યવન ભાષાનો પ્રચાર જોરથી કરવામાં આવે છે! અને તે માટે કઇંક યવનો તેના ઉદ્યોગમાં મચેલા છે.

श्लोकः

आर्य कल्पतरो मूलं नाशाय समुपस्थिताः ।
तेषां सं रोधनार्थाय रामानंदो महामुनिः ॥११॥

ભાવાર્થ—

ખરે! હિન્દુ કલ્પતરૂનું મૂળ ઉખેડી નાખવા માટે રાતદિવસ પ્રયત્ન ચાલે છે! તેને અટકાવવા માટે મહામુનિ શ્રી રામાનંદજી મહારાજ પ્રયત્ન ચલાવે છે.

श्लोकः

काश्यां निवसते तत्र साधुसंघसमावृतः ।
तेषां संदर्शनार्थाय धर्म रक्षणहेतवे ॥१२॥

ભાવાર્થ—

શ્રી રામાનંદજી મહારાજ કાશીમાં બિરાજે છે! તેમણે ભારતીય સાધુ સંઘ સ્થાપ્યો છે! તેમનાં પવિત્ર દર્શન કરવા માટે, અને ધર્મરક્ષાનું સૂત્ર હાથમાં લેવાને માટે, હું કયારે ભાગ્યશાલી થઇશ ?

श्लोकः

अद्यैव शीघ्रं गच्छामि स्वल्पयासेनयावृतः ।
कथमिष्ये धनं राज्यं राष्ट्र पीडा मुपस्थिते ॥१३॥

ભાવાર્થ—

ખરેખર! મારે આજેજ જવું જોઈએ! અને થોડુંક સૈન્ય પણ સાથે રાખવું જોઈએ! આખું રાષ્ટ્ર પીડાતું હોય તેવે પ્રસંગે રાજ્યની કે ધનની અપેક્ષા ત્યજી દેવી જોઇએ.

श्लोकः

**अस्मद्वै कुलजाः सर्वे क्षात्रधर्माच्च्युतास्तथा ।**
**न जानंतिस्वधर्मस्य रक्षां स्वच्छंद्चारिणः ॥१४॥**

ભાવાર્થ—

અમારા કુળના ક્ષત્રિયો કે જેઓ છત્રીસ પ્રકારથી ભિન્નભિન્ન છે! તેઓ સઘળા ક્ષાત્રધર્મનું કે હિન્દુધર્મનું મહત્વ સમજતા નથી! અને કર્તવ્યભ્રષ્ટ થએલા છે! વળી સ્વચ્છંદી બની ગએલા છે! અને ધર્મરક્ષા કરવામાં નિર્માલ્ય બન્યા છે.

श्लोकः

**मद्यपा लोलुपाःक्रूराः ह्यसन्मार्गानुसेविनः ।**
**तेषां वैह्युचितो त्यागो राज्यस्यापि तथैवच्च ॥१५॥**

ભાવાર્થ—

વધારે શું કહેવું? તેઓ મદ્યપાન કરે છે! લંપટ બન્યા છે! ક્રૂર છે! અને દુષ્ટ માર્ગને સેવનારા છે. તેઓનો મ્હારે ત્યાગ કરવો ઘટે! ને રાજ્યને પણ ત્યજવું જોઇએ.

श्लोकः

**तदोवाच महाराज्ञी नरेशं सत्यवादिनं ।**
**राष्ट्रदुःखेन संतप्तं धर्मरक्षणमानसं ॥१६॥**

ભાવાર્થ

ત્યારે પીપારાજાની રાણી મહારાજા પીપાને કહેવા લાગી કે-આપ રાષ્ટ્રના દુઃખથી સંતપ્ત થએલા છો! અને ધર્મનું રક્ષણ કરવામાં આપનું ચિત્ત છે! ખરે! એ ધન્યવાદને પાત્ર છે.

श्लोकः

**स्वामिन्नाथ! कृतार्थोऽस्ति लोक संग्रहहेतुना ।**
**कथंनु त्यज्यते राज्यं सर्व मंगलकारकं ॥१७॥**

ભાવાર્થ—

ઉપરોક્ત વિચારો રાજા પીપાએ તેની પટરાણી સમક્ષ કહી બતાવ્યા. ત્યારે પટરાણી કહે છે કે-હે સ્વામિનાથ! આપે લોકોપકારનાં કાર્ય ઘણાં કર્યા છે! અને સદ્બુદ્ધિથી હજુ પણ કરતા જ રહ્યા છો! તેથી કૃતાર્થ છો! માટે મંગલકારક એવું રાજ્ય અને અમો સૌને શા માટે ત્યજવાં જોઇએ!

श्लोकः

अस्माभिः किंकृतो दोषो येनत्वं परित्यक्षते ।
राज्ये स्थित्वातु धर्मस्य रक्षणं निश्चलं भवेत् ॥१८॥

ભાવાર્થ—

કેમ વારૂ ! અમોએ એવો શું ગુન્હો કર્યો છે કે-અમોને અને રાજ્યને ત્યજવા તૈયાર થયા છો ? રાજ્યમાં રહીને ધર્મની રક્ષા ઉત્તમ પ્રકારે થઈ શકે તેમ છે.

श्लोकः

आचार्यदर्शनं कृत्वा प्रत्यागच्छेदिहैवच ।
तेषा माज्ञां पुरस्कृत्य कुरु राज्यं सुखेनवै ॥१९॥

ભાવાર્થ—

તમારે આચાર્યનું દર્શન કરવાની ઇચ્છા હોય તો દર્શન કરવા કાશી પધારો ! અને તુર્તજ ત્યાંથી પાછા રાજ્યમાં પધારો. તેઓની આજ્ઞાને અનુસરી રાજ્ય ચલાવો ! અને સુખેથી રહો !

श्लोकः

अन्येद्युः प्रातरुत्थाय कृत्वातु प्रातराह्निकं ।
स्वल्पया सेनया सार्धं काशीं गन्तुं मनोदधे ॥२०॥

ભાવાર્થ—

બીજે દિવસે પ્રાતઃકાલમાં રાજા ઉઠીને, પ્રાતઃકાલની સંધ્યોપાસના કરીને, સાથે રાખવા થોડીક સેનાની તૈયારી કરી. તથા કાશી જવા માટે નક્કી કર્યું.

श्लोकः

नृपोचितानिवस्त्राणि भूषणानि तथैवच ।
धृत्वाच भूषितो भूत्वा भ्राजमानोयथारविः ॥२१॥

ભાવાર્થ—

વળી રાજાને છાજતાં ઉમદા વસ્ત્રો પહેર્યા ! આભૂષણોને ધારણ કર્યા ! અને આભૂષણોથી સુંદર લાગતો એ રાજા કાશી જવાને માટે તૈયાર થયો.

श्लोकः

मनोजवाख्यमश्वंच समारूह्यसशस्त्रकः ।
रामानंद मुनिं प्रापन् मठेवै सद्भि मानिते ॥२२॥

ભાવાર્થ—

રાજા "મનોજવ" નામે ઘોડા ઉપર બેઠો ! સુંદર શસ્ત્રો ધારણ કર્યાં હતાં અને કાશી તરફ પ્રયાણ કર્યું. મહામુનિ શ્રી રામાનંદજીનાં દર્શન માટે ! સત્પુરૂષોને માન્ય એવા મઠને જોયો.

श्लोकः

अश्वादुत्तीर्य सनृपः प्राविशन्मठमंदिरं ।
तदा संरोधयामासुः साधवो मुनिप्रेरिताः ॥२३॥

ભાવાર્થ—

પીપારાજા ઘોડા ઉપરથી ઉતર્યો ! અને મઠની અંદર પ્રવેશ કરતાં સાધુઓએ તેને રોક્યો.

श्लोकः

पप्रच्छुर्नृपतिं तेवै कोसित्वं कुत आगतः ।
कोहेतुर्विद्यतेचात्र ब्रूहीत्वं स्फूटवद्यथा ॥२४॥

ભાવાર્થ—

રાજાને પૂછવામાં આવ્યું કે–તું કોણ છે ? અને કયાંથી આવે છે ? અહીં આવવાનું શું કારણ છે ? તે સ્પષ્ટ રીતે કહે ?

श्लोकः

तदोवाच नृपः श्रेष्ठः सन्मान्यं मुनिपुंगवं ।
मृद्व्यामधुरयावाचा शरणागतवत्सलं ॥२५॥

ભાવાર્થ—

ત્યારે સત્પુરૂષોએ માન્ય કરેલા, અને શરણે આવેલા માણસોનું રક્ષણ કરનારા, મહામુનિશ્રી રામાનંદજીને રાજા પીપા મૃદુ અને મધુર વાણી વડે બોલ્યો.

श्लोकः

अहं नृपो मालवीयो गंगारुणपुराधिपः ।
खीचीनां कुलजातोस्मि मुनिदर्शनमागतः ॥२६॥

ભાવાર્થ—

રાજાએ જવાબ આપતાં જણાવ્યું કે–હું માલવદેશનો રાજા છું ! ગાગ-રૂનગઢ મારી રાજધાનીનું શહેર છે ! ખીચી નામે ક્ષત્રિયોના કુળમાં હું જન્મ્યો છું ! મારૂં નામ પીપા છે ! અને મહામુનિશ્રી રામાનંદજી મહારાજનાં દર્શન કરવા આવ્યો છું.

श्लोकः

**शिष्यत्वप्रापणार्थाय श्रीमत्पादांबुजांतिक ।**

**सर्वसंगं परित्यक्त्वा आगतोस्मिदयानिधे ॥२७॥**

ભાવાર્થ—

મારે તેઓ પાસેથી સંન્યાસની દીક્ષા લેવી છે ! તેમનો હું શિષ્ય થઈને રહેવા ઈચ્છું છું ! સર્વ સંસારવ્યવહારનો ત્યાગ કરીને આવ્યો છું ! સંસારની મને લેશ પણ ઈચ્છા નથી !

श्लोकः

**उवाच प्रेरितो शिष्यो रामानंदमहात्मना ।**

**गच्छराजन्नितः स्थानात् राज्ञांनास्ति प्रयोजनम् ॥२८॥**

ભાવાર્થ—

શ્રીરામાનંદજી મહારાજે પ્રેરણા કરેલો શિષ્ય બોલ્યો કે-હે રાજા ! તું અમારા ત્યાગીઓના આ મઠમાંથી નીકળી જા ! અહીં રાજાઓનું કંઈ પ્રયોજન નથી !

श्लोकः

**रजोगुणेन संयुक्ताः न भवंत्यधिकारिणः ।**

**एतादृशी वेशभूषा त्यागेनार्हति देहिनाम् ॥२९॥**

ભાવાર્થ—

કારણકે રાજાઓ રજોગુણથી ભરેલા હોય છે ! રજોગુણી લોકો ત્યાગના અધિકારી ગણાતા નથી ! ત્હારો રાજા તરીકેનો પહેરવેશ, અને હીરા-મોતીના પહેરેલા એ અલંકારોને જોઈ અમને આશ્ચર્ય થાય છે ! શું એવા માણસો સંન્યાસને માટે અધિકારી ગણાતા હશે ?

श्लोकः

**अहंराजेत्यहंकारो त्यागेनार्हति त्यागिनां ।**

**अतस्त्वं स्वगृहंगच्छ मठान्निर्गच्छ भूमिप ॥३०॥**

ભાવાર્થ—

"હું રાજા છું" એવી જાતનો અહંકાર ધરાવનાર ત્યાગને માટે કદી લાયક ગણાતો નથી ! એવા ત્યાગને બહાને દુનિયા છેતરાય છે ! અને એવા ત્યાગીથી સમાજસેવા થઇ શકતી નથી ! માટે હે રાજા ! તું આ મઠમાંથી નીકળી અને તારા રાજ્યમાં જા !

श्लोकः

**राजोवाच तदाप्रेम्णा रामानंद मुनिंप्रति ।**
**सर्वंत्यक्त्वा समायातः पूज्यानां शरणागतः ॥३१॥**

ભાવાર્થ—

રાજા એવાં વચનો સાંભળીને હસતે મોંઢે મહામુનિ શ્રીરામાનંદજી પ્રત્યે બોલ્યો કે-હે મહાત્મન્! હું તો આપને શરણે આવેલો છું! અને રાજ્ય વિગેરે સર્વસ્વનો મેં ત્યાગ કર્યો છે.

श्लोकः

**शरणंत्यक्त्वा कगच्छामि वदनोवदतांवर ।**
**कल्पवृक्ष समं श्रेष्ठं सर्वकल्याणकारकं ॥३२॥**

ભાવાર્થ—

હું આપનું શરણુ છોડીને કયાં જાઉં? હે વક્તાઓમાં શ્રેષ્ઠ! આપ કહો તેમ કરૂં! સર્વપ્રકારનાં કલ્યાણને કરનાર આપ કલ્પવૃક્ષ સમાન છો. તે મારાથી શી રીતે ત્યાગ થઇ શકે?

श्लोकः

**त्यक्तं न परिगृण्हामि स्वगृहंकलेशकारकं ।**
**नान्यं वैद्रष्यतेस्थानं विनात्वत्पादपंकजम् ॥३३॥**

ભાવાર્થ—

હે મહાત્મન્! દ્વેષથી ભરેલું, અને ત્યાગ કરેલું મારૂં ઘર, તેનો ફરીથી હું સ્વીકાર નહીં કરીશ! આપના ચરણકમળ સિવાય જવા માટે મને બીજું કોઈ સ્થળ દેખાતું નથી!

श्लोकः

**तदावै क्रोधवचसा प्रोवाच मुनिसत्तमः ।**
**नास्तिचेद्गमनस्थानं पतकूपे तमोपहे ॥३४॥**

ભાવાર્થ—

ત્યારે જાણે ક્રોધે ભરાએલા મુનિ હોયને! તેમ લાગ્યા. અને ક્રોધયુક્ત વચનો બોલવા લાગ્યા કે-તારે જવા માટે કોઇ સ્થળ ન હોય તો અંધકારને (અજ્ઞાનરૂપી અંધકારને) નાશ કરનાર એવા કુવામાં જઇને પડ!

श्लोकः

**तत्क्षणे तु नृपःपीपाचाच्छिनत् कर्णभूषणम् ।**
**तथैव कंठभूषांच मुक्ताभिर्ग्रथितांच यां ॥३५॥**

ભાવાર્થ—

એ વચન રાજાએ સાંભળતાંની સાથે કાનોમાં પહેરેલાં કર્ણભૂષણોને તોડી નાખ્યાં. તેમજ મોતીના કંઠાને તોડયો.

श्लोकः

**परिहितानां वस्त्राणां बंधानत्रोटयत् पुनः ।**
**विशीर्णानिचसर्वाणि प्राक्षिपद्धाटिकापथि ॥३६॥**

ભાવાર્થ—

વળી પહેરેલાં સુંદર વસ્ત્રોના બંધ તોડી નાખ્યા. એમ વસ્ત્ર અને આભુષણોને તોડીને શેરીના રસ્તામાં ફેંકી દીધાં.

श्लोकः

**इत्थं सर्वं राजवेशं त्यक्त्वा छित्वा प्रधावत ।**
**ज्ञानवाप्यां प्रपाताय मनसा निश्चिकायसः ॥३७॥**

ભાવાર્થ—

એ પ્રમાણે રાજાનો વેશ ત્યજી દીધો. અને ખુલ્લા શરીરે કૂવામાં પડવા માટે દોડયો. રાજાએ "જ્ઞાનવાવ"માં પડવાનું નક્કી કર્યું હતું.

श्लोकः

**नृपतौ धावमानेच मुनिः शिष्यान् प्रचोदयत् ।**
**अन्वधावंतवै शिष्या नृपतिं परिवव्रिरे ॥३८॥**

ભાવાર્થ—

જ્યારે રાજાએ દોડવા માંડયું ત્યારે મુનિએ સૂચવેલા શિષ્યો તેની પાછળ દોડવા માંડયા. અને રાજાને પકડીને ચોહો તરફ ઘેર્યો.

श्लोकः

**ततस्तस्मात् परावृत्य जग्मुस्ते गुरुसंनिधौ ।**
**आगताय नृपेन्द्राय सत्याय त्यागमूर्त्तये ॥३९॥**

ભાવાર્થ—

રાજા અને એ સઘળા શિષ્યો ત્યાંથી નીકળ્યા. અને મઠની અંદર બેઠેલા મહામુનિની પાસે આવ્યા. રામાનંદ મહામુનિએ આવતા એ રાજાને જોઇ વિચાર કર્યો કે–રાજા સત્યવાદી છે! અને સાચી ત્યાગની મૂર્તિ છે!

श्लोकः

प्रसन्नचेतसातंच बभाषे योगवित्तमः।
धन्योसि कृतकृत्योसि दीक्षा योग्योसिपावनः ॥४०॥

ભાવાર્થ—

પછી ભારે પ્રસન્ન ચિત્તથી યોગને જાણનારા એ મહામુનિએ કહ્યું કે–હે રાજા! ત્હને ધન્ય છે! તું કૃતકૃત્ય છે! અને રાષ્ટ્રસેવાને અંગે ત્યાગી થવા માટે તું યોગ્ય છે. ખરે! તું પાવન છે.

श्लोकः

दीक्षामहं प्रदास्यामि वर्षाभ्यंतरएवच।
अधुनातु त्वयाकार्यं राज्यं सर्वसुखावहं ॥४१॥

ભાવાર્થ—

હું ત્હને હવે દીક્ષા આપી શકીશ. પણ એક વર્ષ વિત્યા પછી આપવાનો મારો વિચાર છે. તે દરમ્યાન તારે તારા રાજ્યમાં જઇને મહત્વનું કામ કરવાનું છે. તે તું જરૂર કરજે.

श्लोकः

राज्येस्थित्वातु दानानि कुरुष्व नृप भूरिशः।
पिड्यन्ते साधवोत्यन्तं धर्मनिष्ठा स्तथापरे ॥४२॥

ભાવાર્થ—

હાલમાં હિન્દુત્વ પ્રચારક સાધુસંઘના સાધુઓ પરધર્મીઓથી અતિ પીડા પામે છે! અને ધર્મનિષ્ઠો દુઃખી થાય છે! તું છૂપી રીતે હિન્દમાં ફરતા એ સાધુઓની છૂપી બાતમી લેઇને, તેમને જે જે વસ્તુઓની જરૂર હોય તે સઘળાંની મદદો કરજે.

श्लोकः

तेषां संरक्षणंधेहि वित्तवस्त्रधनादिभिः।
किंचिन्नरक्षणीयंत न्नधान्यादिकंचयत् ॥४३॥

ભાવાર્થ—

એ સાધુ સંઘનું તું રક્ષણ કર! તેમને જરૂર પડે તેટલાં વસ્ત્રોનું દાન કર! અને જોઇતી ધનની મદદો તું આપ. તારે તારા રાજ્યની અંદર, ઘરની અંદર સંગ્રહ રાખીશ નહીં.

श्लोकः

सर्वस्वेन व्ययेनाथ साधुसंघान् सुरक्षत ।
संघरक्षाकृतेनाथ राष्ट्ररक्षां भविष्यति ॥४४॥

ભાવાર્થ—

તું સર્વસ્વનો સાધુ સંઘને માટે ત્યાગ કરીશ! અને પ્રચારકોને સબળ કરીશ! તો રાષ્ટ્રની રક્ષા થઈ શકશે.

श्लोकः

सुरक्षितेवै राष्ट्रेच धर्मस्थैर्यंच लप्स्यसि ।
अतोगच्छ स्वराष्ट्रेच पालयाज्ञांच मत्कृतां ॥४५॥

ભાવાર્થ—

રાષ્ટ્રનું રક્ષણ થશે તો ધર્મ સ્થિર થશે! માટે તું સ્વસ્થ ચિત્તથી તારા રાજ્યમાં જા. અને મારી આજ્ઞા મુજબ વર્તન રાખ.

पीपा उवाच

श्लोकः

तदोवाच नृपः श्रेष्ठो रामानंदमुनिंप्रति ।
कृपालुभि र्भवत्पादै रागन्तव्यंचमत्गृहं ॥४६॥

ભાવાર્થ—

ત્યારે રામાનંદમુનિ પ્રત્યે એ શ્રેષ્ઠ રાજા બોલ્યો કે–હે કૃપાલુ ભગવન્! આપની આજ્ઞાનું હું પાલન કરીશ. તેમાં આપ શંકા રાખશો નહીં. અને મારે ત્યાં આપ જરૂર પધારજો.

श्लोकः

तदाहं कृतकृत्यस्य पारमेष्यामि सद्गुरो ।
राष्ट्रंच पावनंभूत्वा लोककल्याण मेष्यतिं ॥४७॥

ભાવાર્થ—

આપ જ્યારે મારા રાજ્યમાં પધારશો, ત્યારે હું કૃતકૃત્ય બનીશ. મારું રાજ્ય પાવન થશે. અને પ્રજાઓનું કલ્યાણ થશે.

શ્લોકઃ

सतांदर्शन मात्रेण ह्युपदेशेन चैवयत् ।
श्रद्धावैदिकधर्मेवै निश्चलास्थास्यतिजने ॥४८॥

ભાવાર્થ—

મારી પ્રજાને આપ સત્પુરૂષનાં દર્શન થશે! વળી તે પ્રસંગે હરેક દેશના પ્રતિનિધિઓને બોલાવીશ! તેમને આપનો ઉપદેશ મળશે! આપના ઉપદેશના પ્રભાવથી વૈદિક ધર્મ ઉપર શ્રદ્ધા પેદા થશે! અને ધર્મ ઉપર ભાવના નિશ્ચલ થશે!

શ્લોકઃ

रामानंदमुनिः प्राह नृपं भागवतोत्तमं ।
त्वद्भक्तया चागमिष्यामि त्वद्गृहेलोकविश्रुते ॥४९॥

ભાવાર્થ—

આ પ્રમાણે રાજાની પ્રાર્થના સાંભળીને મહામુનિ શ્રીરામાનંદજી બોલ્યા કે-જગવિખ્યાત્ એવા તારા રાજ્યમાં હું જરૂર આવીશ!

શ્લોકઃ

इतिश्रुत्वा मुने वांक्यं दंडवत्तं प्रणम्यच ।
गुरुणोत्थापितो राजा शुभाशीर्प्रतिगृह्यच ॥५०॥

ભાવાર્થ—

એ પ્રમાણે મુનિનું વચન સાંભળીને રાજાએ દંડવત્ પ્રણામ કર્યો. ત્યારે તેના ગુરૂએ તે રાજાને ઉઠાડ્યો. અને શુભાશિષોથી વધાવ્યો.

શ્લોકઃ

जगामराजधानींस्वां सेनयाच परिवृतः ।
आगतंच नृपं द्रष्ट्वा पौरा हर्षान्विताभवन् ॥५१॥

ભાવાર્થ—

પછી રાજા તેની સેના સાથે માલવપ્રદેશ તરફ પ્રયાણ કરવા લાગ્યો.

અને રાજધાની તરફ આવી પહોંચ્યો. પહોંચતાં થોડા સમય પહેલાં નાગરિકોને ખબર આપી. રાજા આવતો જાણીને નગરવાસીઓ ભારે હર્ષમાં આવ્યા.

श्लोकः

ह्यवाकिरन् प्रसूनेश्च हर्षनिर्भरमानसैः ।
प्राविविश न्नपः पीपा स्वगृहंच सुमंगलं ॥५२॥

ભાવાર્થ—

પોતાના રાજાને દેવસમાન જાણીને નગરવાસીઓ પુષ્પોથી વધાવવા લાગ્યા. અને હર્ષમાં આવીને પ્રેમભર્યા અંતઃકરણથી રાજાની સ્તુતિ કરવા લાગ્યા. રાજા પીપાજીએ ત્યાં પછી મંગલકારક એવા પોતાના રાજમંદિરમાં પ્રવેશ કર્યો.

श्लोकः

तदानीराजनाँश्चक्रुः राज्ञः सर्वाच प्रेमतः ।
गुरोर्वचनमालंब्य पींपासर्वं समाचरत् ॥५३॥

ભાવાર્થ—

અને અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી સર્વે રાણીઓ એકત્ર થઇને નિરાજના (આરતિ) કરી. તેમજ રાજાએ પણ ગુરૂની આજ્ઞા ધ્યાનમાં રાખી અને સાધુ સંઘના રક્ષણ માટે યોજના કરવા લાગ્યો.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्री विरचिते
अभिनव पीपाचरिते शोडषोल्हासः ।



# अथ सप्तदशोल्हासः ॥

उपजाति वृत्तम्

श्लोकः

ततः परंतेन नृपेणघोषितं
राष्ट्रेसमस्ते खलुहिन्दुरक्षणं ।
विधर्मीपीडां परिहर्तुकामो
जुहावदूरस्थितसाधुसंधान् ॥१॥

ભાવાર્થ--

ત્યાં પછી મહારાજા પીપાજીએ તેમના સમસ્ત રાજ્યની અંદર હિન્દુ રક્ષણની યોજના જાહેર કરી. અને પરધર્મીઓથી થતી પીડાને દૂર કરવા માટે દૂર દૂર પ્રદેશોમાં કામ કરતા સાધુઓના સંઘને બોલાવવાને માટે પ્રયત્ન આરંભ્યો.

श्लोकः

सल्लेखलेखैर्लिखितैश्चपत्रकै
र्गुप्तैश्चवार्ताहरदूतकैश्च ।
ज्ञात्वातुराज्ञः सुविचारयुक्तं
वृत्तंततोजग्मु नृपेन्द्रगेहे ॥२॥

ભાવાર્થ—

આકર્ષક લેખથી લખેલાં પત્રકોદ્વારા, અને છૂપા બાતમીદાર નોકરોની મારફતે સાધુઓને બોલાવવા યત્ન કર્યો. એ સંઘના સાધુઓએ પત્રો વાંચીને, તેમજ દૂતોની મારફતે વૃત્તાંતો સાંભળીને પીપારાજાની રાજધાનીમાં આવવા લાગ્યા.

श्लोकः

प्रत्येक खेटेषुच खर्वटेषु
पुरेषुवैदेशिक पत्तनेषु ।
मृदंगतालध्वनिभिरबोधय-
द्धर्षान्वितं श्रीहरिनामधेयं ॥३॥

ભાવાર્થ—

એ સાધુઓ હિન્દુધર્મનો પ્રચાર સર્વત્ર કરતા હતા. જ્યાં જ્યાં હિન્દુઓની વસ્તી હોય તેવા નાના ગામોમાં, તદ્દન નાના ગામડાઓમાં, તેમજ મોટા શહેરોમાં, અને પરધર્મીઓની જ્યાં વસ્તી હોય તેવે સઘળે સ્થળે જઇને પ્રચાર કરનારા એ સાધુઓ હતા. પ્રચારને અંગે શરૂઆતમાં એ સાધુઓ મૃદંગ, અને તાલ વગાડતા. તથા હરીનામનો ઘોષ કરીને વ્યાખ્યાનો આપતા.

श्लोकः

संभाषणं निर्भय मानसेन
संघस्थसाधुःप्रकरोति नित्यं ।
राज्ञां कथावै बलशालिनांच
बलस्य संवर्धनमातनोति ॥४॥

ભાવાર્થ—

એ સાધુઓનાં ભાષણો દરેક જગોએ નિડરપણાથી થતાં. તેમના ભાષણોમાં રામાયણ-મહાભારત અને કઇક બળવાન રાજાઓની આખ્યાયિકાઓ કહીને સમાજમાં બળ વધે તેવું કરતા. એ સાધુઓને પીપારાજાએ બોલાવ્યા.

श्लोकः

प्रत्येक ग्रामे हनुमत्प्रतिष्ठां
व्यायाम शालां सहतेन चाकरोत् ।
शस्त्रै स्तथैवास्त्र प्रयोगकैश्च
क्रीडांगणं शत्रुभयावहंच ॥५॥

ભાવાર્થ—

એ સાધુઓ દરેક નાના મોટા ગામડાઓમાં, અને શહેરોમાં ઠેકઠેકાણે હનુમાનની સ્થાપના કરતા. તથા તેની બાજુમાં વ્યાયામશાળા ખુલ્લી મૂકતા. વ્યાયામશાળાને અંગે એક રમત-ગમતનું ક્રીડાંગણ બનાવતા. જેના પર ગામના લોકો શસ્ત્ર અને અસ્ત્રોથી યુદ્ધના પ્રયોગો શિખતા. એ પ્રયોગો જોઇને શત્રુઓના મનમાં ભારે ભય પેદા થતો.

श्लोकः

दग्धेषु ग्रामेषु तथैव गत्वा
निराश्रितान् दीनजनान्विलोक्य ।
धनंच धान्यं प्रददुश्चतेभ्यः
समाश्वसन् प्रेम भरेण नित्यं ॥६॥

ભાવાર્થ—

દુશ્મનોએ બાળેલા ગામોમાં એ સાધુઓ જતા. ત્યાં નિરાધાર, અને ગરીબોને જોઇને તેમને ધન અને ધાન્યની મદદ કરતા. અને પ્રેમભર્યા દિલાસા આપી તેમને ઉત્સાહી બનાવતા.

श्लोकः

तथैव दुश्चौर्यपराँश्चलुंठकान्
दुष्टान् परस्त्रीहरणेषुतत्परान् ।
एवं तथा वेश्मप्रदीपकाँश्च
निघ्नंतितान् वेणुजयाष्टिकाभिः ॥७॥

ભાવાર્થ—

તેમજ જે પાપીઓ ગામને લૂંટવા માટે આવતા, તેમજ છૂપી ચોરીઓ કરતા, અને સ્ત્રીઓ, તથા કન્યાઓનું હરણ કરતા, તથા ઘર સળગાવી દેતા, એવા દુષ્ટોને સાધુસંઘના સાધુઓ ઘટતી શિક્ષાઓ કરતા. અને તેમની એવી પાપી વૃત્તીઓને ભૂલાવતા.

श्लोकः

यदा यदा ग्रुप्तछलाय योजिताः
पाषाणखंडैर्लघुशस्त्र मादिभिः ।
युध्यंतितान् युद्धपरान्निहत्य
रक्षंति हिन्दुन् गुरुभिः प्रयत्नैः ॥८॥

ભાવાર્થ—

વળી જે લોકો છેતરપીંડી કરતા, પાખંડી વેશ ધારણ કરતા, અને છૂપાં હથીઆરો રાખી તોફાન કરતા, એવા એ તોફાની મવાલીઓ સાથે તેઓ પણ જોરથી લડતા. અને ભારે પ્રયત્ન પૂર્વક હિન્દુઓની રક્ષા કરતા.

श्लोकः

एतादृशाः साधुगुणाःसुसाधव
रामंत्रिता भूपतिनाच पीपा ।
तथैवते हर्ष भरेण जग्मुः
सहस्त्रशो मंत्रविदो नृपस्य ॥९॥

ભાવાર્થ—

એવા એ પરોપકારી ગુણોવાળા શ્રેષ્ઠ સાધુઓના સંઘને રાજા પીપાજીએ માનપૂર્વક બોલાવ્યો હતો. તેથી એ સાધુસંઘ ભારે હર્ષમાં આવીને હજારોની સંખ્યામાં ત્યાં આવવા લાગ્યો હતો.

श्लोकः

पीपा नृपो धर्मधुरंधरोऽयं
समागतान् साधुजनानपूपुजत् ।
धर्मस्यरक्षार्थविधीयतीभ्यो
लक्षाधिकं वित्तमथाददाद्वै ॥१०॥

ભાવાર્થ--

ધર્મધુરંધર એવો રાજા પીપા તેને ત્યાં આવતા એ હજારોની સંખ્યામાં સાધુઓનો ભારે ઠાઠથી સત્કાર કરતો. અને ધર્મરક્ષણના નિમિત્તે એ સાચા ત્યાગીઓને લાખો રૂપીઆનું દાન આપતો.

श्लोकः

तथैव कोटी प्रगुणं धनंच
नियोज्य राष्ट्रस्य हितायतेन ।
न रक्षितं तेन हिताय स्वस्य
धर्मस्य रक्षामकारोदुदारधीः ॥११॥

ભાવાર્થ—

તેમજ પ્રસંગાનુસાર સાધુઓની પરીસ્થિતિ, તથા હિન્દુ જનતાની જરૂરીયાતના પ્રમાણમાં કરોડો રૂપીઆનાં દાન આપતો. તેણે તેમ કરવાથી તેના જાતને માટે, તથા તેના કુટુંબને માટે નિર્વાહ પુરતું ધન રાખી રાજ્યની આવકમાંથી તે ભારે રકમો ઉદારતાથી આપ્યા કરતો.

श्लोकः

बहु प्रकारेण धन व्ययः कृतो
धर्मस्य हिन्दोः परिरक्षणाय ।
संतुष्टचेताः परमप्रसन्ना
जग्मु र्गुरुर्यत्र विराजमानः ॥१२॥

ભાવાર્થ—

એ પ્રમાણે મહારાજા પીપાજીએ હિન્દુ ધર્મની, હિન્દુઓનાં તીર્થ, અને પવિત્ર સ્થાનોની રક્ષાને માટે સાધુસંઘની મારફતે દ્રવ્યની લૂંટ ચલાવી હતી. આ વાત શ્રીરામાનંદજી મહારાજને કાને અક્ષરશઃ જવા પામી.

श्लोकः

पीपा नृपस्येदमुदारवृत्तं
निवेदितं त्यागपरंचजीवनं ।
श्रीरामनंदः परमः प्रसन्नः
श्रुत्वाजगाम नृपराजधानीं ॥१३॥

ભાવાર્થ—

શ્રીરામાનંદજી મહારાજે પીપારાજાની ભારે ઉદારતા, તથા સાચું ત્યાગી જીવન જાણી પ્રસન્ન થયા. અને પ્રથમની માગણી મુજબ પીપાજીની રાજધાનીમાં જવાને માટે વિચાર કર્યો.

श्लोकः

ग्रीष्मेति तापेच सहस्त्रशिष्यैः
संवेष्टितोऽभूत् खलुपादचारी ।
न विद्यतेचातप वारणंवा
न स्वीकृताः काष्टमयीच पादुकाः ॥१४॥

ભાવાર્થ—

એ સમયે ગ્રીષ્મઋતુનો પ્રચંડ તાપ પડતો હતો ! હજારો શિષ્યો તેમની સાથે હતા ! એ મ[illegible] ખુલ્લે પગે મુસાફરી કરતા હતા. તેઓ કોઈની પાસે છત્રી નહોતી ! કે પહેરવાની પાદુકાઓ નહોતી !

श्लोकः

षडर्तुजन्यान्खलुवातवर्षा

न्निदाघजन्या न्विविधाँश्चतापान् ।

सहिष्णवस्ते खलुब्रह्मवर्चसा

फलैश्च मूलैर्ननुदेहपोषकाः ॥१५॥

ભાવાર્થ—

એ બધા મહાત્માઓ છ ઋતુઓથી ઉત્પન્ન થનારા પવનો, વરસાદ, વિગેરેના તીવ્ર વેગોને સહન કરનારા હતા. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ હતા. કંદમૂળ, અને ફળનો આહાર કરીને નિભાવ ચલાવનારા હતા.

श्लोकः

एवं तथापि मनसासुहृष्टाः

पुष्टास्तथा शक्तियुतामहान्तः ।

ब्रह्मैकनिष्ठाश्चसमाजसेवकाः

प्रभोर्विराजः परिपूजकामुहुः ॥१६॥

ભાવાર્થ—

એમ છતાં પણ પ્રસન્ન મનથી તેઓ હર્ષિત લાગતા. ભારે પુષ્ટ અને શક્તિશાલી એ મહંતો હતા. વળી એ બ્રહ્મનિષ્ઠ હોવાથી સમાજના સાચા સેવક હતા. અને વિરાટ્ પ્રભુની (રાષ્ટ્રની) એ સાચી પૂજા કરનારા હતા.

श्लोकः

ज्ञातंच तद्दूतमुखेनवृत्त

मागच्छाति रामगुरुःसशिष्यः ।

पींपा तदानीं शिबिकां सवाहां

संप्रेषयामाससमुदान्वितः सः ॥१७॥

ભાવાર્થ—

રાજા પીપાજીની રાજધાની નજીકમાં આવતી જોઇને, રાજાને ખબર આપવાને માટે એક સાધુને મોકલાવ્યો. રાજાએ પણ વાત જાણી, અને મંત્રીઓને તથા નગરવાસીઓને ખબર આપી. વળી એક સુંદર પાલખી તેમજ હાથી–ઘોડાઓની સ્વારી સાથે તેમનું સ્વાગત કરવા માટે એ પાલખી મોકલી આપી.

श्लोकः

सत्तूर्य घोषान्वित सैनिकाश्च
तुरंगसादान्वित पत्तयश्च ।
नृपः स्वयं मंत्रिवरैः समेतो
जगाम पद्भयां गुरुस्वागतार्थं ॥१८॥

ભાવાર્થ—

મંગલવાજાંને તથા ચતુરંગ સેનાને પણ સ્વાગત કરવા માટે આગળ મોકલી આપી. ખુદ મહારાજા, મંત્રીઓ, તથા શ્રેષ્ઠ નાગરીકો સાથે ગુરૂનું સ્વાગત કરવા માટે ખુલ્લે પગે નીકળ્યા.

श्लोकः

पुरोपकंठे मिलिताश्च पौरा
नार्यस्तथा शिष्टजनाऽपरेवै ।
प्रतीक्ष्यमाणारनिमेषद्रष्टय
रजातपक्षा रिवमातरं खगाः ॥१९॥

ભાવાર્થ—

શહેરના લોકો નગરની બહાર મોટા મેદાનમાં એકત્ર થયા. તથા હજારોના પ્રમાણમાં નાગરિક સ્ત્રીઓએ પણ હાજરી આપી હતી. તેમજ દેશદેશના પ્રતિનિધિઓને આમંત્રણ આપવાથી તેઓ પણ ભારે સંખ્યામાં હાજર રહ્યા હતા. એ સઘળાઓ શ્રીરામાનંદજી મહામુનિનાં દર્શન કરવાને માટે એકીટસે જોવાને માટે આતુર બન્યા હતા. જેમ ઝાડપરના માળાનાં પક્ષીઓ તેમની માતાને જોવાને માટે આતુર હોય! તેવી સ્થિતિ એ સમાજની બની હતી.

श्लोकः

तावत्तपःसंचित तेजसांचयः
समाययौ हिन्दुगुरुः सशिष्यः ।
सहस्त्रपद्मेषुच भास्करोदय
स्तथैव हिन्दु जनतासुजातं ॥२०॥

ભાવાર્થ—

સમય વિત્યા પછી ભારે તેજના ભંડાર હિન્દુસમાજના એ ગુરૂ તેમના શિષ્યો સાથે આવી પહોંચ્યા. જાણે બિડાએલું હજાર પાંખડીનું કમળ હોય! અને સૂર્યનું દર્શન થતાંની સાથે ખીલે! તેવી રીતે આ ભારતીય હિન્દુ જનતાને માટે થઈ પડયું.

શ્લોકઃ

उच्चैः प्रघोषोकृतवंत आस
नार्यत्वरक्षा विधये प्रहृष्टाः ।
सुस्वागतं सर्वजनानु मोदितं
चकारभूपः सप्रणामयुक्तं ॥२१॥

ભાવાર્થ—

શ્રીરામાનંદજી ગુરૂનાં દર્શન થતાંની સાથે એકત્ર થએલા સમાજે જય-જયકારનો મોટો ઘોષ કર્યો. અને આર્યત્વની રક્ષા કરનાર એ મહાન પુરૂષને જોઇ સૌ રાજી થયા. એ ભારે સમાજની પ્રાર્થના થવાથી રાજા પીપાજીએ સૌના પ્રતિનિધિ તરીકે મહામુનિનું પ્રણામપૂર્વક સ્વાગત કર્યું.

શ્લોકઃ

कार्पाससूत्रग्रथितैः सुपुष्प
मालासहस्त्रैः सम मर्पयत् स्वयंम् ।
हारंहरि र्गीष्पतये दिवौकसां
समंपुरा गुंफितपुष्प रंजितं ॥२२॥

ભાવાર્થ—

દેશી સુતરથી ગૂંથેલી સુગંધયુક્ત પુષ્પોની માલા રાજાએ અર્પણ કરી. તેની સાથે હજારો પુષ્પની માલાઓ અર્પાઇ ગઈ. હજારો સભાસદોએ માલાઓ અર્પણ કરી. જાણે રાજા ઇન્દ્ર બૃહસ્પતિને દેવતાઓની સાથે ગૂંથેલા પુષ્પોનો સુશોભિત હાર અર્પણ કરે તેમ લાગતું હતું.

श्लोकः

स्वलंकृतं मौक्तिक मालिकाभिः
सुसज्जितं यद्बहुमुल्यरत्नैः
रथं सुरेन्द्रस्य रथेनतुल्यं
पीपा नरेन्द्रस्य गृहागतंतं ॥२३॥

ભાવાર્થ—

પછી તુર્તજ સુંદર રથ આવ્યો. જે કિંમતી મોતીઓની માલાઓથી, તથા બહુ મૂલ્ય રત્નોથી શણગારાએલો હતો ! સુંદર બિછાનાંઓ બિછાવેલાં હતાં ! જાણે એ રથ સુરેન્દ્રના રથ સમાન લાગતો હતો ! તે મહારાજા પીપાના રાજગૃહમાંથી આવતો જણાયો.

श्लोकः

श्वेतैस्तुषड्भिस्तुरगैः सुयुक्तं
विचक्षणैः सारथिभिर्विनीतं ।
तडित्समं स्यंदन मागतंच
पौराः प्रहृष्टाः प्रबभूवुरात्मनि ॥२४॥

ભાવાર્થ—

રથને સફેદ છ ઘોડાઓ જોડેલા હતા ! અને રથ હાંકનાર સારથી વિનયવાળો, અને ચતુર હતો. રથને આવેલો જોઈને એ સઘળા સજ્જનો ખૂશ થયા હતા. અને પ્રસન્ન મનથી રાજાની પ્રશંસા કરતા હતા.

श्लोकः

पीपास्वयंतत्परिगृह्यहस्त
मुन्नीय संवेशनमादधान ।
श्चचालसैन्यं च पुरः स्थितंपुरे
नेदुः सुवाद्यानि सुवादकैश्च ॥२५॥

ભાવાર્થ—

રાજા પીપાજીએ પોતાના હાથે મહામુનિનો હાથ પકડીને રથમાં બેસાડ્યા કે તુર્તજ મંગલવાજાં વાગવા માંડ્યાં ! ચતુરંગ સૈન્ય ચાલવા માંડ્યું !

श्लोकः

शृंगारिताऽश्वा घनसान्निभागजाः
पौराः सुवेशाः पुरयोषिताश्च ।
महाध्वजे वायुसुतस्य चित्रं
सुवर्ण सूत्रैर्ग्रथितं महत्तरं ॥२६॥

ભાવાર્થ—

તેમાં શણગારેલા હાથી, સોનાની માલાઓ પહેરેલા ઘોડાઓ, અને સુંદર વસ્ત્ર ધારણ કરેલા નાગરિક પુરૂષો, અને સ્ત્રીઓ હતી. એ સરઘસની વચ્ચે એક મોટો ધ્વજ હતો. તેના ઉપર ફરકતા જરીના વસ્ત્ર ઉપર સોનાના સૂત્રથી ગૂંથેલું હનુમાનજીનું મોટું ચિત્ર હતું.

श्लोकः

पुरस्यमध्ये महति सभागृहे
संवेशया मास सतांसमाजं ।
प्रोच्चासनाग्रे प्रतिरोपितश्च
महाध्वजो हिन्दुजनैक्यसूचकः ॥२७॥

ભાવાર્થ—

એ સરઘસે નગરમાં પ્રવેશ કર્યો. અને નગરની વચ્ચે સભામંડપની અંદર સૌએ યથાયોગ્ય બેઠકો લીધી. વચ્ચે વ્યાખ્યાન વેદિકા મોટી હતી. તેની પાસે ભારતીય હિન્દુઓની ઐક્યતા સૂચવનારો એક મહાધ્વજ રોપવામાં આવ્યો.

श्लोकः

जयस्य घोषो गगनस्पृशोमहा
ञ्जातस्तदानीं महतां मुखेभ्यः ।
धर्मासने मध्य गते महार्घ्ये
स्थितो मुनिः सर्वजनैर्नमस्कृतः ॥२८॥

ભાવાર્થ—

એ પ્રસંગે સભાસદોના મુખથી ગગનભેદી અવાજ જયઘોષનો થયો. અને હર્ષયુક્ત તાલીઓના ગડગડાટ સાથે મધ્યવેદિકાના મહામૂલ્ય (કિંમતી) ધર્માસન ઉપર મહામુનિ શ્રીરામાનંદજી બિરાજ્યા કે તુર્તજ સમસ્ત સભાસદોએ પ્રણામ કર્યો.

श्लोकः

प्रगृह्यमालां महतीं सुगुंफितां
मनोहरै पल्लवपुष्पगुच्छै ।
नृपस्तदानीं गुरवेन्यवेदय
द्धर्षान्वितैस्तालीसहस्त्र निःस्वनैः ॥२९॥

ભાવાર્થ—

એ પ્રસંગે મનોહર પલ્લવ, અને પુષ્પોના ગુચ્છોથી બનાવેલી પુષ્પમાલા રાજા પીપાએ મહામુનિને પહેરાવી. તે પ્રસંગે પણ જયઘોષ થયો. અને હજારો તાલીઓના ગડગડાટ થયા.

श्लोकः

तस्मिन् क्षणे सिख्ख गुरुर्महान्तो
जिनस्यबुद्धस्यचसाधुसत्तमाः ।
शाक्तास्तथा शैवगणाश्च तत्र
समागताहिन्दुसभाजयार्थं ॥३०॥

ભાવાર્થ—

વળી એ સુંદર પ્રસંગ જોઇને સિખ્ખ સમાજના ગુરૂ, તથા જૈન, અને બુદ્ધના વિદ્વાન્ આચાર્યો ત્યાં આવ્યા. વળી શક્તિસંપ્રદાયના, તથા શિવસંપ્રદાયના આચાર્યો પણ ભારતીય હિન્દુ સભાના વિજય માટે આવ્યા.

श्लोकः

प्रादेशिका भूपतयस्तथान्ये
सहस्त्रशोजातिबहिष्कृताश्च ।
संशुद्धये संग्रथनार्थहेतोः
समाययुस्ते मुनिदर्शनार्थं ॥३१॥

ભાવાર્થ—

આસપાસના પ્રદેશના બીજા રાજાઓ, અને ધર્મરસિક પ્રજાના આગેવાનો, અને જાતિઓથી બહિષ્કૃત થએલા કેટલાય લોકો ત્યાં આવ્યા. ઉપરોક્ત તેઓનું આગમન શુદ્ધ થવા માટે, તથા સમાજ સંગઠનમાં જોડાવા માટે, તથા મહામુનિનાં દર્શનથી પાવન થવાને માટે હતું.

શ્લોકઃ

तदैव योगीप्रवरः श्रीरामा-
नंदोमुनिः प्राहगिराच मृद्वया ।
तद्भारतीयार्यसुखानु वृद्ध्या
विधर्मीपीडा परिहार कर्त्र्या ॥३२॥

ભાવાર્થ—

ત્યારે મહાયોગી શ્રીરામાનંદ મુનિ ભારતીય આચાર્યોના સુખને વધારનારી, તથા પરધર્મીઓની પિડાનો પરિહાર કરનારી મધુરવાણીથી સંભાષણ કરવા લાગ્યા.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्री विरचिते अभिनव
पीपाचरिते सप्तदशोल्हासः।



# अथअष्टादशोल्हासः।

अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**श्रृणुध्वं श्रृण्वतां श्रेष्ठा हिन्दुहितविवर्धनाः।**
**इदानीं सान्निपाते स्मिन् कालेकार्यं तु सत्वरं ॥१॥**

ભાવાર્થ—

મહામુનિ શ્રી રામાનંદજી મહારાજ કહે છે કે-શ્રોતાઓમાં શ્રેષ્ઠ એવા હે સભ્યો! તમે હિન્દુઓના હિતને વધારનારા છો! તેથી તે વિષયમાં બે શબ્દ કહું છું તે સાંભળો. હાલના સમયમાં હિન્દુઓની ભારે અવનતિ થઈ રહી છે! અને ઉન્નતિનાં સાધનો અટકી પડેલાં છે. તેથી સાવચેત્ થઈને હિન્દુસમાજના હિતને માટે પ્રત્યેક વ્યક્તિએ સત્વર તૈયાર થવું જોઈએ.

श्लोकः

**भारते हिन्दवःप्रायो पंचाशत् कोटि विस्तृताः।**
**दुर्बलत्वं समापन्नारसं ग्रथितमानसाः ॥२॥**

ભાવાર્થ—

હાલ ભારત વર્ષમાં ઘણું કરીને પચાસ કરોડ જેટલા હિન્દુઓ વસે છે! હિન્દુઓની એટલી ભારે સંખ્યા હોવા છતાં, નિર્બળ બની ગએલા દેખાય છે! અને દરેકનાં મન એકબીજાથી ભિન્ન છે.

श्लोकः

**परस्परं साहचर्यं नतेषु विद्यतेऽधुना।**
**यथासंत्रुटितःसूत्रो हारोमुक्तामणेर्यथा ॥३॥**

ભાવાર્થ—

પરસ્પર કોઇ કોઇનો સહકાર નથી! કે સહાયતા નથી! જાણે તૂટેલા સૂત્રનો મોતીનો હાર જેમ મોતીને વિખેરી નાખે! તેવી દશા હિન્દુસમાજની થએલી દેખાય છે.

श्लोकः

**अतो धार्मिकभावेन संगच्छध्वं समाहिताः।**
**समागमेन सिध्यंति कार्याणि दुष्कराणिवै ॥४॥**

ભાવાર્થ—

સંગઠન કરવા માટે અનેક ઉપાયો છે. પરંતુ એ ઉપાયો મજબુત ન ગણાય! સર્વોત્કૃષ્ટ ઉપાયતો ધાર્મિક દ્રષ્ટિથી સંગઠન કરવાનું હોઇ શકે! માટે વ્યક્તિ વ્યક્તિએ હિન્દુધર્મના ઝંડા નિચે એકત્ર થવું જોઇએ. વેદની આજ્ઞા છે કે–હે માનવો! संगच्छध्वं તમે પરસ્પર પ્રેમભાવ રાખી મળો! (સમાગમ કરો) પ્રેમભર્યા સમાગમના પ્રભાવથી મુશ્કેલી ભર્યાં કાર્યો પણ સિદ્ધ થઈ શકે છે.

श्लोकः

कटुवाणि विकारेण क्लेशः कष्टंप्रजायते ।
तस्माद्धार्दिक भावेन संवदध्वंसमाहिताः ॥५॥

ભાવાર્થ—

સમાજમાં કલેશ અને કષ્ટ કડવાં ભાષણોથી નિપજે છે. માટે પરસ્પર એવા વાણીના વિકારોને ત્યજી હાર્દિક પ્રેમથી મધુર વાણી બોલતાં શીખો. संवदध्वं અને તે માટે હંમેશાં સાવચેત્ રહો.

श्लोकः

परस्परेण संभूतं कष्टंयन्मनसिस्थितं ।
दूरीकर्तुं संयतध्वं ज्ञात्वातल्लोकहेतुकं ॥६॥

ભાવાર્થ—

વ્યવહારને અંગે ઉત્પન્ન થતી અડચણોથી પરસ્પર કષ્ટ નિપજે છે. પણ તેવાં કષ્ટોની પરવા ન રાખતાં, જેમ બને તેમ અરસપરસનાં વૈમનસ્ય દૂર કરો. અને સમાજના હિતની ખાતર વ્યક્તિગત કલેશો છોડી દેવા પ્રયત્ન કરો. संवोमनांसि जानतां

श्लोकः

पदेपदे तु दोषावै भवंति धीमतामपि ।
सांसर्गजा खाद्यपेया क्षंतव्या धार्मिकैर्बुधैः ॥७॥

ભાવાર્થ—

બુદ્ધિવાન્ માણસોના દોષો પણ પગલે પગલે જણાઇ આવે તેમ છે. પણ તેવા દોષો તરફ ધ્યાન ન આપતાં ખામોશી (ક્ષમા) રાખતાં શીખો. ઘણું કરીને માણસોમાં કેટલાય એવા સંસર્ગોથી દોષો થાય છે.

श्लोकः

**दोषाः संसर्गजन्याये खाद्यपेयादिसंभवाः ।**
**कामाल्लोभाद्भयोद्भूताः प्रायश्चित्तैर्विनाशयेत् ॥८॥**

ભાવાર્થ—

ખાનપાનના પ્રસંગોથી પણ દોષો પેદા થવાનો સંભવ રહે છે. કામથી–ક્રોધથી કે લોભથી પણ મનુષ્યમાં દોષો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. તેવા દોષો શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્તોથી દૂર થઈ શકે છે. માટે પ્રાયશ્ચિત્તો કરી શુદ્ધિ કરી લેવી.

श्लोकः

**आपत्सु धर्मरक्षांवै वृत्यावौदार्यजा क्रियात् ।**
**सामाजिकोबहिष्कारः कर्तव्योनकदाचन ॥९॥**

ભાવાર્થ—

ધર્મશાસ્ત્રમાં આપત્ ધર્મનું સ્વતંત્ર પ્રકરણ વર્ણવેલું છે. તેમાં મનુષ્યથી થતા કાયિક, વાચિક, અને માનસિક દોષો તેના સમાજે ઉદાર દ્રષ્ટિથી ક્ષમા આપી દોષો દૂર કરવા જોઈએ. તેમાં સહસા દોષવાળી વ્યક્તિ કે વ્યક્તિઓનો સમાજે બહિષ્કાર કરવો ન જોઇએ. અને તેવા દોષવાન્ પુરૂષોની શુદ્ધિ શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્તોથી કરી લેઈ સમાજમાં જ રાખવા જોઇએ. અને ભોજનમાં સામેલ રાખી, પંક્તિ આપી પાવન કરવા જોઇએ.

श्लोकः

**बहिष्कृताश्चयेलोकाः शत्रवः प्रभवंतिवै ।**
**आशुस्तेमहतीं हानिं प्रकुर्वंत्य विचारिणः ॥१०॥**

ભાવાર્થ—

સામાજિક બહિષ્કાર એ ભારે કષ્ટ અને દુઃખ નિપજાવનારો હોય છે. બહિષ્કૃત થએલા લોકો દુશ્મનો બને છે ! વિધર્મી બને છે ! અને એવા વિધર્મીઓ સમાજનું ભારેમાં ભારે નુકશાન કરે છે. માટે વિચક્ષણ પુરૂષોએ એવા અવિચારી લોકોનો સામાજિક બહિષ્કાર ન કરવો જોઇએ. પણ સમાજમાં જ રાખી સદાચરણી બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.

श्लोकः

**अतोवै धर्मरक्षार्थं विधेया धार्मिकीसभा ।**
**शाखास्तस्यास्तु ग्रामेषु स्थापयेद्धर्मकोविदैः ॥११॥**

### ભાવાર્થ—

ભારતવર્ષના હિન્દુ સમાજની રક્ષાને માટે એક મોટી ભારતીય ધાર્મિક સભાસ્થાપવી જોઇએ. અને તેની ભિન્ન ભિન્ન શાખાઓ દરેક ગામોમાં, શહેરોમાં, અને પ્રાન્તોમાં સ્થાપવી જોઇએ.

श्लोकः

**धर्मसेना नियोक्तव्या शिक्षितै र्युवकैस्तथा ।**
**साधुसंघो राष्ट्रव्यापि स्थापितोस्ति पुरैवसः ॥१२॥**

### ભાવાર્થ—

પ્રાન્તિક સભાઓએ પ્રાન્ત પરત્વે ધાર્મિક સેનાઓ તૈયાર કરવી જોઇએ. તેમાં ખાસ શિક્ષિત યુવાનોએ ભાગ લેવો જોઇએ. હમણાં રાષ્ટ્ર વ્યાપિ ભારતીય સાધુ સંઘ નામે એક એવા મોટા સંઘની સ્થાપના કરવામાં આવી છે. તેનો પરીચય હું આગળ પર આપીશ.

श्लोकः

**कार्यंकरोति भिन्नेषु प्रान्तेषु विविधेषुच ।**
**दूरप्रान्तस्थहिन्दूनां त्रासनाशायधावति ॥१३॥**

### ભાવાર્થ—

સદર ભારતીય સાધુસંઘ ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં, હિન્દુધર્મની રક્ષા કરવા તનતોડ પ્રયત્ન કરી રહેલો છે. અને જ્યાં જ્યાં જરૂર પડે છે ત્યાં વિધર્મીઓના ત્રાસને દૂર કરવા માટે જઈ પહોંચે છે.

श्लोकः

**गमनागमसिध्यर्थमिष्यंते साधुसत्तमैः ।**
**गजाश्वाश्वतरोष्ट्राद्यै दातव्या भूमिपैस्तथा ॥१४॥**

### ભાવાર્થ—

તેઓને વેળાસર જઈ પહોંચવા માટે હાથી, ઘોડા, ખચ્ચર, ઉંટ, વિગેરે વાહનનાં સાધનોની ખાસ આવશ્યક્તા રહે છે. માટે જમીનદારો, તથા નાના મોટા રાજા મહારાજાઓએ એવાં વાહનો સાધુ સંઘને પ્રદાન કરવાં જોઇએ.

श्लोकः

अन्नवस्त्रधनान्येव प्रदद्युर्वैष्णवोत्तमाः ।
संकोचो नैवकर्तव्यो दानेसद्भोजनेतथा ॥१५॥

ભાવાર્થ—

વળી સાધુ સંઘને ભોજન માટે અન્ન, પહેરવા માટે વસ્ત્ર, અને વાપરવા માટે ધનની આવશ્યક્તા રહે છે. તેથી વૈષ્ણવ શ્રીમંતોએ લાખ્ખોના પ્રમાણમાં ફંડ આપવું જોઇએ. દ્રવ્ય દાન, અને અન્નવસ્ત્રના પ્રદાનને માટે બિલકુલ સંકોચ રાખવો નહિં જોઇએ.

श्लोकः

योयत्राज्ञापितः संघ रस्माभिर्कर्मदर्शिभिः ।
प्रचारंकुर्वते तस्मै दातव्यं पात्रवित्तमैः ॥१६॥

ભાવાર્થ—

સાધુ સંઘના કામને નક્કી કરી આપનારા અમો તરફથી જે જે સંઘની જમાત જે જે જગોએ મોકલવાની હોય, અને તેમના પ્રચાર કામને અંગે વાહન, વસ્ત્ર, અન્ન, ધન, પૈકી જેની ખાસ જરૂર હોય તેવું દાન તેવા સુપાત્ર સાધુઓને આપવું જોઇએ. જેમાં અમારી અનુમતિ રહેશે.

श्लोकः

साधुगुणविहीनेभ्यः कुशीलेभ्य स्तथैवच ।
हिन्दुहितविरोधिभ्यो नदद्युः क्वापि किंचन ॥१७॥

ભાવાર્થ—

પ્રચાર કામ કરનારા સુપાત્ર સાધુઓ સિવાય બીજા કોઇને દાન આપવું નહિં. જેઓ સાધુ તરીકેના ગુણોથી રહિત હોય, જેઓ શીલભ્રષ્ટ હોય, હિન્દુ હિતના વિરોધી હોય, અને ઢોંગી હોય, તેવાઓને સાધુ ન ગણવા. અને કંઇપણ આપવું નહિં.

श्लोकः

भोग मार्गस्तु संत्याज्यः सर्वैं मोक्षार्थिभिर्जनैः ।
एकान्तिक परित्यागस्तज्यते शास्त्रवित्तमैः ॥१८॥

ભાવાર્થ—

મોક્ષ પ્રાપ્તિ અને શ્રાસથી મુક્તિની ઈચ્છાવાળા એવા સજ્જનોએ ભોગ-વિલાસ-મોજશોખ ત્યજવાં જોઇએ. તેમજ એ શુષ્ક ત્યાગ કે શુષ્ક વૈરાગ્યનો દેખાવ પણ ન કરવો જોઇએ. દેશના કલ્યાણને માટે છાજે તેવો ત્યાગ અને વૈરાગ્યની ખાસ જરૂર છે.

श्लोकः

अतोऽनासक्त योगेन कुरुध्वंलोकसंग्रहं[1] ।
धारणं सर्वलोकानां[2] पोषणंच यथा भवेत् ॥१९॥

ભાવાર્થ—

સંસારના કોઈપણ પદાર્થ ઉપર અનાસક્ત વૃત્તિવાળું વર્તન રાખવું જોઇએ. અને લોકોપકાર થાય તેવી જાતનો વ્યવહાર આચરવો જોઈએ. સમાજની ઉન્નતિ, પોષણ, તથા ધારણ થઈ શકે તેવી દ્રષ્ટિથી ધર્માચરણ રાખવું જોઇએ.

श्लोकः

उन्नतिंचैवं[3] मुक्तिंच भवेद्येनचकर्मणा ।
तादृशंकर्म कुर्वीत ह्यात्मनः शुद्धिपूर्वकं ॥२०॥

ભાવાર્થ—

વળી જે કર્તવ્ય બજાવવાથી લોક સમાજની ઉન્નતિ અને મુક્તિ થાય, તેવી રીતનાં આવશ્યક કર્તવ્યો જીવનના ભોગે બજાવવા તત્પર રહેવું જોઇએ. તેમાં આત્માની શુદ્ધિનો વિચાર પળેપળે કરવો જોઇએ.

श्लोकः

कदापि नीतिकर्तव्यं नत्यक्तव्यं सुखार्थिभिः ।
अतोवै नीतिधर्मेण वर्तितव्यं सदाजनैः ॥२१॥

ભાવાર્થ—

કદીપણ નીતિ નહિં ત્યજવી જોઇએ. અને નૈતિક દ્રષ્ટિએ સઘળો વ્યવહાર ચલાવવો જોઇએ. સુખની ઈચ્છાવાળા સજ્જનોએ નૈતિક આચરણથી કર્તવ્યો બજાવવાં, યાને રાષ્ટ્ર સેવા કરવા સાવચેત રહેવું જોઇએ.

---

१ ततोऽनासक्तयोगेनकुरुष्व लोक संग्रह० भ० गी०

२ धृ धारणपोषणयोः । ध्रियते, पुष्यते लोकोऽनेन इति धर्मः, । यास्क

३ यतोऽभ्युदयो निःश्रेयस हेतुर्यः सः धर्मः ।

श्लोकः

**इदंराष्ट्रंच हिन्दूनां स्थानंपूर्वजनिर्मितं ।**
**गंगोद्गमात् समारभ्य सेतुबंधावधिस्तथा ॥२२॥**

ભાવાર્થ—

આ ભારત રાષ્ટ્ર હિન્દુઓના પૂર્વજોએ નિર્માણ કરેલું છે. ગંગોત્રીથી આરંભી સેતુબંધ રામેશ્વર સુધી ઉત્તર દક્ષિણ દિશામાં, તથા,

श्लोकः

**देवतीर्थ समायुक्तो देवतायतनैः सह ।**
**ख्यायते भारतोदेश स्तंसदा भावयेद् हृदि ॥२३॥**

ભાવાર્થ—

દ્વારિકાથી માંડી વંગ દેશની પૂર્વ સીમા સુધી ભારતરાષ્ટ્ર દેવરાષ્ટ્ર ગણાય છે. જેમાં દેવતાઓનાં તીર્થો, આશ્રમો, અને મહાપુરૂષોનાં સ્મારકો વિદ્યમાન છે. એ દેશ ભારતદેશ તરીકે ઓળખાય છે. તેની સીમાની દસ દિશાઓ હ્રદયમાં દરરોજ ખડી રાખવી જોઇએ.

श्लोकः

**साकारंभगवतोरूपं प्रणवस्य निरूपितं ।**
**द्वादशावयवैर्युक्तो ह्यविभाज्यो सनातनः ॥२४॥**

ભાવાર્થ—

ભારતભૂમિ એ પ્રણવભૂમિ અથવા કર્મભૂમિ તરીકે ઓળખાય છે. એ ભગવાનનું સાકાર સ્વરૂપ અથવા વિરાટ્ સ્વરૂપ ગણાય છે. તેના બાર પ્રાન્તો એ બાર અવયવો છે. અવયવોના સંમીલનથી અખંડ એક શરીર અવિભાજ્ય ગણાય છે, તેવી રીતે આ ભારતભૂમિ પણ અવિભાજ્ય ગણાય છે.

श्लोकः

**अंगानांतस्यरक्षार्थं महान्तो निश्चिताःपुरा ।**
**अधुनाऽत्र समायाताः सर्वदर्शन हेतवे ॥२५॥**

ભાવાર્થ—

ભારતભૂમિનાં એ બાર અંગો (બાર પ્રાન્તો)નું રક્ષણ કરવા માટે પ્રથમથી અમોએ બાર મહંતોની યોજના કરી છે. કે જેઓ આ વિરાટ્ સભાનાં દર્શન કરવા માટે હમણાં અહીં આવેલા છે. અને આ સભામાં હાજર છે. તેઓનો પરીચય નીચે મુજબ છે.

---

४ आसिंधुसेतुपर्यंतं यस्य भारत भूमिका । पितृभूः पुण्यभूश्चेव सर्वे हिन्दुः सनातनः । लो. मा. टिळक.

श्लोकः

अयंश्रिया समायुक्तो ह्यनंतानंदकोमहान् ।
द्वितीयो सुरसुरानंदो सुखानंदस्तृतीयकः ॥२६॥

ભાવાર્થ—

આ ભારે પ્રભાવશાલી અનંતાનંદ મહંત છે. અને એ મહંતોમાં મુખ્ય મહંત ગણાય છે. બીજા સુરસુરાનંદ મહંત છે. અને ત્રીજા સુખાનંદ એવા નામે ઓળખાય છે.

श्लोकः

चतूर्थो नरहरानंदो योगानंदस्तुपंचमः ।
षष्ठोकबीर विख्यातो भावानंदस्तुसत्तमः ॥२७॥

ભાવાર્થ—

ચોથા નરહરાનંદ અને પાંચમા યોગાનંદ છે. છઠ્ઠા કબીર કે જેઓ પ્રખ્યાત છે. અને સાતમા ભાવાનંદજી છે.

श्लोकः

अष्टमोसेनकोभक्तो धनकोनवमस्तथा ।
गालवोदशमश्चैव रैदासैकादशस्तथा ॥२८॥

ભાવાર્થ—

આઠમા સેનો ભગત છે. અને નવમા ધનો ભગત છે. ગાલવાનંદ એ દશમા મહંત છે અને રોહિદાસ અગીઆરમા છે.

श्लोकः

द्वादशीसतीपद्माच्च सिद्धाद्वादशकीर्तिताः ।
ह्येतेधर्मस्य मर्मज्ञा धर्मरक्षां विधायिनः ॥२९॥

ભાવાર્થ—

તથા બારમાં સતી પદ્માવતી દેવી છે. એ પ્રમાણે બાર સિદ્ધ મહંતો છે. એ મહંતો ધર્મના મર્મને જાણનારા છે-ધર્મરક્ષા કરવામાં તત્પર રહે છે.

श्लोकः

मन्येभारतदेशोऽयं द्वादशांगैरखंडितः ।
महाद्वादशभक्तैश्च भजितो निष्ठयाऽनिशं ॥३०॥

ભાવાર્થ—

હું માનું છું કે—આ ભારતદેશ તેના બાર પ્રાન્તો, તથા બાર ઉપદેશકો

રૂપી અંગોથી અખંડિતપણે વિરાજે છે. એ બાર મહંત ભક્તોથી નિષ્ઠાપૂર્વક રાતદિવસ સેવાઈ રહેલો છે.

श्लोकः

संपूजयेत् सदादेहे ह्येतान्स्वानंगकान् शुभान् ।
अथवाद्वादशांगेषु तिलकान् धारयेच्छुचिः ॥३१॥

ભાવાર્થ—

તેથી ધર્મનિષ્ઠ દરેક વ્યક્તિએ ભારતનાં એ બાર અંગોને પૂજનીય સમજી તેમની નિત્યપૂજા કરવી જોઈએ. તેની ખાસ નિશાની તરીકે એ બાર અંગોમાં બાર તિલક ધારણ કરવાં જોઈએ.

श्लोकः

प्रचारतिलकान् मुख्याँ श्चिंतयेन् मनसासदा ।
अखंडं भगवद्रूपं भारतं परिचिंतयेत् ॥३२॥

ભાવાર્થ—

ધર્મપ્રચારકોમાં તિલકરૂપે એ મુખ્ય મહંતોનું મનથી હંમેશાં ચિંતન કરવું જોઇએ. અને પવિત્ર ભાવના કેળવવી જોઇએ. તથા પરમેશ્વરના સાકારરૂપે વિરાજતા એ ભારતદેશને અથવા એ ઇશ્વરના વિરાટ્ રૂપનું એકાગ્રચિત્તથી ધ્યાન કરવું જોઈએ.

श्लोकः

अनंतोयुक्तप्रान्तेच सुखानंदस्तुवंगके ।
सुरेश्वरस्तु पंचाप्सु उत्कलेनृहरिस्तथा ॥३३॥

ભાવાર્થ—

મહંત અનંતાચાર્યજી યુક્તપ્રાન્તની અંદર પ્રચારનું કાર્ય કરે છે! અને સુખાનંદજી મહારાજ બંગાળાની અંદર પ્રચારકાર્ય કરે છે.

श्लोकः

योगानंदःस्ववयंसिद्धो सौराष्ट्रे गुर्जरेगुरुः ।
कबीरः सर्वप्रान्तेषु प्रचारेपरिशिष्यते ॥३४॥

ભાવાર્થ—

સ્વયંસિદ્ધ યોગાનંદજી સૌરાષ્ટ્ર તથા ગુજરાતમાં ધર્મરક્ષાનું કાર્ય કરે છે! મહંત કબીરજીને માટે તો કહેવું જ શું? એ તો સર્વપ્રાન્તોમાં, એટલે કે તેમની ઇચ્છાનુસાર જ્યાં જરૂર હોય તે પ્રાન્ત તરફ પ્રચારકાર્યને માટે ફરી વળે છે.

श्लोकः

भावानंदो महाराष्ट्रे दक्षिणेप्रभुतांगतः ।
सेनोवैनापिकोभक्तः धन्योजाटस्तथैवच ॥३५॥

ભાવાર્થ—

ભાવાનંદજીએ મહારાષ્ટ્રમાં (દક્ષિણપ્રાન્તમાં) પ્રચારને અંગે ઉત્તમ પ્રભૂતા બતાવી આપી છે ! નાપિક ભકત સેનો, જાટભકત ધનો,

श्लोकः

रैदासश्चर्मकारश्च एतेहीनोपकारकाः ।
काश्मीरेगालवोभक्तः प्रचारंकुरुतेऽनिशं ॥३६॥

ભાવાર્થ—

તથા ચર્મકાર ભક્ત રોહિદાસ ભગવાન રામચંદ્રજીના અનન્ય ભક્ત છે. તેઓ સઘળી હીનજાતિઓમાં પ્રચારનું કામ કરી ધર્મનિષ્ઠા વધારે છે. તથા તેમને વિધર્મીઓના પંજામાંથી બચાવે છે. ભકત ગાલવાનંદજી કાશ્મીર દેશમાં પ્રચારનું કામ ઉત્તમોત્તમ કરી રહ્યા છે.

श्लोकः

सतीपद्मावतीदेवी महिलासंघस्थापिका ।
शरणागतनारीणां रक्षितादीनवत्सला ॥३७॥

ભાવાર્થ—

મહાસતી પદ્માવતીદેવી કે જે ભગવાનની અનન્ય ભકત છે ! તેણીએ "ભારતીયમહિલા સંઘ" સ્થાપ્યો છે ! અને સ્ત્રીવર્ગમાં પ્રચારકાર્ય કરે છે. શરણે આવેલી, નિરાધાર, એવી સ્ત્રીઓનું રક્ષણ કરે છે ! અને તે દીનવત્સલ છે.

श्लोकः

अनंतःसर्वविद्यानां पारगामीनृणांप्रियः ।
सुरसुरःसर्वकार्येषु निष्णातोदूरदर्शकः ॥३८॥

ભાવાર્થ—

એ બાર સિદ્ધભકતોનો વ્યકિતગત પરીચય નિચે મુજબ છે.

અનંતાચાર્યજી વેદ અને શાસ્ત્રોમાં એમ સઘળી વિદ્યાઓમાં પારંગત છે. અને લોકપ્રિય છે. વળી સુરસુરાનંદ વ્યવહારનાં ઉત્તમ કાર્યો કરવામાં કુશળ છે, અને દૂરદર્શી છે.

श्लोकः

**शुद्धिकार्ये सुखानंदो नृहरिरैक्यसाधने ।**
**योगानंदो योगसिद्धो योगेनाकर्षकोजनान् ॥३९॥**

ભાવાર્થ—

વળી સુખાનંદજી કે જેઓ શાસ્ત્રોક્ત વિધાથી શુદ્ધિ કરવામાં કુશળ છે! અને ઘણા જિજ્ઞાસુઓને પરધર્મમાં ગએલા છતાં સ્વધર્મનું ભાન થવાથી, સ્વધર્મમાં આવવાની ઇચ્છા રાખનારાઓને શુદ્ધ કરી, સ્વધર્મમાં લઇ રહ્યા છે. ત્યારે તેવા જ શ્રીમાન નરહરી સ્વામી હિન્દુસામાજિક ઐકયતા કરવા માટે તનતોડ પ્રયત્ન કરી રહેલા છે. તેમનું સંગઠનનું કાર્ય સ્તુતિપાત્ર છે. વળી યોગાનંદજી મહારાજ કે જેઓ યોગશાસ્ત્રના અભ્યાસી છે! અને યોગથી સિદ્ધિ પ્રાપ્ત કરેલી છે. તેમજ ધર્મજિજ્ઞાસુઓને યોગથી આકર્ષી સ્વધર્મમાં દાખલ કરે છે. વળી તેવા કઇક યોગના ચમત્કારો પરધર્મીઓને બતાવેલા છે! અને હિન્દુધર્મનું ગૌરવ બતાવી આપ્યું છે.

श्लोकः

**महाकविः कबीरोऽस्ति भाषाकाव्यविशारदः ।**
**काव्यस्यभाषयावक्ति रहस्यंनीतिधर्मजं ॥४०॥**

ભાવાર્થ—

કબીરજી મહારાજને માટે તો કહેવું જ શું? શ્રી કબીરજી મહારાજ કવિ છે! સિદ્ધ કવિતાઓ બનાવી શકે છે! ભાષાનાં કાવ્યો બનાવવામાં તેમની તીવ્રતા અલૌકિક છે! તેઓ તો વાતચિતને અંગે પણ તુર્ત જ કાવ્ય બનાવી કાવ્યની ભાષામાં ઉપદેશ કરવા લાગે છે. તેઓ શ્રેષ્ઠવકતા છે! ગ્રંથોના લેખક છે! અને તેમનાં કાવ્યો નીતિ અને ધર્મનાં રહસ્યોવાળાં છે.

श्लोकः

**शरणागतदीनानां मुस्लिमानांच रक्षति ।**
**ज्ञानेनरंजयित्वातान् युनक्तिधर्मकर्माणि ॥४१॥**

ભાવાર્થ—

કબીરજી મહારાજ હિન્દુઓ, અને મુસલમાનો ઉપર સરખો પ્યાર બતાવે છે! અને જિજ્ઞાસુ મુસલમાનોને ધર્મનો ઉપદેશ કરી, જ્ઞાનવિજ્ઞાનનાં રહસ્ય સમજાવી, હિન્દુધર્મના આદર્શમાં જોડે છે. તેમને જ્ઞાનનો ઉપદેશ કરી રંજન કરે છે! અને અપનાવી લે છે. શરણે આવેલા નિરાધાર, અને નિરાશ્રિત મુસલમાનોને આશ્વાસન આપી—આશ્રય આપી સ્વધર્મમાં જોડે છે.

અને ભગવદ્ભક્તિ કરવાને તત્પર બનાવે છે. એવી રીતે દિનપ્રતિદિન હજારોની સંખ્યામાં તેઓ પ્રચાર કરતા રહે છે.

श्लोकः

**एवंबहुविधान्दीना न दीना न करोन्मुदा ।**
**दशसुदिग्विभागेषु प्रचारंकुरुतेभ्रमन् ॥४२॥**

ભાવાર્થ—

શ્રી કબીરજીને માટે કહેવું અસ્થાને નથી કે-તેઓ હિન્દુસ્તાનની દસ દિશાઓમાં ભ્રમણ કરતા રહે છે ! અને કઇક દીનોને અદીન બનાવી મિત્રભાવથી સ્વધર્મમાં લે છે. અને પ્રચારનું કામ ઘણું જ સહેલાઇથી કર્યા કરે છે.

श्लोकः

**अतःसर्वेषुलोकेषु वंदनीयोमहत्तमः ।**
**शरणंप्रतिगृण्हंति बहवोधर्ममिप्सवः ॥४३॥**

ભાવાર્થ—

એવી તેમની કાર્ય શૈલીથી હિન્દુ અને મુસલમાનો તેમને વંદનીય ગણે છે ! અને તેઓને માટે પ્રભુના ભક્ત હોવાનો લોકો અભિમાન લે છે. હિન્દુઓ તેમને સત્ કબીર, અગર રામકબીર તરીકે ઓળખે છે ! અને મુસલમાનો તેમને કબીર સાહેબ માની વંદન કર્યા કરે છે. એવી રીતે ધર્મની ઇચ્છાવાળા ઘણાઓ તેમના શરણે જાય છે ! તેમને જ્ઞાન-વિજ્ઞાન આપી મુક્તિનો માર્ગ બતાવે છે.

श्लोकः

**सर्वेषांसुखमाशास्ते सुखानंदो महामतिः ।**
**कर्मयोगेनलोकानां स्वस्वकर्तव्यनिष्ठया ॥४४॥**

ભાવાર્થ—

સુખાનંદજી મહારાજ કે જેઓ મહા બુદ્ધિમાન્ છે ! તેમણે ગીતા-ઉપનિષદો-અને બ્રહ્મસૂત્રોનો કર્મયોગની દ્રષ્ટિએ સમન્વયપૂર્વક અભ્યાસ કરેલો છે ! જનસમાજને કર્મયોગની દ્રષ્ટિએ શાસ્ત્રોનો ઉપદેશ કરે છે ! અને પોતપોતાની કર્તવ્ય નિષ્ઠામાં તત્પર રહેવા સુંદર શિખામણ આપે છે. વળી સમાજના સુખમાં જ, તથા ઉન્નતિમાં જ સાચું સુખ સમાએલું છે એવી માન્યતા ધરાવે છે.

श्लोकः

**नृहरिःसिंहसदृशो शौर्यधैर्यविवर्धनः ।**
**तस्यसंभाषणंश्रुत्वा त्यजंतिदीनतांजनाः ॥४५॥**

ભાવાર્થ—

શ્રી નરહરી સ્વામી ઉપદેશ કરવામાં એક સિંહ સમાન છે. તેમનું શૌર્ય અને ધીરજ અતિ સ્તુતિપાત્ર છે. તેમનાં ભાષણો સાંભળીને હીન દીન થએલા માણસો પણ નિર્ભય થઈ સિંહ સમાન બહાદુર બને છે. અને તેમનો જયજયકાર કરે છે.

श्लोकः

आपदि्विशमेघोरे प्राणानामत्ययेऽपिच ।
रक्षांतनोतिधर्मस्य ह्यधर्माद्दुष्टशासनात् ॥४६॥

ભાવાર્થ—

શ્રી નરહરીસ્વામીના ઉપર પ્રસંગવશાત્ ઘોર સંકટો આવી પડે છે! પણ તેઓ પોતાના પ્રાણોની પરવા રાખ્યા વિના ધર્મ પ્રચારનું કામ કરે છે. અને અધર્મ તથા દુષ્ટ શાસનથી સમાજની રક્ષા કરવા તત્પર રહે છે.

श्लोकः

सांख्यशास्त्रस्य विज्ञानं वेत्तिसूक्ष्मंतुवैदिकं ।
दुस्तर्कान्वारणार्थाय वक्तिस्पष्टंहृदिस्पृशं ॥४७॥

ભાવાર્થ—

તેઓ સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન-વિજ્ઞાન વૈદિક દ્રષ્ટિએ અતિ સૂક્ષ્મ જાણે છે! દુસ્તર્કવાદીઓને વાદોમાં હરાવે છે! અને હૃદયસ્પર્શી ભાષણ કરે છે.

श्लोकः

चित्तैकाग्र परोनित्यं योगानंदोमहामुनिः ।
व्यनक्ति योगबुध्याश्री रामस्योपासनंमहत् ॥४८॥

ભાવાર્થ—

શ્રી મહામુનિ યોગાનંદજી હઠયોગી છે! તેઓ હંમેશાં સમાધિ સ્થિતિમાં રહે છે! ચિત્તની એકાગ્રતાથી શ્રીરામની ઉપાસના કરે છે! અને એ યોગ બુદ્ધિથી સાક્ષર સમાજમાં તેઓ હિન્દુત્વનો પ્રચાર કરે છે.

श्लोकः

भगवद्भावपूर्णोऽयं भावानंदोमुनिस्तथा ।
विस्तारयतिलोकेषु भावनामुपकारीणिं ॥४९॥

ભાવાર્થ—

મુનિશ્રી ભાવાનંદજી ભગવદ્ ભાવથી પરીપૂર્ણ છે! અને ભગવદ્ ભક્તિના

સઘળા પ્રકારો જાણે છે. સમાજમાં તેમનો ઉપદેશ ભગવદ્ ભક્તિનો હોય છે. તેમના ઉપદેશથી હજારો લોકો સક્રિય ભગવદ્ભક્તિના માર્ગે લાગ્યા છે.

श्लोकः

**भगवद्भक्तिनिष्णातो नापिकोत्तमसेनकः ।**

**सक्रिया भगवद्भक्तिं वितनोतिजनेषुच ॥५०॥**

ભાવાર્થ—

વળી આ નાપિકોમાં ઉત્તમ ભકત સેનાભકત છે! તે પ્રભુ ભકિતમાં નિષ્ણાત છે! તેઓ ભગવદ્ભકિત નિમિત્તે જનસમાજની સેવા કરે છે! અને ભકિત માર્ગનો પ્રચાર કરે છે.

श्लोकः

**जाटमुख्योवीरभक्तो धन्योनामेतिख्यापितः ।**

**वीरत्वप्राप्तयेभक्तिं विविच्यवक्तिदेशिकान् ॥५१॥**

ભાવાર્થ—

વળી જાટ ક્ષત્રિયોના શિરોમણી મહાન વીર ભકત ધના ભકત નામે આ બેઠેલા છે! ભકિતથી વીરતા પેદા થાય તેવો તેમનો ઉપદેશ છે! અને એ ઉપદેશ પોતાના દેશ ભાઈઓને ઉપદેશ્યા કરે છે.

श्लोकः

**जाटक्षत्रियजातीषु भक्त्युद्रेकःप्रचोदितः ।**

**भक्तिरंजिततेक्षत्राः सैन्यरूपेणचास्थिताः ॥५२॥**

ભાવાર્થ—

તેમણે જાટક્ષત્રિયોને પાવન કર્યા છે! અને ભકિતનો ઉત્તમ માર્ગ બતાવી આપ્યો છે. વળી રામભકિતથી રંજિત થએલા એ ક્ષત્રિયો સ્વયંસેવક સૈન્યરૂપે તેઓ તત્પર થયા છે.

श्लोकः

**विधर्मीत्रासनाशाय सदैवोद्युक्तमानसाः ।**

**धर्मसंरक्षणार्थाय साधुसंघे व्यवस्थिताः ॥५३॥**

ભાવાર્થ—

જ્યારે જ્યારે ચોર, દુષ્ટ, જાલ્મ, અને ધર્મનો નાશ કરનારા લોકો, અને પરધર્મીઓનાં ટોળાંઓ હિન્દને ત્રાસ આપવા માટે તત્પર થાય છે! ત્યારે એ જાટ ક્ષત્રિયો ધર્મરક્ષણને માટે કટિબદ્ધ રહે છે. અને તેઓ સાધુ સંઘમાં જોડાએલા છે.

श्लोकः

**शब्दशास्त्रप्रवीणोऽयं गालवो गानतत्परः ।**

**काश्मीरेसंप्रचाराय भ्रमतिरक्षतिजनान् ॥५४॥**

ભાવાર્થ—

આ બાજુ બેઠેલા ગાલવમુનિ કે જેઓ શબ્દશાસ્ત્રમાં (વ્યાકરણશાસ્ત્રમાં) પ્રવીણ છે! અને ગંધર્વ વિદ્યામાં નિષ્ણાત છે. તેઓ કાશ્મીર પ્રદેશમાં પ્રચાર માટે ભ્રમણ કરે છે! અને ધર્મથી ધાર્મિક સમાજનું રક્ષણ કરે છે.

श्लोकः

**रैदासोऽपि महातेजाः साक्षात्कारसमन्वितः ।**

**जातिषुचर्मकाराणा मन्यासुजातिषु तथा ॥५५॥**

ભાવાર્થ—

વળી મહા તેજસ્વી રોહિદાસ ચર્મકાર જાતિમાં એક સૂર્યસમાન ભક્ત છે. તેમણે પ્રભુનો સાક્ષાત્કાર મેળવેલો છે! અને ભક્તિમાર્ગનો ચર્મકાર જેવી જાતિઓમાં છૂટથી પ્રચાર કરે છે.

श्लोकः

**नामभक्तेःकीर्तनस्य प्रचारंकुरुतेऽनिशं ।**

**जीवनंतादृशंकृत्वा जनसेवांकरोतिसः ॥५६॥**

ભાવાર્થ—

તેમની નામભક્તિ, અને કીર્તનભક્તિ અલૌકિક છે. નામ સંકીર્તનનો પ્રચાર રાત દિવસ કર્યા કરે છે! પોતાનું જીવન પ્રભુમય બનાવી હિન્દુ જનતાની અવિરત સેવા કરે છે.

श्लोकः

**इयं पद्मावतीदेवी शीलरूपा महासती ।**

**स्त्रीषुहीनासुदीनासु प्रचारंवितनोतिसा ॥५७॥**

ભાવાર્થ—

આ પદ્માવતી દેવી કે જે શીલની સાક્ષાત્ પ્રતિમા છે! અને મહાસતી છે. ગરીબ અને હીન દશાને પ્રાપ્ત થએલા સ્ત્રી સમુદાયમાં પ્રચાર કરે છે! અને એવી સ્ત્રીઓના ભારે સમુદાયને રક્ષણ આપે છે.

श्लोकः

**स्वाभिमानंस्वधर्मस्य ज्ञानविज्ञानदायकं ।**

**निष्पाद्यनारीसंघेषु भ्रमति भारतेऽश्रमा ॥५८॥**

ભાવાર્થ—

વળી ભારતીય મહિલા સમાજની સ્થાપના કરી તેમાં જ્ઞાન વિજ્ઞાનને આપનાર ધર્મના સ્વાભિમાનને કેળવે છે ! અને દરેક પ્રાન્તોમાં ભ્રમણ કરીને સ્રીસમુદાયને ભારતીય સ્રીસંઘમાં જોડે છે. ખરે એ નિર્દોશ આનંદની પ્રતિમા છે.

श्लोकः

इत्थंसहस्त्रशिष्यैश्च प्रशिष्यैः साधकोत्तमैः ।
सार्धं भ्रमंति मुनयो द्वादशात्यागमूर्त्तयः ॥५९॥

ભાવાર્થ—

એ પ્રમાણે હજારો ઉત્તમ સાધક શિષ્યો સાથે આ બાર મુનિઓ કે જેઓ સંપૂર્ણ ત્યાગીઓ છે ! તેઓ ધર્મપ્રચાર માટે ભિન્ન ભિન્ન સ્થળે ભ્રમણ કરે છે.

श्लोकः

अतःसर्वेसभ्यजनाः साधुसंघान् सुरक्षत ।
प्राणेनधनधान्येन धर्मरक्षांभविष्यति ॥६०॥

ભાવાર્થ—

માટે હે સર્વે સભ્યજનો ! તમે પ્રાણની કે ધનની પરવાહ રાખ્યા વિના સાધુસંઘની સારી રીતે રક્ષા કરો. એટલે કે તેઓને પ્રચારનાં સાધન તરીકે જે જે વસ્તુઓ જોઇએ તે પુરી પાડો.

श्लोकः

बहिष्कृतानां लोकानां शुद्धिंच व्यद्धातुपुनः ।
तदाजयजयारावो सभायां समजायत ॥६१॥

ભાવાર્થ—

આ પ્રસંગે આ વિરાટ્ સભામાં આવેલા, બહિષ્કૃત થએલા લોકોની શાસ્રાધારે શુદ્ધિ કરી, અને પાવન કરી લેવામાં આવ્યા. તે પ્રસંગે સભાની અંદર ભારે જયજયકાર થયો. અને પુષ્પવૃષ્ટિ થઈ.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्री विरचिते अभिनव
पोपाचरिते अष्टादशोल्हासः ।

# अथ एकोनविंशोल्हासः ॥

## अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**विरते भाषणेतत्र रामानंद महामुनेः ।**
**प्रणामपूर्वकंपीपा प्रोवाच स्वगुरूंगुरुं ॥१॥**

ભાવાર્થ—

મહામુનિ શ્રીમાન્ રામાનંદજી મહારાજનું ભાષણ વિરામ પામ્યું ત્યારે ઉત્તમોત્તમ ગુરૂ એવા રામાનંદજી મહારાજને પ્રણામ કરીને મહારાજા પીપાજી બોલ્યા કે—

श्लोकः

**शरणंतुप्रपन्नोस्मि शरण्यपारिजातक ।**
**शरणंदेहिदेवेश व्यवहाराद्दुस्तराद्विभो ॥२॥**

ભાવાર્થ—

શરણે આવેલા મનુષ્યોને કલ્પતરૂ સમાન આનંદ આપનારા હે ભગવન્! હું આપના શરણે પ્રાપ્ત થએલો છું! શરણમાં સદા હું રહેવા ઈચ્છુંછું! આ અટપટા વ્યવહારથી મારૂં રક્ષણ કરો.

श्लोकः

**गृहेषुवित्तदारेषु राज्येबंधुजनेतथा ।**
**ममत्वंनास्तिलोकेश दयालोराष्ट्रवत्सल ॥३॥**

ભાવાર્થ—

હે લોકેશ! દયાના ભંડાર! હિન્દુ રાષ્ટ્ર જેને અત્યંત પ્રિય છે એવા હે ભગવન્! મારી વિનંતિ સાંભળો. મારૂં ઘર, રાજ્ય, દ્રવ્ય, સ્ત્રીઓ, અને બંધુ-જનો મને જેટલા પ્રિય નથી, તેટલું આપનું શરણ મને પ્રિય છે.

श्लोकः

**यद्यन्मदीयं सर्वस्वं तत्तत्सर्वं समर्पये ।**
**पावने गुरुपादाब्जे धर्मरक्षां विधायिने ॥४॥**

ભાવાર્થ—

હે ભગવન્। આ સભાની અંદર હું જાહેર કરૂંછું કે–જેને જેને હું મારૂં ગણું છું, તે તે સઘળું રાષ્ટ્રસેવાની ખાતર આપના શરણમાં હું અર્પું છું. આપનું પરમપવિત્ર ચરણ છે! ધર્મરક્ષા કરવાનું એ સામર્થ્ય ધરાવનાર છે.

श्लोकः

**स्वर्णकोशोधनस्यापि करंचप्रतिवार्षिकं ।**
**राज्ञीनांराजकुल्यानां नियतव्ययशेषकं ॥५॥**

ભાવાર્થ—

મારા દ્રવ્યનો ભંડાર, સુવર્ણો, હીરા, રત્ન, વિગેરેના ભંડારો, અને પ્રતિવર્ષે આવતી રાજ્યની આવક, કે જેમાંથી રાણીઓ, અને રાજકુટુંબના ખર્ચથી અવશેષ રહેનારૂં સઘળું તે હિન્દુરાષ્ટ્રની સેવા ખાતર આપને અર્પું છું.

श्लोकः

**सेनांवैधर्मसेवायै वाहान्साधुचयायच ।**
**समर्पितंमयात्वद्य देहेनमामकेनच ॥६॥**

ભાવાર્થ—

વળી ધર્મસેવાને માટે મારૂં સૈન્ય સદા ખડું રહેશે ! અને હાથી, ઘોડા, વિગેરે મારાં વાહનો સાધુસંઘના જરૂર પ્રસંગે તૈયાર રહેશે. વધારે શું ? પણ આ મારા દેહ સાથે સઘળું આપને સમર્પિત થાય છે.

श्लोकः

**अधुनात्वरतेचित्तं संन्यासायशुभायच ।**
**साधुसंघहितार्थाय राष्ट्रसेवाविधौतथा ॥७॥**

ભાવાર્થ—

હવે મારૂં મન પરમ કલ્યાણને પ્રાપ્ત કરી આપનાર સંન્યાસને માટે ત્વરા કરી રહ્યું છે. હું સંન્યાસી થાઉં તો જ હિન્દુરાષ્ટ્રની સેવા છૂટથી, અને નિર્ભયતાથી બરાબર કરી શકું. અને સાધુસંઘને સંપૂર્ણ મદદરૂપે થઇ પડું.

श्लोकः

**विनात्यागेन सिध्येत कार्यंनलघुवागुरु ।**
**गृहेषुरममाणानां धर्मसेवाकुतो भवेत् ॥८॥**

ભાવાર્થ—

હે મહાત્મન્ ! નાનાં કે મોટાં હરકોઇ પ્રકારનાં કાર્યો સાધ્ય કરવા માટે ત્યાગની આવશ્યકતા રહે છે. જેટલા પ્રમાણમાં ત્યાગ હોય, એટલા

---

१ न कर्मणामनारंभा नैष्कर्म्यंपुरुषोश्नुते नचसंन्यसा देवसिद्धिंसमधिगच्छति भ० गी०
अनाश्रितः कर्म फलं कार्यंकर्मकरोतियः । स संन्यासीच योगीच ननिरग्निर्नचाक्रियः ॥

પ્રમાણમાં તે કાર્ય સિદ્ધ થાય છે. એથી ઉલટ સંસારની અંદર આસક્ત રહેનારા માણસો વ્યવહાર કે પરમાર્થનાં કંઇપણ કાર્યો કરવાને સમર્થ થતા નથી.

श्लोकः

**शब्दादिविषयेष्वेषां मनोविद्धंदुरासदं ।**
**अधःपातोभवेत्तेषां स्वार्थलोलुपकर्मणां ॥९॥**

ભાવાર્થ—

જે લોકોનું મન સંસારના વિષયોમાં હંમેશાં વિંધાએલું રહે છે ! વિષયો-રૂપી વિષથી ઘેરાએલું રહે છે ! એવા ઇન્દ્રિયોને આધિન થએલા સ્વાર્થી, અને લંપટ લોકોનો અધઃપાત થાય છે.

श्लोकः

**विनात्यागेन योगोस्ति नसांख्यमात्मदर्शनं ।**
**अतोमनो विशुध्ध्यर्थं सर्वथात्याग इष्यते ॥१०॥**

ભાવાર્થ—

હે ભગવન્ ! ત્યાગ વિના યોગાભ્યાસ પણ થઈ શકતો નથી ! અને ત્યાગ વિના તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. એમ યોગ અને તત્ત્વજ્ઞાનના અભાવે આત્મદર્શનની પ્રાપ્તિ થાય જ ક્યાંથી ? તેથી મનની શુદ્ધિને માટે ખરેખર ત્યાગની જ અપેક્ષા રહે છે.

श्लोकः

**आलंबनंवृथायतुस्यात् मनःशुध्ध्याविनाधृतं ।**
**नलाभोभवतितस्य सगुणोपासकस्यच ॥११॥**

ભાવાર્થ—

આત્મકલ્યાણની ઇચ્છાવાળા દરેકને કોઇને કોઈ ઇષ્ટ દેવના આલંબનની જરૂર પડે છે. પણ ત્યાગ વિના તેનું આલંબન વૃથા થાય છે. મનની શુદ્ધિ વિના કરેલી સગુણ ઉપાસના, અને તેનું સમાધાન વ્યર્થ જાય છે. વખત ગાળેલો નકામો થઈ પડે છે ! કંઈ લાભ થતો નથી ! એ સ્પષ્ટ છે.

श्लोकः

**आलंब्यस्य महेशस्य स्वभावगुणकर्मणः ।**
**कर्मणांगुणशीलानां धारणंच कथं भवेत् ॥१२॥**

---

२ मात्रास्पर्शास्तु कौंतेयशीतोष्ण सुखदुःखदाः ॥ भ० गी० ॥

३ त्यागाच्छांति रनंतरं ॥ भ० गी०

ભાવાર્થ—

આ જડ ચેતનાત્મક જગતના મહાન ઈશ્વર આલંબ્ય ગણાય છે. અને તેની ઉપાસના કરવાનો હેતુ એ પરમેશ્વરના ગુણ કર્મ, અને સ્વભાવને પિછાનવાને, તથા પ્રાપ્ત કરવાને માટે છે. પણ જો ત્યાગપૂર્વક મનની શુદ્ધિ ન હોય તો ઉપાસના ક્યાંથી બની શકે?

श्लोकः

गुणशीलविहीनानां भक्तिर्भावोद्भवाकुतः ।
विनाभक्तयातुधर्मस्य सेवालाभःकथंचन ॥१३॥

ભાવાર્થ—

વળી પરમેશ્વરના પવિત્ર ગુણ, કર્મ, અને સ્વભાવની પ્રાપ્તિ જો ન થતી હોય તો ઈશ્વરભક્તિ થઇ શકે નહિ. અને ભક્તિ વિના ભાવના પણ કેળવાય નહિ. અને ભાવનાપૂર્વકની ભક્તિના અભાવે ધર્મસેવાનો લાભ પણ મળે નહિ.

श्लोकः

सेवायैयदिधर्मस्य नभवेज्जातकेन किं ।
अप्रयोजकदेहस्य जीवनंधिकृतं भुवि ॥१४॥

ભાવાર્થ—

મનુષ્ય જેવો જન્મ પ્રાપ્ત થયા પછી ધર્મની સેવા ન બને તો એ માનવ જન્મ નકામો સમજવો. અને ધારણ કરેલો દેહ વૃથા ગણાય. તેમજ એવા જીવનને ધિક્કાર આપી શકાય.

श्लोकः

अतोसंन्यासदीक्षांच देहिमे मुनिसत्तम ।
कायेनवचसाबुध्ध्या त्यागायत्वरतेमनः ॥१५॥

ભાવાર્થ—

એ પ્રમાણે મનુષ્યને આત્મકલ્યાણ સાધવા માટે પ્રથમ સાધન સંન્યાસની દીક્ષા ગણાય છે. હે શ્રેષ્ઠ મુનિ! હું મન, વાણી, અને કાયાથી, એમ મારા ખરા અંતઃકરણથી આપને પ્રાર્થના કરૂં છું કે—મને સંન્યાસ દીક્ષા આપો.

श्लोकः

तदोवाचमुनिः श्रेष्टो रामानंदोमहामनाः ।
पार्थिवं पार्थिवानांच पूज्यंप्रीतिसमादरात् ॥१६॥

ભાવાર્થ—

ત્યારે મોટા મનવાળા શ્રેષ્ઠ મુનિ રામાનંદજી મહારાજ રાજા–મહારાજાઓને પૂજનિય એવા શ્રેષ્ઠ રાજા પીપાજી પ્રત્યે બોલ્યા કેઃ—

श्लोकः

**धन्योऽसि मतिमतांश्रेष्ठः पार्थिवानां शिखामणिः ।**
**त्वयानिर्धारितं यत्त ल्लोककल्याणकारकं ॥१७॥**

ભાવાર્થ—

હે રાજન્! તું બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ છે! અને રાજાઓનો શિખામણિ છે. લોક કલ્યાણને માટે ત્હેં જે ધારેલું છે તે ઉત્તમોત્તમ છે. ત્હને હજારવાર ધન્યવાદ ઘટે છે.

श्लोकः

**लोकसंग्रहहेतौच त्यागः कर्मफलस्यच ।**
**तथैवकर्मासक्तेश्च त्यागोवै इष्यतेबुधैः ॥१८॥**

ભાવાર્થ—[1]

લોક સંગ્રહને માટે, એટલે કે લોકોપકારને માટે, અથવા લોકોમાં દાખલો બેસાડવા માટે કર્મફળનો ત્યાગ કરવો એ જ સાચો ત્યાગ ગણાય છે. તેવી જ રીતે કર્મો તરફની આસકિતનો ત્યાગ તે પણ વિદ્વાનોને માન્ય ગણાય છે.

श्लोकः

**नभवेत्कर्मणांत्यागः कदापिकस्यचित्तथा ।**
**प्रकृत्या क्रियमाणानि कर्माणिप्रभवंतिहि ॥१९॥**

ભાવાર્થ—[2]

કદી કર્મોનો ત્યાગ થઈ શકતો નથી ? ફાવે તેવો ઘરસંસારનો ત્યાગી માણુસ હોય, અથવા ગિરિકંદરાઓમાં જઇને રહેનાર હોય અને કંઈપણ કરવાનું તેને ન હોય, તો પણ તેની પ્રકૃતિને (સ્વભાવને) આધિન થઈને તેને કર્મો કરવાંજ પડે છે.

श्लोकः

**अतोविरक्तभावेन राष्ट्रार्थकर्ममाचरेत् ।**
**तदेवकर्मसत्कर्म येनराष्ट्रोन्नतिर्भवेत् ॥२०॥**

---

१ आरुरुक्षोर्मुनेर्योयं कर्मकारण मुच्यते योगारूढास्य तस्यैवशमः कारणमुच्यते भ० गी०

२ नहिकश्चित् क्षण मपिजा, तुतिष्ठत्यकर्मकृत । कार्यतेह्यवशःकर्म सर्वः प्रकृतिजैर्गुणैः भ० गी०

ભાવાર્થ—

તેથી વિરકત પણાના ભાવથી રાષ્ટ્રના કલ્યાણને માટે કર્મો તો (પ્રયત્નો તો) અવશ્ય કરવાં જ જોઇએ. અને જે ઉદ્યોગોથી રાષ્ટ્રની ઉન્નતિ થાય તેને સત્કર્મ કહેવામાં આવે છે.

श्लोकः

**विरक्तेनतुसंसाध्या विद्याःसर्वाश्च प्रेमतः ।**
**नानाकलासुदाक्षिण्यं चातूर्येणसमंततः ॥२१॥**

ભાવાર્થ—

વિરકત ભાવનાવાળા મનુષ્યોએ વિરાગીના વેશમાં પણ પ્રેમથી સર્વ પ્રકારની વિદ્યાઓનો અભ્યાસ કરવો જોઈએ. તેમજ જાત જાતની કળાઓમાં દક્ષતા કેળવવી જોઈએ. એમ ચતુરાઈથી મનુષ્યોનાં મન આકર્ષવા માટે ઉપરોક્ત સાધનો સાધ્ય કરવાં જોઇએ.

श्लोकः

**विरक्तेनधृतिर्धार्या क्षमाचतादृशोदमः ।**
**वृतमास्तेयकंचैव शौचमिन्द्रियनिग्रहः ॥२२॥**

ભાવાર્થ—

વિરકત સાધુઓએ ધીરજના સ્તંભ બનવું જોઈએ ! અને ક્ષમાના સાગર બનવું જોઇએ. તેવી રીતે મોટું દીલ રાખતાં શિખવું જોઇએ. અને આસ્તેય વ્રત (કોઈની કંઈપણ ચીજ) વગર પરવાનગીએ ન લેવાનું ધારણ કરવું જોઇએ. વળી ત્રિકાળ સ્નાન કરવું જોઇએ ! અને મન-વાણી અને કાયાથી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ.

श्लोकः

**सद्बुद्धेः सर्वथास्थैर्यं सद्विद्याभ्यसनंपुनः ।**
**सत्याचारविशिष्टत्वं अक्रोधोपासनंतथा ॥२३॥**

ભાવાર્થ—

પવિત્ર વિચારો પળે પળે થતા હોય તેવી વૃત્તિ રાખવી જોઇએ. ચાલાકી કે ચંચળતાનો ત્યાગ કરી સ્થિરતા સેવવી જોઇએ. અથવા ઠરેલ થવું જોઇએ. નિત્ય સદ્‌વિદ્યાઓનું સેવન કરતા રહેવું જોઇએ. સત્ય બોલવું જોઇએ. અને સત્યતા ભરેલું આચરણ રાખવું જોઇએ. વળી ફાવે તેવા દુર્ઘટ પ્રસંગે પણ ક્રોધ નહિં કરવો જોઇએ. અને વિનયવાળું વર્તન રાખવું જોઇએ.

श्लोकः

**सर्ववेदेषु पूज्यत्वं श्रद्धावैदिककर्मणि ।**
**समन्वयोदार्शनिके धर्मशास्त्राऽगमेऽपिवा ॥२४॥**

ભાવાર્થ—

સર્વ વેદો અને શાસ્ત્રો ઉપર પુજયભાવ રાખવો જોઇએ. અને વૈદિક કર્મો કરાવવા માટે, અને પ્રચાર માટે પૂર્ણ સહાયતા આપવી જોઇએ. ભિન્ન ભિન્ન દર્શન શાસ્ત્રોના જ્ઞાન અને વિજ્ઞાનોનો સમન્વય કરી એક નિશ્ચય ઉપર રહેવું જોઇએ. અને ભિન્ન ભિન્ન ધર્મશાસ્રોના સારગ્રાહી બની ધર્મનો ઉપદેશ અને પ્રચાર કરતા રહેવું જોઇએ.

श्लोकः

**पुराणेसारग्राहित्वं पूज्यत्वंच विभूतिषु ।**
**विश्वधर्मेरतिः कुर्याद्धिन्दुमान्येसनातने ॥२५॥**

ભાવાર્થ—

પુરાણોનો સાર ગ્રહણ કરવો જોઇએ. અને જેણે જેને ઈષ્ટ માનેલો હોય, અને જેની જેવી જે દેવ ઉપર શ્રદ્ધા હોય, અને આરાધન કરતો હોય તેને આડે નહિં આવવું જોઇએ. મહાન પુરૂષો, લોકોત્તર પુરૂષો, લોક કલ્યાણ માટે સેવા કરનારા પુરૂષો, પ્રભાવશાલી પુરૂષો, એવી એવી ઈશ્વરની એ વિભૂતિઓ ઉપર પ્રેમ, ચાહના, મિત્રતા, અને પુજયભાવ રાખવો જોઇએ. હિન્દુ ધર્મનાં મૂળ તત્ત્વો એ વિશ્વધર્મનાં મૂળતત્ત્વો છે ! એને સારી ભાષામાં વિશ્વના લોકોને ઉપદેશ કરતા રહેવું જોઇએ. સમાજની સાથે તોછડાઈ કે અવિનય રાખવો ન જોઇએ. બીજાને માન આપવામાં જ પોતાનું માન સમાએલું હોવું જોઇએ. એ સનાતન હિન્દુ માત્રનો હિન્દુ ધર્મ કે જે વિશ્વધર્મ ગણાય છે ! તેને પોતાના પ્રાણસમાન લેખવો જોઇએ.

श्लोकः

**सर्वेषुधर्ममार्गेषु रहस्यं नैतिकंचयत् ।**
**तत्सर्वविश्वधर्मस्य ह्यंस्यादितिमेमतिः ॥२६॥**

ભાવાર્થ—

વિવિધ ધર્મોના માર્ગો કે પંથો પોતાને અનુકૂળ હોય યા ન હોય, તો પણ તેનું રહસ્ય વિચારી તેનાં નૈતિક તત્વોના સાર સંગ્રાહક બની એ વિશ્વધર્મની શાખાઓ વિશ્વધર્મરૂપી કલ્પતરૂને પોષનારી છે. તેથી તેમને એ શાખાઓ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.

श्लोकः

**श्रीरामंसर्वदाध्यायेज्जपेदेकाग्रयाधिया ।**
**अथवापतंजलिप्रोक्तो योगः संधारयेत्स्वयं ॥२७॥**

ભાવાર્થ—

સાધકોએ હંમેશાં શ્રીરામચંદ્રજીના ચરણારવિંદનું એકાગ્ર બુદ્ધિથી ધ્યાન કરવું જોઈએ. વૃત્તિની એકાગ્રતા માટે પતંજલિ મુનિએ કહેલો યોગાભ્યાસ કરવો જોઈએ.

श्लोकः

**शिक्षणंयोमशास्त्राणां गृण्हीयात् सप्रयोगजं ।**
**श्रोत्रियाद्ब्रह्मनिष्ठाच्च सद्गुरोः सेवनात्तथा ॥२८॥**

ભાવાર્થ—

શરૂઆતમાં કોઈ સારા વિદ્વાન્ પાસે યોગસૂત્રોનું શિક્ષણ લેવું જોઈએ. અને તેના સંપૂર્ણ પ્રયોગો કરતાં શિખવું જોઇએ. એ પ્રયોગ સાથેના યોગનો અભ્યાસ કરવા માટે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂનું સેવન કરવું જોઇએ.

श्लोकः

**मोक्षार्थशरणंग्राह्यं सद्गुरोः प्रत्यहंनृभिः ।**
**प्रसन्ने सद्गुरौताव दीप्सितंलभतेनृणां ॥२९॥**

ભાવાર્થ—

જેને જેને મુક્તિની ઇચ્છા હોય, તેમણે સદ્ગુરૂનું શરણ લેવું જોઇએ. અને હરરોજ જ્ઞાનની અભિવૃદ્ધિ કરવી જોઇએ. સદ્ગુરૂને રીઝવવા માટે તેમની સઘળી શુભ આજ્ઞાઓનું પાલન કરવું જોઇએ. તેમના એ શુભ સંદેશાઓનું પાલન કરવાથી મનુષ્યની સઘળી ધારણાઓ પાર પડે છે.

श्लोकः

**संघस्थानांच्च सर्वेषां सेवाकर्मविशिष्यते ।**
**सेवयाच्च सतांप्रीतिः कृपयासहजायते ॥३०॥**

ભાવાર્થ—

સાધુસંઘમાં જોડાએલા સઘળા સાધુઓ સેવાભાવી હોવા જોઇએ. અને તેમનું સર્વોત્તમ કર્મ સેવાનું જ ગણાય. સેવા એ ભારે વશીકરણ ગણાય છે. સેવાથી સત્પુરૂષોની કૃપા થાય છે. અને નિશ્ચલ પ્રેમ હર હંમેશ જામી રહે છે.

**इति श्रीघटाली वास्तव्येन गणपतिशंकर शास्त्री विरचिते**
**अभिनव पीपाचरिते एकोनविंशोल्लासः ।**

# अथ विंशोल्हासः ॥

## अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**श्रुत्वा हार्द्यवचः सर्वे प्रहर्षान्वित मानसाः ।**
**एकैकशः समुत्थाय भूपालास्तत्र चाब्रुवन् ॥१॥**

ભાવાર્થ—

સદ્‌ગુરૂ શ્રીરામાનંદજી મહારાજનું હૃદયસ્પર્શી ભાષણ સાંભળીને સભામાં બિરાજેલા સઘળા સજ્જનો ભારે આનંદમાં આવ્યા. અને એ ભાષણની સુંદર અસર થવાથી સભામાં આવેલા રાજાઓ એક પછી એક ઉઠીને જાહેર કરવા માંડ્યા કે—

श्लोकः

**हस्त्यश्वाश्वतरोष्ट्राणां दानानि सुमहान्त्यपि ।**
**संघसंचालकेभ्यश्च धर्मरक्षार्थमाददुः ॥२॥**

ભાવાર્થ—

અમારા હાથી, ઘોડા, ખચ્ચરો, ઉંટ, એ હજારોની સંખ્યામાં છે. તે અમે ધર્મરક્ષાની ખાતર સંઘના સંચાલકો—મહંતોને દાન તરીકે અર્પણ કરીએ છીએ. અને તેનો ઉપયોગ હિન્દુત્વની રક્ષાને માટે યથેચ્છ કરવા માટે પ્રદાન તરીકે આપી દઇએ છીએ. કે જેથી દૂરદૂરના સંકટમાં આવી પડતા હિન્દુઓને શીઘ્ર સહાયતા મળે, અને તેમનું રક્ષણ થતું રહેશે.

श्लोकः

**धनंचागुणितं तत्र नृपालाः श्रेष्ठिनस्तथा ।**
**प्रतिवर्षप्रदानाय दानपत्राणि चक्रिरे ॥३॥**

ભાવાર્થ—

વળી કેટલાક શ્રીમંતોએ, અને શ્રીમંત રાજા-મહારાજા અને સરદારોએ, તેમજ ઉદાર સજ્જનોએ અગણિત દ્રવ્યોની સખાવતો કરી દીધી. તેમજ દરેક વર્ષે એવાં મોટાં દાન આપતા રહેવાને માટે દાનપત્રો અને તામ્રપત્રો લખી આપ્યાં.

श्लोकः

**केचिन्नृपतयस्तत्र क्षेत्राणां भूमयस्तथा ।**
**ग्रामान् ग्रामोद्भवं द्रव्यं वार्षिकं ददिरेतथा ॥४॥**

ભાવાર્થ—

વળી કેટલાએક રાજા-મહારાજા અને સરદારોએ તેમની મહત્તાને છાજતાં ગામો, અને ગામોની આવકો પ્રતિવર્ષે આપવાને માટે દાનપત્ર અને તામ્રપત્ર દ્વારા લેખો કરી આપી અને જાહેર કર્યાં.

श्लोकः

**इत्थं सर्वे धनंयत्र यत्रप्रांते ह्यपेक्षितं ।**
**तत्र तत्रस्थ दीनाभ्यो दुःखितेभ्यो ऽददात्पुनः ॥५॥**

ભાવાર્થ—

ઉપર મુજબ આવેલું અગણિત દ્રવ્ય શ્રીરામાનંદજી મહારાજે સ્વીકાર્યું. અને જે જે પ્રાન્તોના હિન્દુઓને માટે જેટલી જરૂર હતી તેટલા પ્રમાણમાં એ દુઃખી સજ્જનોને સહાયતાઓ આપવા યાદીઓ દ્વારા નિશ્ચિત્ યોજના કરી.

श्लोकः

**सहाय्यं प्रेषयामासुः साधवोदीनवत्सलाः ।**
**एवं सर्व विभागेषु हिन्दुजानपदेषुच ॥६॥**

ભાવાર્થ—

વળી એ પ્રાન્તોના મહંતો કે જે દીનવત્સલ હતા! તેમણે યાદી મુજબની યોજનાઓને ધોરણે એ સહાયતાઓ હિન્દુ દેશોમાં વિભાગ પડતું દ્રવ્ય સહાયતા તરીકે મોકલી આપ્યું.

श्लोकः

**यत्र यत्र यथावत्त दापयामासु रंकितान् ।**
**दातृ पत्यय हेतौ च नकिंचिद्राक्षितं धनं ॥७॥**

ભાવાર્થ—

વળી જે જે દેશો અને પ્રાન્તો તરફથી ઘણી નુકશાનીમાં આવી ગએલા, અને ભારે દુઃખિ સ્થિતિમાં આવી પડેલા, એવા દીનોને જેટલી સહાયતા આપવી જોઇએ, તેટલી તેમના નામોના ઉલ્લેખાનુસાર તેમને પહોંચાડી આપી.

અને એ દાનકર્તાઓની સમક્ષ અપાતું ધન જોઇ દાન કરનારાઓનાં મન અતિ પ્રફૂલ્લિત થયાં. એ આવેલા દ્રવ્યમાંથી કંઈપણ સાધુ સંઘના સાધુઓએ કે સ્વામી રામાનંદજી મહારાજે પોતાના સ્વાર્થની ખાતર એક કોડી પણ ન સંઘરી.

श्लोकः

हर्षान्विताश्च दातारो धनेषाः भूमिपास्तथा ।
अन्येषां हृदये तत्र संतोषः समजायत ॥८॥

ભાવાર્થ—

આ જોઇને દાન કરતા દાતાઓ, તથા રાજા-મહારાજા અને સરદારો ઘણા રાજી થયા. તેમજ પ્રજાવર્ગના આગેવાનોના હૃદયમાં ભારે સંતોષ પ્રગટ થયો.

श्लोकः

विरक्तां सुदशांवीक्ष्य पीपानरपतेस्तथा ।
संन्यास दीक्षादानाय प्रोवाच मुनिसत्तमः ॥९॥

ભાવાર્થ—

વળી નૃપેન્દ્ર પીપાજી કે જેમની વિરકતોને છાજે તેવી મનોદશા ઉત્તમ જોઇને સંન્યાસ દીક્ષા આપવાને માટે એ શ્રેષ્ઠ મુનિ રામાનંદજી મહારાજ બોલ્યા કે—

श्लोकः

मालवाधिपते राजन् राज्यस्य महतीं धुरां ।
प्रजानां रक्षणार्थाय केषुन्यस्तेति तद्वद ॥१०॥

ભાવાર્થ—

હે માલવદેશના અધિપતિ રાજા! ત્હેં તારા રાજ્યની મોટી ધૂરા, તેમજ પ્રજાપાલનની વ્યવસ્થા કેવી રીતે કરી છે? યાને રાજ્ય સંચાલક તરીકે કોનો નિમ કર્યો છે તે જાહેર કર!

श्लोकः

कथितं किंच पत्निभ्यो संन्यास ग्रहणायच ।
ज्ञातव्य मिंगितं तेषां मानसं च ह्रादिस्पृशं ॥११ ॥

ભાવાર્થ—

વળી તારી બાર પત્નિઓ છે તે સર્વેને સંન્યાસ ગ્રહણ કરવાની તારી ઇચ્છા, અને તારા મનની હૃદય સ્પર્શી લાગણીઓ ત્હેં કેવી રીતે સમજાવી છે ?

श्लोकः

**प्रत्युत्पन्नमतिःपीपा प्रोवाच वचनं मुदा ।**
**स्त्रीष्वीवृद्धविशिष्टानां हस्तेन्यस्तातु साधुरा ॥१२॥**

ભાવાર્થ—

શ્રીરામાનંદજી મહારાજનું વચન સાંભળીને હાજર જવાબી શ્રીપીપાજી રાજાએ નમ્રતાપૂર્વક જણાવ્યું કે-કૃપાળુ સ્વામીન્ ! મારા રાજ્યની વ્યવસ્થા અને પ્રજાની રક્ષા વ્યવસ્થા મારા કુટુંબના શિષ્ટ વૃદ્ધ મુરબ્બીઓને સોંપી છે.

श्लोकः

**करिष्यंति च ते राज्यं न्याय्यं सर्व हितावहं ।**
**पुरोधसैःमंत्रविदैर्वृद्धमंत्रिभिराहृताः ॥१३॥**

ભાવાર્થ—

તેઓ સારી રીતે રાજ કારોબાર ચલાવી શકશે. વળી તેમના સાથે સલાહ મસલત કરવા માટે અમારા પુરોહિતો કે જેઓ રાજનીતિ અને રાજના રિવાજો જાણનારા છે ! તથા પરંપરાથી ચાલતા આવેલા એવા વૃદ્ધ મંત્રિઓ પણ યોજ્યા છે.

श्लोकः

**राज्ञ्यः सर्वाविजानंति त्यागायनिश्चयोमम ।**
**ज्ञास्यन्त्यधुनासर्वा दूत्याः प्रवचमेनच ॥१४॥**

ભાવાર્થ—

વળી બધી રાણીઓ જાણે છે કે-ભારતીય હિન્દુઓની રક્ષા માટે મારે સંન્યાસ લેવાનો છે ! અને આપ મને સંન્યાસ આ સમયે આપો તો દાસી કે જે ગુપ્ત રીતે તપાસ કરવાને માટે અહીં આવેલી છે તે બધી રાણીઓને રૂબરૂમાં વાત કરશે.

श्लोकः

**एतावद्वदति राज्ञि राज्ञ्यस्तत्र समागताः ।**
**प्रोचुर्दीनमुखैरेताः सहागन्तु मभीप्सवः ॥१५॥**

ભાવાર્થ—

એ પ્રમાણે રાજાએ પોતાના વિચારો સંન્યાસ લેવાના નિશ્ચિતપણે જાહેર કર્યા. અને હવે રાજા પીપા સંન્યાસ જરૂર લેશે એવી વાત ગુપ્ત બાતમી લેનારી ચાલાક દાસીએ જઇને રણવાસમાં કહ્યું. તે સાંભળીને બધી રાણીઓ એકત્ર થઈ. અને સ્વામી રામાનંદજી મહારાજ તથા પીપાજી જે સ્થળેછે ત્યાં આવી. અને જેમનાં મોંઢાં સુકાઇ ગએલાં છે! તથા ઉંડા શ્વાસ લે છે! તેવી આ રાણીઓ ત્યાગિનિ થવા માટે જણાવવા માંડી.

श्लोकः

पीपोवाच तदाताभ्य रागन्तुंयदिचेप्स्यथ ।
सुकेशाभरणंत्यक्त्वा कुरुध्वं मुंडनंपुनः ॥१६॥

ભાવાર્થ—

ત્યારે તે રાણીઓ પ્રત્યે પીપાજી બોલ્યો કે–તમે અમારી સાથે આવવા ધારતાં હોવ તો તમોએ ધારણ કરેલાં માથાનાં આભૂષણો ત્યજી દેવાં જોઇશે! તેમજ સાધુઓની પેઠે મુંડન કરાવવું પડશે.

श्लोकः

मौक्तिकैर्भिन्नजातीयै रुच्चकैर्ग्रथितानिच ।
महार्घैर्हीरकैःसार्धं सुरत्नैर्जटितानिच ॥१७॥

ભાવાર્થ—

અહા! તમોએ જુદી જુદી જાતની ભારે કિંમતી મોતીની જડેલી માળાઓ પહેરેલી છે! અને મહામૂલ્ય હીરાઓથી અને રત્નોથી જડેલા સુંદર સોનાના હાર પહેરેલા છે! તે કેવા સુંદર શોભે છે! એ બધા હારો તમારે ત્યજી દેવા પડશે.

श्लोकः

महामूल्य प्रदानेन क्रीतानी भूषणान्यपि ।
त्यजंतुंझटिति यूयं सर्वाँवैत्यागमिप्सवः ॥१८॥

ભાવાર્થ—

જો તમારે પણ સંન્યાસ લેવો હોય તો ભારે આભૂષણોને તમે હાલ તૂર્તજ ત્યજીદ્યો. અને ફરીથી પહેરવાની કદી પણ ઇચ્છા રાખશો નહિં.

श्लोकः

**परिधानीयवस्त्राणि महार्हाणि तथैवच ।**
**प्रदेयान्यतिदीनेभ्यो सत्वरं त्यागमिप्सुभिः ॥१९॥**

ભાવાર્થ—

વળી પહેરેલાં ભારે કિમતી વસ્ત્રો, અને સંગ્રહમાં રાખેલાં વસ્ત્રો, એ સઘળાં વસ્ત્રો, અને સંગ્રહેલા અલંકારોને હાલ તૂર્તજ આ સભાની સમક્ષ સાધુ સંઘના ફંડમાં આપો દ્યો.

श्लोकः

**सर्वासांत्यागिनीनांच भवेत् कौपीनधारणं ।**
**तथैव तुलसीमाला वरीयानूकंठ भूषणं ॥२०॥**

ભાવાર્થ—

હે રાણીઓ ! જો તમારે સાચી રીતે સંન્યાસિનિઓ થવું હોય તો તમારે લંગોટીઓ પહેરવી પડશે ! બીજાં વસ્ત્રો ત્યજી દેવાં પડશે ! તુલસીની માળાઓ પહેરવી પડશે ! એ માળાઓને કંઠનાં અમૂલ્ય આભૂષણો સમજવાં પડશે.

श्लोकः

**द्वादशांगेषुभिन्नानि तिलकानि महान्त्यपि ।**
**धारणं प्रत्यहंकुर्यु गोपीचंदन घर्षणैः ॥२१॥**

ભાવાર્થ—

વળી હરરોજ બાર અંગો ઉપર બાર તિલક કરવાં પડશે ! અને ગોપીચંદન ઘસી, તેનાં તિલક કરી અંગને શોભાવવું પડશે.

श्लोकः

**तुंबिकांजलपूर्णांच कटुवल्लिसमुद्भवां ।**
**तृषानिरसनार्थाय धारयेत्तीर्थजेर्जलैः ॥२२॥**

ભાવાર્થ—

કડવા વેલાઓની મોટી તુંબડીઓ જળથી ભરેલી મુસાફરીમાં સાથે રાખવી પડશે ! અને મુસાફરીમાં એ જળનું પાન કરવું પડશે. જ્યાં જ્યાં તીર્થ ક્ષેત્રો આવશે, અને પવિત્ર નદીઓ આવશે ત્યાંથી જળ એ તુંબીઓમાં ભરતાં રહેવું પડશે.

श्लोकः

यष्टिर्वैसुदृढांश्लिष्टां वनवेणुसमुद्भवां ।
धारयेत् त्रासनाशार्थं क्रूराणां मनुजात्मनां ॥२३॥

ભાવાર્થ—

વળી જંગલી વાંસની જાડી, મજબૂત એવી એક એક લઠ્ઠીઓ પાસે રાખવી પડશે! અને જંગલમાં ક્રૂર અને પાપી જાનવરોના ભયથી મુક્ત રહેવા માટે એવી લાકડીઓ રાખવાની જરૂર રહેશે.

श्लोकः

प्रत्यहं साधुभिर्पुंभिः सन्निवासो भविष्यति ।
तेषांमाज्ञां स्वीकाराय महत्कष्टं भविष्यति ॥२४॥

ભાવાર્થ—

તમો રાજપત્નિઓ હોવા છતાં તમારે દરરોજ પુરૂષ સાધુઓ સાથે નિવાસ કરવો પડશે! અને તેમની પ્રતિપળે થતી આજ્ઞાઓ સ્વિકારવા માટે તમને ભારે કષ્ટ ઉપજશે.

श्लोकः

ग्रामाद्ग्रामान्तरंगन्तुं वनानि दुःसहानिच ।
महद्दुःखास्पदंतत्र भवितावैपदेपदे ॥२५॥

ભાવાર્થ—

વળી એક ગામથી બીજા ગામ જવા માટે વચ્ચે વચ્ચે ભારે જંગલો આવતાં રહેશે! અને એ જંગલી રસ્તામાં ચાલતાં ભારે દુઃખ થશે. અને ડગલે અને પગલે મનમાં ગ્લાનિ પેદા થતી રહેશે.

श्लोकः

सिंहव्याघ्रादिकानांच व्यालानां हस्तिनां तथा ।
क्रूराणां श्वापदानांच सन्निधिस्तुपदेपदे ॥२६॥

ભાવાર્થ—

વળી એવાં ઘાઢાં જંગલોમાં માર્ગે ચાલતાં અને રસ્તો કાપતાં કોતરોમાં સિંહ–વાઘસર્પ–હાથી અને રીંછ જેવાં ઝેરી જાનવરોના ભેટા થતા રહેશે! અને તેનાથી હૃદય કપાઈ જતું રહેશે.

श्लोकः

**रात्रौ विश्रान्तिहेतौच कशिपुस्तन्नलप्स्यते ।**
**स्थल्यांकंटकमैष्यांच देहस्यशायनं भवेत् ॥२७॥**

ભાવાર્થ—

એમ છતાંયે મુસાફરીનો થાક ગાળવાને માટે રાત્રે સુખેથી વિશ્રાન્તિ પણ મેળવવી મુશ્કેલ રહેશે ! એવાં જંગલોમાં વૃક્ષો તળે જ્યાં વિશ્રાન્તિ લેવાનું હોય ત્યાં છત્રપલંગ કે પથારીઓની આશા શી હોય ! ત્યાં તો ખડબચડા ખાડા ખડીયાવાળી ખરાબાની જગાઓમાં વિશ્રાન્તિ લેવાનું થાય. વળી જ્યાં કાંટા અને કાંકરા વેરાએલા હોય ત્યાં જ એવી કાંટા–કાંકરાવાળી જગા ઉપર સુવાનું હોઈ શકશે.

श्लोकः

**क्रूरैःशिवारुतैस्तत्र निद्राभंगो क्षणेक्षणे ।**
**भविताकोमलाङ्गीनां कथंन्नु प्रसहीष्यते ॥२८॥**

ભાવાર્થ—

એમ છતાંયે મધ્યરાત્રિ થશે, અને નિદ્રાનો સંચાર થવા લાગશે કે તુર્તજ શિયાળીઆઓના તીણા શબ્દોથી વારંવાર નિદ્રા ભંગ થતો રહેશે ! અને આખી રાત બેચેનીમાં ગાળવી પડશે. તમે તો રાજાઓની કુમારિઓ છો ! રાજકુટુંબમાં જન્મેલી છો ! તમારાં કોમળ શરીર છે ! ક્યાં તમારા એ છત્રપલંગોનાં શયન ! અને ક્યાં આવી ખરાબ સ્થિતિમાં રાત ગાળવાનું હોઈ શકશે !

श्लोकः

**निशीथे त्वुल्लुकानांच श्रोष्यंतेकर्कशस्वनाः ।**
**अतिभीतिप्रदातारो निद्राभंगकरामुहुः ॥२९॥**

ભાવાર્થ—

વળી રાતના બાર વાગે ઘૂવડો બોલશે ! અને તેમના ઘૂ ઘૂ એવા ભયંકર શબ્દો કોમળહૃદયને ચીરી નાખતા રહેશે. અને ભયભીત હૃદય થવાથી થોડી પણ નિદ્રાનો અનુભવ ક્યાંથી મેળવાશે !

श्लोकः

**प्रत्यहं प्रातरुत्थाय स्नानंशीतोदकेनच।**
**पंचाग्नितापो मध्यान्हे नतत्रभोजनादिकं ॥३०॥**

ભાવાર્થ—

દરરોજ વહેલે પરોઢે ઉઠવું પડશે ! ઠંડા પાણીએ નહાવું પડશે ! અને બપોરે ખરા તાપમાં પંચાગ્નિ તાપવા પડશે. ત્યાં ભોજન વિગેરેનું કંઈ સાધન નહિ હોશે ! તેથી લંઘનો વેઠવી પડશે. અને ભાગેલે શરીરે મુસાફરી કરતી રહેવી પડશે.

श्लोकः

**कंटकप्रचुरामार्गाः कर्कशाः शर्करान्विताः ।**
**गमनं सुकुमारिणां अतिदुःखतरं भवेत् ॥३१॥**

ભાવાર્થ—

રસ્તા કાંટાવાળા હશે ! અને ધારવાળા કાંકરાઓથી પગ છોલાઈ જશે. સુકોમળ અંગવાળાં તમને એ ભારે દુઃખો ક્યાંથી વેઠી શકાશે !

श्लोकः

**क्वचिद्दवाग्निज्वलितं सुतप्तं सर्वतो दिशि।**
**वर्षायां वृष्टिभिःक्लिन्नं गमनायवनं भवेत् ॥३२॥**

ભાવાર્થ—

વળી કેટલીક જગોએ એવાં જંગલોમાં સળગતા દવાગ્નિ દેખવામાં આવશે ! કે જે દશે દિશાઓએ સળગતા ભડકાવાળા હશે. તેમાં થઈને રસ્તા પસાર કરવા પડશે ! અને વરસાદની ઋતુમાં ભારે વરસાદથી ભીને કપડે અને ભીને શરીરે વનમાં ચાલવું પડશે.

श्लोकः

**ग्रीष्मे प्रचंडतापेच वर्षायां वृष्टिसेवने।**
**हेमंते हैमजेवायु निवासोप्रत्यहं भवेत् ॥३३॥**

ભાવાર્થ—

ગ્રીષ્મ ઋતુમાં પ્રચંડ તાપની જ્વાળાઓ વેઠવી પડશે ! અને બળતે પગે ચાલવું પડશે. એ પ્રમાણે ગ્રીષ્મઋતુના પ્રચંડ તાપ સહેવા પડશે ! વરસાદમાં વરસાદ, વિજળી અને ભારે ગર્જનાઓ સહેવી પડશે ! હેમંતઋતુમાં કડક ઠંડી અને ઠંડા પવનો સહેવા પડશે ! એવી સ્થિતિમાં મુસાફરી કરવી કેમ ગમશે ?

श्लोकः

**मार्गेपर्वतश्रेणीषु महागर्ते बिलेषुवा।**
**उच्चावचेषु मार्गेषु चलनं च मुहुर्भवेत् ॥३४॥**

ભાવાર્થ—

રસ્તામાં નાના મોટા ડુંગરાઓ અને પર્વતો ઓળંગવાના હશે! કઈક ખાઇઓ અને ખાડાઓમાં ઉતરી અને પસાર થવું પડશે! ઉંચા અને નીચા માર્ગોમાં ચાલતાં ભારે કષ્ટ ઉઠાવવું પડશે.

श्लोकः

**इत्थं दुःखप्रपूर्णोयं संन्यासोकथ्यतेजनैः।**
**दुःखितैस्तुजनैःसेव्यः सुखिभिर्नकदाचन ॥३५॥**

ભાવાર્થ—

અરેરે! ભારે દુઃખથી ભરેલો એવો આ સંન્યાસીઓનો માર્ગ છે. તે સુખી સંસારીઓને માન આપવા લાયક નથી. તે તો જેના હ્રદયમાં લાગણી પેદા થએલી હોય, અને એ લાગણી વશ થએલું એકાગ્રમન હશે તેમને જ એ સંન્યાસ વહાલો લાગતો હશે. પરંતુ સુખી માણસોને માટે એ ઇચ્છવા યોગ્ય નથી.

श्लोकः

**निवर्तध्व मतोयूयं स्वेषुस्थानेषुनिर्भयाः।**
**भुग्ध्वं राज्यसुखंशान्तं महद्भिरिप्सितंमुहुः ॥३६॥**

ભાવાર્થ—

માટે હે દેવીઓ! તમે અહીંથી પાછી ફરી જાઓ. અને તમારા રાજ્ય નિવાસોમાં-રણવાસમાં સુખેથી નિવાસ કરો. ત્યાં તમે નિર્ભયપણે રહીને રાજ્યનાં સુખો અનુભવો. જે સુખોની મોટા મોટા માણસો અપેક્ષાઓ રાખે છે, તે સુખો તમને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થએલાં છે તેને શા માટે તરછોડો છો? તમને એવું શું ભારે દુઃખ પેદા થએલું છે કે જેથી સંન્યાસ લેવાની તમારી ઇચ્છા થાય છે?

श्लोकः

**भूपस्य भाषणंश्रुत्वा स्तंभिता मूर्च्छिता यथा।**
**सीतां संप्रेरयामासु रुत्तरंदातु मुत्तमं ॥३७॥**

ભાવાર્થ—

ઉપર મુજબ રાજાનું ભાષણ સાંભળીને સઘળી રાણીઓ અને દાસદાસીઓ સ્તંભિત થઈ ગઈ. જાણે મૂર્છા આવી હોય તેવી બની ગઇ. અને આંખોમાંથી આંસુ કહાડવા લાગી. વળી છેલ્લી રાણી સીતાદેવીને પીપારાજાને ઉત્તર આપવા માટે સૂચના કરી.

श्लोकः

**कीदृशो साधु संघोऽसौ कीदृशा नियमाइमे ।**
**न वयं पालनेशक्ताः राज्ञां संदूषणास्पदाः ॥३८॥**

ભાવાર્થ—

વળી એરાણીઓ બબડવા લાગી કે-આ તે વળી કેવી જાતનો સાધુ સંઘ છે! અને આ નિયમોય કેવા ખરાબ છે! અમો રાજરાણીઓથી પાલન થઈ શકે તેવા નથી! એટલું જ નહિં પણ રાજાઓને પણ દૂષણ પેદા કરનારા છે.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्री विरचिते अभिनव
पीपाचरिते विंशोल्लासः।



# अथैकविंशोल्हासः

( वंशस्थ वृत्तम् )

श्लोकः

**तमुवाचवचःकनीयसी, भार्यासर्वगुणान्वितासती ।**
**गुरुणावचसामहीयसा, निजकर्तव्यपथंप्राप्त्सुना ॥१॥**

ભાવાર્થ—

શ્રી પીપાજી રાજાની છેલ્લી રાણી કે જે સર્વ સદ્ગુણોનો ભંડાર હતી! સતી પતિવ્રતા હતી! અને અલ્પ વચની હતી. છતાં પણ પોતાનું કર્તવ્ય શું છે તે સંપૂર્ણ જાણી શકતી હતી! અને કર્તવ્યનો માર્ગ સરળ કરવા માટે ભાષણ કરવા લાગી. એ ભાષણ અન્ય સ્ત્રીઓને પૂજનિય-અનુકરણ કરવા લાયક, અને શ્રેષ્ઠ હતું.

श्लोकः

**अयिभामकथंनुविस्मृतं, वधुकर्तव्यविवाहजंवरं ।**
**गुरुभिर्द्विजवर्यशासितं, वचसासप्तपदीषुघोषितं ॥२॥**

---

(१) एकमीषे विष्णुस्त्वानयतु ॥१॥

હે સખી! તને સર્વ પુરૂષાર્થના સાધનભૂત અને મુખ્ય ભૂલોકરૂપી સ્થાન પરમાત્મા પ્રાપ્ત કરો. અર્થાત્ આ ભૂલોકમાં બધાં સૌભાગ્ય મેળવવા માટે, અને મારા ઘરમાં અન્ન-વસ્ત્ર વિગેરે ઘરની બધી વસ્તુઓ સંભાળવા માટે તું મારા ઘરની અધિકારિણી થા.

द्वे ऊर्जे विष्णुस्त्वानयतु ॥२॥

હે સખી! તને ભૂર્લોક અને ભૂવર્લોકના સ્થાનમાં બળવાન રહેવા માટે પરમાત્મા સહાયરૂપ થાઓ. કારણકે તારા બળથી મારા બળનો વધારો થશે.

ॐ त्रीणिरायस्पोषाय विष्णुस्त्वानयतु ॥३॥

હે સખી! તુ ભૂર્લોક-ભુવર્લોક અને સ્વર્ગલોકના સ્થાનમાં ધનનો વધારો થવા માટે મારા ઘરની અધિકારિણી થા.

ॐ चत्वारि मायो भवाय विष्णुस्त्वानयतु ॥४॥

હે સખી! તું ભૂર્લોક-ભુવર્લોક-સ્વર્લોક-મહર્લોકમાં સુખરૂપ રહેવા માટે મારા ઘરની અધિકારિણી થા.

ॐ पंचपशुभ्यो विष्णुस्त्वानयतु ॥५॥

હે સખી! તું ભૂર્લોક-ભુવર્લોક-સ્વર્લોક-મહર્લોક અને જનલોક આ પાંચ લોકના સ્થાનોમાં પરમાત્માને એવી રીતથી પ્રાપ્ત કર કે જેનાથી ઘરમાં રહેલાં પશુઓની સંભાળ તું સારી રીતે રાખી શકે.

**ભાવાર્થ—**

**હે સ્વામિનાથ! કેમ, આપ વિસરી ગયા કે! તમારા–મારા વિવાહ પ્રસંગે આપણા પવિત્ર ગુરૂઓએ–પુરોહિતોએ જે ઉદ્બોધન આપ્યું છે, અને સપ્તપદીની અંદર જે શરતો જાહેર કરી છે તે તમારે–અમારે પરસ્પર કબુલ રખાઈ છે.**

---

ॐ षड्ऋतुभ्यो विष्णुस्त्वानयतु ॥६॥

હે સખી! તું ભૂર્લોક–ભુવર્લોક–સ્વર્લોક–મહર્લોક–જનલોક અને તપલોકના સ્થાનમાં, અને વસંતાદિ ૭ ૠતુઓમાં તું મારી સાથે ઉત્તમ સુખ ભોગવનારી થા.

ॐ सखेसप्तपदा भव सामामनुव्रताभव ॥७॥

હે સખી! તું ભૂર્લોક-ભુવર્લોક-સ્વર્લોક–મહર્લોક–તપલોક અને સત્યલોકના સ્થાનોમાં પરમાત્માની દયાથી સારી રીતે પ્રખ્યાતિ મેળવી, મારી સાથે પતિધર્મનું પરિપાલન કરી, ઉત્તમ સુખ ભોગવનારી, અને મારી આજ્ઞાનું પાલન કરનારી થા.

त्वत्तो मेऽखिलसौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ।
देवैः संपादितो मह्यं वधूराद्येपदेऽब्रवीत् ॥१॥

હે સ્વામિનાથ! તમારાથી આ જગતમાં મને સૌભાગ્ય મળ્યું છે. અનેક પ્રકારનાં પુણ્ય કરવાથી અને દેવતાઓની કૃપાથી તમારા જેવા સ્વામીને હું પરણી છું. આ પ્રમાણે પહેલું પગલું ભરતી વખતે કન્યા બોલે છે.

कुटुंबं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ।
यथा लब्धेन संतुष्टा ब्रूतेकन्या द्वितीयके ॥२॥

હે સ્વામિનાથ! તમારા કુટુંબના વૃદ્ધ પુરૂષોના વચનનું પાલન કરી, તેઓની આજ્ઞામાં રહી તેઓનું, બાળકોનું, તથા કુટુંબનું પાલન કરીશ. અને જેટલું ધન પ્રાપ્ત થાય તેથી સંતુષ્ટ રહીશ. અને આપને ખોટું લાગે તેવું વચન કદાપિ બોલીશ નહિં. આ પ્રમાણે કન્યા બીજું પગલું ભરતી વખતે બોલે છે.

मिष्टान्नव्यञ्जनादीनि कालेसंपादये तव ।
आज्ञासंपादिनी नित्यं तृतीये साऽब्रवीद्वरम् ॥३॥

હે પ્રાણનાથ! તમને તથા તમારા કુટુંબને દરરોજ વખતસર ઉત્તમ રસોઇ કરી ભોજન કરાવીશ. અને તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ. આ પ્રમાણે કન્યા ત્રીજું પગલું ભરતી વખતે બોલે છે.

शुचिः शृङ्गारभूषाहं वाङ्मनः कायकर्मभिः ।
क्रीडिष्यामि त्वयासार्धं तुरीये साब्रवीदिदम् ॥४॥

હે સ્વામિન્! હું હંમેશ પવિત્ર રહી સૌભાગ્યના શણગારને ધારણ કરી મનથી–વચનથી તથા સત્કર્મોથી આપને પ્રસન્ન કરીશ. અને આપનું શુભ ચિંતન કરીશ. આ પ્રમાણે કન્યા ચોથું પગલું ભરતી વખતે બોલે છે.

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःख विभागिनी ।
नाहं परवरं गच्छे पंचमे साब्रवीत्पतिम् ॥५॥

श्लोकः

**अधुनापरिपीड्यते भृश, मरिभिर्भारतहिन्दुसत्प्रजाः ।**
**अपितत् परित्राणहेतुना मुनिनासाधुचयोविनिर्मितः ॥३॥**

ભાવાર્થ—

**અરેરે! હાલમાં અખિલ ભારતની સત્પ્રજા દુષ્ટ લોકોથી અત્યંત પીડા પામી રહેલી છે! એ પીડાનો નાશ કરવાને માટે, યાને હિન્દુઓનું સંરક્ષણ કરવા માટે પરમ પૂજનિય શ્રી રામાનંદજી મહામુનિએ ભારતીય સાધુ સંઘ નિર્માણ કરેલો છે! એ જોઇને સાચા હિન્દુનું હૃદય આકર્ષાયા વિના રહે તેમ નથી. ખરે!**

श्लोकः

**बहवोऽवनिपाः सुसंगताः सहमित्रैर्नरवीरसत्तमैः ।**
**वनितानरपालकैर्मताः स्त्रीसमवाय समन्विताःकिल ॥४॥**

---

હે નાથ! આપના આપત્તિના સમયમાં હું ધીરજ રાખીશ, અને આપના સુખથી હું પ્રસન્ન રહીશ. અને આપના સુખદુઃખમાં હું ભાગ લઇશ. તેમજ કોઇપણ અન્ય પુરૂષની ઇચ્છા કરીશ નહિં. આ પ્રમાણે કન્યા પાંચમું પગલું ભરતી વખતે બોલે છે.

सुखेन सर्वकर्माणि करिष्यामि गृहेतव ।
सेवां श्वसुरयोश्चापि बन्धूनां सत्कृतं तथा ॥६॥
यत्र भवानहं तत्र नाहं वञ्चेप्रियं क्वचित् ।
नाहं प्रियेण वक्ष्यामि कन्याषष्ठेपदेऽब्रवीत् ॥७॥

હે પતિ! હું આપના ઘરનું સર્વ કામ સારી રીતે કરીશ. અને આપના માતાપિતાની સેવા કરીશ. આપના ભાઇઓનો પણ સત્કાર કરીશ. આપ જ્યાં જશો ત્યાં હું આપની સાથે આવીશ. અને કદાપિ આપનાથી દૂર રહીશ નહિં. અને ક્યારેય પણ તમને છેતરીશ નહિં. આ પ્રમાણે કન્યા છઠ્ઠુ પગલુ ભરતી વખતે બોલે છે.

होम यज्ञादि कार्येषु भवामि च सहायकृत् ।
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥८॥
सर्वेच साक्षिणस्त्वं मे पति भूतोऽसि सांप्रतम् ।
देहो मयार्पितस्तुभ्यं सप्तमे साब्रवीद्वरम् ॥९॥

હે સ્વામિનાથ! હોમ તથા યજ્ઞાદિ કાર્યને વિષે હું આપને સહાય કરીશ. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થના દરેક કાર્યમાં હું આપની મરજી પ્રમાણે વર્તીશ. તમો દેવ બ્રાહ્મણ વિગેરેની સાક્ષીમાં આપ મારા પતિ થયા છો, અને મે મારૂં શરીર આપને અર્પણ કર્યું છે. આ પ્રમાણે કન્યા સાતમું પગલું ભરતી વખતે બોલે છે. (સંસ્કાર પ્રયોગાવલિ. પૃ. ૧૩૭ થી ૧૪૦)

ભાવાર્થ—

મહામુનિ શ્રી રામાનંદજી મહારાજે નિર્માણ કરેલા એ સાધુસંઘની અંદર મોટા મોટા રાજાઓ સંમત થએલા છે! અને સંગઠિત પણ જોડાએલા છે. તેમાં તેમના મિત્રો, અને કઈક ઉત્તમ નરવીરોનો સમાસ થએલો છે. વળી એ સાધુ સંઘની બરોબરીમાં કામ કરી શકે તેવો ભારતીય સ્ત્રીસંઘ સ્થપાએલો છે. એ સાધ્વી સંઘની અંદર લાખો સ્ત્રીઓ જોડાએલી છે! તેમાં કઈક રાજરાણીઓ પણ છે. એ સર્વેને રાજા-મહારાજાઓ તરફથી અનુમતિ મળેલી છે.

श्लोकः

बहवः प्रतिभान्तिकोमलाः सुकुमारा नृपवंशसंभवाः ।
अपितत् सदृशीः सुकोमलाः नृपराज्ञ्यः नृपवंशदीपिकाः ॥५॥

ભાવાર્થ—

હે સ્વામિનાથ! આપ સમજી શકો છો કે-સંઘમાં જોડાએલા રાજાઓનાં અંગો શું કોમળ નથી? અને ભારતીય સ્ત્રીસંઘમાં જોડાએલી રાજકુમારિઓ શું કોમળ અંગની નથી? તેમની બરોબરીમાં આવી શકે તેવા કઈક શ્રીમંતો પણ ઘણા સુકોમળ અંગવાળા છે! અને તેમની સ્ત્રીઓ પણ સુકોમળ અંગની છે. પરંતુ ધર્મરક્ષણનો પ્રશ્ન પૂરો પાડવાને અંગે, અને દેશનું હિત સાધવાને અંગે એ કોમળતા તરફ ધ્યાન આપવાનું કયાંથી બને!

श्लोकः

किलतेवनवासगामिनो गणयंतिनवनस्यदुःखतां ।
भवताऽपिनहिविचार्यते सुकुमारेणशरीरधारिणा ॥६॥

ભાવાર્થ—

વળી એ રાજા-મહારાજાઓ અને શ્રીમંતોને પણ મુસાફરીને અંગે જંગલો વેઠવાં પડશે એ સારી પેઠે સમજી શકે છે. પરંતુ ધર્મરક્ષાની ખાતર એ વનવાસ દુઃખને કયાંથી ગણવાનું હોઈ શકે! આપ ખુદને માટે આપ જ વિચાર કરો તો આપ સુકોમળ શરીરવાળા નથી! અને વનવાસને અંગે થતાં દુઃખો આપ શું જાણી શકતા નથી!!

श्लोकः

अपिनाम सुरार्थितं सुखं परित्यक्तंनिजधर्मरक्षितुं ।
इदमेव सुखं सदैवतं पतिकर्तव्यपथंपुपूषुणां ॥७॥

ભાવાર્થ—

આપે આપનું સ્વર્ગીય સુખ આપનારૂં રાજ્ય ત્યજી દીધું છે ! અને કામધેનુ સમાન રાજ્યલક્ષ્મીને વિસારી મૂકી છે ! અને અસહ્ય સંકટો વેઠવાને માટે તૈયાર થયા છો એ વાત આપની ખ્યાલ બહાર નથી ! વળી આપ થોડો વિચાર કરો તો પતિની સાથે જ પતિવ્રતા સ્ત્રીઓ સળગતી ચિતામાં ભૂસ્કા મારે છે ! અને પતિના સુખ અને દુઃખોમાં સંપૂર્ણ જિંદગી સુધી સામેલ રહે છે એ પતિવ્રતા ધર્મ શું આપની જાણમાં નથી ! !

શ્લોકઃ

अतिदुःखमयेदुरास्पदे ह्यरिभिः पालितकष्टजे भये ।
धृतिधारणमेवसद्व्रतं नियमेन परिपालयंतिताः ॥८॥

ભાવાર્થ—

પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ એ છે કે-પતિને માથે દુઃખ આવી પડેલું હોય, અને વસમી સ્થિતિમાં પતિવ્રતાનો સ્વામી આવી પડેલો હોય, દુશ્મનોએ ભારે કષ્ટ અને ભય પેદા કરેલો હોય તેવે પ્રસંગે પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ એ છે કે-અત્યંત ધીરજ રાખીને પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ બજાવવો જોઇએ. અને પાતિવ્રત્યના નિયમોનું અખંડ પરિપાલન કરવું જોઇએ.

શ્લોકઃ

किलसर्वसुखेसुरेप्सिते भवतिहृष्टमना कुलांगना ।
सहकार्यकराःसुबोधिनी भवतिमंत्रविदामनुत्तमा ॥९॥

ભાવાર્થ—

પતિવ્રતા સ્ત્રીઓનો ધર્મ એ છે કે-પતિને સ્વર્ગીય અનંત સુખોની પ્રાપ્તિ થએલી હોય તે પ્રસંગે કુળવાન સ્ત્રી તેના મનનો આનંદ વ્યક્ત કરતી રહે. અને સહભાગિનિ થઇ પ્રસંગે પ્રસંગે સારા સદ્બોધ આપતી રહે. અને ઉત્તમ વિચારોને ધારણ કરતી રહી ઉત્તમોત્તમ વિચારો આપતાં પ્રસંગવશાત્ ઉન્નતિની માર્ગદર્શક થતી રહે.

શ્લોકઃ

चलतिस्वपतेःपदेपदे जनछाया सदृशीसदैवसा ।
नकथंभवताऽनुगामिनी कथयत्वंहिसुशास्त्रविन्नृप ॥१०॥

### ભાવાર્થ—

મનુષ્ય તેની પાછળ ચાલતી છાયા જેમ સહલગ્ન હોય છે! તેમ પતિને પગલે પગલે ચાલતી તેની ધર્મપત્નિ છાયાની માફક અનુકુળ રહે. માટે હે સ્વામિનાથ! હું આપની સાથે સહગામિની બની–આપની સાથે ત્યાગિનિ બની શા માટે સાથે ન આવી શકું? શું એ ધર્મ આપ નથી જાણતા કે!!

શ્લોકઃ

**यद्विवेत्तिजनःस्वमानसे अयमात्मा ह्यविनाशिचाव्ययः।**
**गणयेन्नभयंदुरासदां वनजानां मनुजन्मनांकिल ॥११॥**

### ભાવાર્થ—

તત્વજ્ઞાનનો અભ્યાસી માણુસ પોતાના મનમાં વિચાર કરે, અને નિશ્ચિતપણે માની લે કે–આ આત્મા કદી મરતો નથી અને જનમતો નથી. તેને કોઇ પ્રકારનું સુખ દુઃખ વિગેરે કંઈપણ નથી. તેને બાલ્ય–યૌવન અને વૃદ્ધ અવસ્થાનો બાધ પણ નથી. અને એ સત્–ચિત્ અને આનંદમય છે. એ પ્રમાણે આત્માના સાચા આનંદનો ભાવ દ્રઢ થાય તો જંગલનાં ક્રૂર પ્રાણીઓનો પણ તેને શાનો ભય હોઇ શકે?

---

(૧) नत्वेवाहं जातुनासं नत्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वेवयमतः परम् ॥ भ० गी०

ભગવાન કહે છે કે–હે અર્જુન! હું, તું, અને આ સામે યુદ્ધ કરવાને માટે ઉભા રહેલા રાજાઓ ભૂતકાળમાં ન હતા એમ નહિં. અને ભવિષ્યકાળમાં પણ ન હોઈશું એમ શી રીતે કહી શકાય? (ગીતા અ૦ ૨ શ્લોક. ૧૨)

देहिनोऽस्मिन्यथादेहे कौमारं यौवनंजरा।
तथा देहांतर प्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ भ० गी०

દેહધારી માત્રને તેના દેહને કુમાર અવસ્થા, યુવાન્ અવસ્થા, અને ઘડપણુ આવે છે. તેવી રીતે બીજો દેહ પણ પ્રાપ્ત થાય છે એવું જેને નક્કી જ્ઞાન છે એવા ધીરજવાળા પુરૂષને મુઝવણુ થતી નથી. (ગી૦ અ૦ ૨,૧૩)

यंहि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ भ० गी०

એવા ધીરજવાળા માણુસને સુખને દુઃખ એક સરખાં ગણાય છે. સુખથી તેને આનંદ થતો નથી કે દુઃખથી વ્યથા થતી નથી. ખરે! એ મોક્ષ પદનો અધિકારી છે. (ગી૦ અ૦ ૨,૧૫)

શ્લોકઃ

**अथत्यागविधौचमुण्डनम् करमालांवरदंडसंयुताम् ।**
**शुभतीर्थजलेःप्रपूरितातुंबावामकरस्यभूषणं ॥१२॥**

ભાવાર્થ—

ખરે ! જો આપની ત્યાગ વિષેની અનુમતિ મને મળતી હોય તો મુંડન કરાવવામાં મને લગીરે ઘૃણા નથી ! વળી સુંદર હાથમાં દંડ ધારણ કરીશ ! અને રામ નામના પવિત્ર મંત્ર જપ માટે કરમાળા પણ રાખીશ. વળી પવિત્ર તીર્થોના પુણ્ય જળોથી ભરેલું કમંડલું ઘણા જ પ્રેમ સાથે હું ડાબા હાથમાં રાખીશ.

---

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

અસત્ પદાર્થનું અસ્તિત્વ ક્યાંથી ! અને સત્ પદાર્થોનો અભાવ ક્યાંથી હોઈ શકે ! તેની શોધખોળ પૂર્વકનો અંત તત્ત્વદર્શી પુરૂષોએ જોએલો છે. (ગી૦ અ૦ ૨,૧૬)

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

આત્મા અવિનાશી છે ! જે આત્મા વડે આ દ્રશ્યાદ્રશ્ય જગત હયાતિમાં આવેલું છે ! આત્મા સદા અજર અને અમર છે ! તેનો નાશ કરવાને કોઈ સમર્થ નથી.

(ગી૦ અ૦ ૨,૧૭)

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥

દેહધારીઓના દેહ નાશવંત છે ! અને તે હંમેશાં થોડે થોડે નાશને પંથે જ પડેલા હોય છે. ત્યારે આત્મા અવિનાશી અને અમાપ છે એવું નક્કી સમજી મનુષ્યે કર્તવ્યપરાયણ થવું જોઇએ. (ગી૦ અ૦ ૨,૧૮)

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥

જે માણસ આત્માને મારનાર સમજે છે, અને આત્માને મુવેલો સમજે છે એવી સમજવાળા બન્ને કશું સમજતા નથી એમ જાણવું. ખરૂં જોતાં તો આત્મા નથી તો કોઇને મારતો કે નથી તો પોતે મરતો. (ગી૦ અ૦ ૨ । ૧૯)

न जायते म्रियते वाकदाचि न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजोनित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

જેને જન્મ જ નથી, તે કદી પણ મરે જ ક્યાંથી ! તે કદી થએલો હોય, અગર થવાનો હશે તેમ નથી. ખરૂં જોતાં એ અજન્મા છે, નિરંતર રહેનાર છે, સદાકાળ તેની પ્રતીતિ છે, એ જુનામાં જુનો પુરાનો છે, તેનું શરીર મરે છે પણ તે ખુદ મરતો નથી.

(ગી૦ અ૦ ૨ । ૨૦)

श्लोकः

**अभयंशुभदंचकौपिनम् तिलकंद्वादशसिद्धसूचकम् ।**
**विबुधैःसहसत्समागमो सततंज्ञानसुधानिषेवणं ॥१३॥**

**ભાવાર્થ—**

આહા ! કેવું સુંદર લાગશે વારૂ ! ! આ કૌપિનનું ધારણ સઘળા ભયને દૂર કરનારૂં અને કલ્યાણકારી જણાશે. વળી ભારતના બાર પ્રાન્તોના રક્ષણ કરનારા સિદ્ધ મહાત્માઓ આ દેહના બાર વિભાગોના આત્મારૂપે ગણી તેમના તરફ પૂજ્યભાવ વ્યક્ત કરતાં એવાં બાર તિલકો હું ધારણ કરતી રહીશ એ કેવું સુંદર લાગશે ! વળી વિદ્વાન્ સાધુ સંઘના મહાત્માઓ સાથે અહર્નિશ સમાગમ થતો રહેશે ! અને તે દ્વારા જ્ઞાનામૃતનું પાન પણ સતત્ થતું રહેશે એ કેવા સુંદર આનંદની વાત ગણાય ! !

---

वेदाविनाशिनं नित्यं य एन मजमव्ययम् ।
कथं स पुरुषः पार्थकंघातयति हंतिकम् ॥

આત્મા એ અવિનાશી છે, અને સદાકાળ રહેનાર છે. એ અજન્મા અને ઘર્ષણ વિનાનો છે. એવો એ પુરૂષ કોને કેવી રીતે મારી શકે ! અને તેને કોણ કેવી રીતે મારી શકે ! (ગી૦ અ૦ ૨ । ૨૧)

वासांसिजीर्णानि यथाविहाय नवानिगृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहायजीर्णान्यन्यानि संयाति नवानिदेही ॥

માણસ જેમ જીર્ણ થએલાં વસ્ત્રોને ત્યજી દે છે, અને બીજાં નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેવી રીતે જીવાત્મા તેનાં જીર્ણ શરીરને ત્યજી દે છે, અને નવાં શરીર ધારણ કરે છે. (ગી૦ અ૦ ૨ । ૨૨)

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

વધારે તો શું ! પણ ભારે તીક્ષ્ણ શસ્ત્રો એ આત્માને છેદી શકતાં નથી ! ભારે ભભૂકી રહેલો અગ્નિ તેને દહન કરી શકતો નથી ! અનેક જળના સમુદાયો ભિંજાવી શકતા નથી ! અને ૪૯ વાયુ એકત્ર થાય તો પણ તે આત્માને શોષી શકતા નથી. (ગી૦ અ૦ ૨ ।૨૩)

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
निन्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

તાત્પર્ય એ છે કે—આત્મા છેદી શકાતો નથી, ભિંજાવી શકાતો નથી કે શોષી શકાતો નથી. એ સર્વ પ્રાણીપદાર્થોમાં નિત્ય રહેનાર છે, સ્થિર રહેનાર છે, અચલ અને સનાતનપણે રહેનાર છે. (ગી૦ અ૦ ૨ । ૨૪)

अव्यक्तोऽयमचित्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मावेवं विदित्वैनं नानुशोचितु मर्हसि ॥

श्लोकः

**अनिशंनिशितद्रमापतेः स्मरणं वै भजनंभविष्यति ।**
**किलतद्भजनानुसेविनाम् नप्रभवोखलक्रूरश्वापदां ॥१४॥**

**ભાવાર્થ—**

વળી રાત-દિવસ ભગવાન રામચંદ્રજીનું સ્મરણ અને ભજન થતું રહેશે! કીર્તનો અને પ્રવચનો થતાં રહેશે! અને સુંદર સુરિલા સંગીતોથી ભગવાનનો સાક્ષાત્કાર થતો રહેશે. એવા ભજનોનું સેવન કરવાથી મનુષ્યનો આત્મા નિર્ભય થઈ ક્રૂર એવાં વ્યાઘ્રાદિકોનો ભય દૂર થઇ જશે. અને વાઘ-સાપ-રીંછ ચિત્તા વિગેરેનો પણ પ્રભાવ એવા ભજનાનંદિ સાધુઓ ઉપર ક્યાંથી ચાલી શકશે!!

श्लोकः

**उषसिमृदुभिःसुकोमलैः स्तुतिभिर्मंगलप्रार्थनं भवेत् ।**
**इद्दशमिद्दशं सुमंगलं जनसौभाग्यकरं भविष्यति ॥१५॥**

**ભાવાર્થ—**

આહા! વહેલા પરોઢે એ સત્પુરૂષો જાગશે! અને જાગ્રત થતાંની સાથે જ સુંદર સુરિલા સ્વરોથી મંગલસ્તોત્રો વડે કરીને થતી પ્રભુ પ્રાર્થનાઓ સાંભળવા મળશે. આવા પ્રકારનું આવું સુંદર મંગલ તેનો અનુભવ લેનાર મનુષ્યોને ભારે સૌભાગ્ય આપનારૂં બનતું રહેશે.

---

એ વ્યક્તિઓની પેઠે પ્રત્યક્ષ દેખાતો નથી કે મનમાં ચિંતવી શકાતો નથી. ખરે! એ સર્વ વિકારોથી રહિત છે. માટે એ આત્માની પરિસ્થિતિ અને જ્ઞાન મેળવવાથી શોક-મોહ દૂર થાય છે. (ગી૦ અ૦ ૨ । ૨૫)

अथचैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितु मर्हसि ॥

એ આત્માને માટે બે ઘડી માની લોકે નિત્ય એ જન્મ લે છે, અને નિત્ય એ મરનાર છે, એ ધોરણે પણ આત્માનો શોક હોઇ શકે નહિ. (ગી૦ અ૦ ૨ । ૨૬)

जातस्य हि ध्रुवो मृत्यु ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितु मर्हसि ॥

જે જન્મે છે, તેનું અવશ્ય મૃત્યુ છે, અને જેનું મૃત્યુ છે તે અવશ્ય જન્મે છે. એવા અનિવાર્ય અર્થમાં આત્મા શી રીતે શોક કરવા લાયક ગણાય? (ગી૦ અ૦ ૨ । ૨૭)

श्लोकः

तदनुह्यवगाहनंजले जलपूर्णेसरसिसरित्सुच ।
ह्यपितस्तनुतापहेतुना तपनं स्थापितपंचवन्हिभिः ॥१६॥

ભાવાર્થ—

ત્યાં પછી સુંદર સરોવરોના અથવા પવિત્ર જલાશયોના, કે પવિત્ર નદીઓના જળની અંદર સ્નાનનો વિધી થતો રહેશે! અને ત્યાં પછી મધ્યાન્હની ઉપાસના માટે પંચાગ્નિનું સ્થાપન કરી પંચાગ્નિ તાપવાનો લાભ મળશે.

श्लोकः

तपसा प्रभवेत्सहिष्णुता, क्षमया मानसतोषणं भवेत् ।
परितुष्टमनारवाप्नुयात् सकलं दिव्य सुखं मनेप्सितं ॥१७॥

ભાવાર્થ—

એ પ્રમાણે ગ્રીષ્મ ૠતુના મધ્યાન્હે પડતા પ્રચંડ તાપમાં પંચાગ્નિના તાપથી તપ કરનાર સાધુ સાચો તપસ્વી બનશે! તેનું શરીર પ્રચંડ તાપને સહન કરનારૂં ઉત્તમ બનશે! અને એવા અગ્નિના સેવનથી સૂર્યસમાન તેજસ્વી શરીર બનશે.

श्लोकः

अतिवृष्टिजयार्थहेतवे अतिवृष्टावपिवारिमज्जनं ।
अपिनामभवेन्निजंतनुः सुदृढं वृष्टिक्षमंबलान्वितं ॥१८॥

ભાવાર્થ—

જ્યારે વરસાદની ૠતુ આવશે ત્યારે વરસાદથી થતાં દુઃખો અને અતિવૃષ્ટિના ભયો જીતવાને માટે ભારે વરસાદની અંદર બેસીને મન ઉપર વિજય મેળવવા માટે પ્રભુ સ્મરણ કરવામાં મન લાગશે. ખરે! એ વૃષ્ટિના તપથી તપસ્વીઓનાં શરીર સુંદર બળવાન અને વૃષ્ટિને સહન કરી શકે તેવાં ઓજસ્વી બનશે.

श्लोकः

हिममयेसमये सुशीतले जलपूर्णेसरसिनिमज्जनं ।
सभवेज्जनलोकवंदितो सकलाःस्युर्वशगामिनी प्रजाः ॥१९॥

ભાવાર્થ—

જ્યારે હીમ ૠતુ આવશે, કડક ઠંડી પડશે, ત્યારે નિર્મળ જળથી ભરેલાં સરોવરોની અંદર પ્રવેશ કરવામાં આવશે ! અને ફક્ત ડોકું બહાર રાખી આખું શરીર જળમાં ડુબાવીને ભૃગુનું ધ્યાન કરવામાં આવશે. એ શીતોદકના અભ્યાસથી તપસ્વીનું શરીર હીમ ૠતુને સહન કરનારૂં, ભારે બળવાન, નિર્દોષ, નિષ્પાપ, અને ઠંડીને લગતાં સમસ્ત દુ:ખોને સહન કરનારૂં બનશે. એ પ્રમાણે ત્રણે ૠતુના તાપ સહન કરનાર સંત પુરૂષો જગત્‌વંદ્ય કેમ બની ન શકે ! અને સમસ્ત પ્રજા આધિન કેમ ન થાય ! ખરેખર એ મહાતપોને તપનાર મહાત્માઓને ધન્ય !

શ્લોકઃ

इतिमानिनि मान्यतांस्वकां निजकर्तव्यपरांहृदिस्पृशां ।
उक्त्वावचसामहीयसा तदनुत्यागपराबभूवह ॥२०॥

ભાવાર્થ—

ઉપર મુજબ ધર્મને લગતા અભિમાનને ધારણ કરનારી એ સ્વાભિમાની સીતા દેવીએ પોતાની ઉત્તમ માન્યતાઓ ત્યાગ વિશેની હૃદયસ્પર્શી બતાવી આપી. અને પોતાની સમજપૂર્વક ત્યાગનો સ્વાંગ ધારણ કરવાને માટે પહેરેલા અલંકારો અને વસ્રો ત્યાગ કરી દીધા.

શ્લોકઃ

नृपतीरपिकौतुकान्वितो प्रापत्त्यागविधानजांक्रियाम् ।
बहुभिःसुजनैःसमन्वितो पीपागगविरागतां ययौ ॥२१॥

ભાવાર્થ—

રાજા પીપાજી સીતાદેવીનું ભાષણ સાંભળી ભારે કૌતુક કરવા લાગ્યા. અને સભાસદો સીતાદેવીના વિચાર સાંભળીને ધન્યવાદ આપવા માંડયા. તે પ્રસંગે સીતાદેવીને ત્યાગિનિ જોઈ રાજા પીપાજીએ પણ સંન્યાસની દીક્ષા લીધી. તેમની સાથે બીજા અનેક સજ્જનોએ પણ સંન્યાસ લીધો.

શ્લોકઃ

तमुवाचवचस्तपोनिधिः बहुरानंदकरं सभासदान् ।
अधुनासुविधेश्चशिक्षणं प्रतिगृण्हंतु च योगशास्त्रजं ॥२२॥

ભાવાર્થ—

શ્રીમાન્ રામાનંદજી મહારાજે પીપાજીને અને સભાસદોને રંજન કરનારૂં ભાષણ કરી અને જય જયકારની ધ્વનિ સાથે સંન્યાસને અંગે યોગાભ્યાસની જરૂર હોવાની વાત જણાવી સભા વિસર્જન કરી.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्री विरचिते अभिनव
पीपाचरिते एकविंशोल्हासः।



## अथ द्वाविंशोल्हासः ॥

### अनुष्टुप्-वृत्तम्

श्लोकः

अपरेऽहनिपूर्वाण्हे जग्मुस्तेनृपमंदिरं ।
सुशीलैःसाधुभिःसार्धं योगविज्ञानहेतवे ॥ १ ॥

ભાવાર્થ—

શ્રીમાન્ સદ્‌ગુરૂ શ્રી રામાનંદજી મહારાજની પોતાના રાજમહેલમાં પધરામણી થવા માટે રાજા પીપાજીએ અત્યંત આગ્રહ કરેલો હોવાથી બીજે દિવસે પ્રાતઃકાલમાં પધારવા માટે નક્કી કર્યું. અને સુશીલ હજારો સાધુઓ સાથે રાજાના રાજમહેલમાં જ્યાં વિશાળ ચોક હતો, અને દેવ ઘર નજીક હતું એવે સ્થળે પધાર્યાં. જ્યારે રાજાને યોગ વિષેનું વિજ્ઞાન સમજવાનું હતું.

श्लोकः

नृपतिःस्वागतंचक्रे स्वागतानांसुवर्चसां ।
भारतीयस्वधर्मार्थे धनप्राणार्पितात्मनां ॥ २ ॥

ભાવાર્થ—

શ્રી રામાનંદજી સહસ્ર શિષ્યો સાથે પધાર્યા તે પ્રસંગે શ્રીમાન્ પીપાજી રાજાએ એ સર્વેનું ઘણા પ્રેમથી અને ઠાઠથી સ્વાગત કર્યું. એ સાધુઓ ભારે તેજસ્વી હતા ! અને ભારતીય હિન્દુ ધર્મ માટે ધન અને પ્રાણને અર્પણ કરનારા ધર્મચુસ્ત હતા.

श्लोकः

मुनिःसंप्रेरयामास नृपंधर्मविदांवरं ।
योगप्रयोगसंतत्यै साधूनांज्ञानहेतवे ॥ ३ ॥

ભાવાર્થ—

શ્રીરામાનંદજી મહારાજે શ્રી પીપાજી સંતને યોગના ભિન્ન ભિન્ન પ્રયોગોના પ્રચાર કરવાના હેતુથી અને સાધુઓમાં તથા જન સમાજમાં યોગનો પ્રચાર કરવાના હેતુથી, પ્રેરણા કરી કે તમે યોગ વિષે વ્યાખ્યાન કરો.

श्लोकः

तदोवाचनृपःश्रेष्ठो मुनिनाज्ञापितोऽपिसः ।
व्याख्यानंकर्तुमुत्तिष्ठत् साधूनांसंसदिपुनः ॥४॥

ભાવાર્થ—

ત્યારે રાજાઓમાં શ્રેષ્ઠ એવા પીપાજી રાજયોગીએ મહા મુનિશ્રી રામાનંદજી મહારાજની આજ્ઞા સ્વીકારી એ સત્પુરૂષોના સમાજમાં વ્યાખ્યાન આપવા ઊભા થયા.

श्लोकः

आदौतुमंत्रयोगस्य व्याख्यानंसविधानकं ।
प्रियंमंत्रविदांश्रेष्ठं तान्त्रिकानांतथैवच ॥ ५ ॥

ભાવાર્થ—

શરૂઆતમાં તેમણે મંત્રયોગ વિષે વ્યાખ્યાન આપ્યું. તેમાં માંત્રિકોને ઘટે તેવા વિધી વિધાનપૂર્વક વ્યાખ્યાન આપ્યું. વળી તાંત્રિકોને ઉપયોગી એવો વિધી પણ વિસ્તાર સાથે સમજાવ્યો.

श्लोकः

एवंचलययोगस्य व्याख्यानंतु प्रथग्विधम् ।
लययोगप्रसक्तानां हृदयाल्हादकं महत् ॥ ६ ॥

ભાવાર્થ—

એ પ્રમાણે લય યોગનું વ્યાખ્યાન પણ ભિન્ન ભિન્ન પ્રકારોથી આપ્યું કે જેનુ શ્રવણ કરવાથી લય યોગમાં આસક્તિ રાખનારા લય યોગી પુરૂષોના હૃદયને આનંદકારક થઈ પડયું.

श्लोकः

तृतीयंहठयोगेवै व्याख्यानंकृतवान्नृपः ।
परंपरागतंयच्च नाथानांसाम्प्रदायिकं ॥ ७ ॥

ભાવાર્થ—

ત્યાં પછી ત્રીજો વિષય હઠયોગનો સ્વીકાર્યો. અને પરંપરાથી ચાલતા આવેલા અને નાથ સંપ્રદાયમાં અનુભવથી સિદ્ધ કરેલા હઠયોગનાં વિધાનો પ્રથક્ પ્રથક્ રીતે સમજાવ્યાં.

श्लोकः

**हठयोगस्यद्वौमार्गौ मनःप्राणलयात्मकौ ।**
**पार्थक्येनसमाचक्रे सर्वेषां सुखहेतवे ॥ ८ ॥**

ભાવાર્થ—

પ્રથમ તેમણે જણાવ્યું કે—હઠયોગ સાધવાના બે માર્ગો છે. તેમાં મનનો લય અને પ્રાણનો લય શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે. જેનું વિધાન કરવાથી મનુષ્ય માત્રને આ લોકમાં પરમ સુખ, અનેક પ્રકારની સિદ્ધિઓની પ્રાપ્તિ, અને પરલોકમાં મુક્તિની પ્રાપ્તિ થાય છે.

श्लोकः

**ततश्चराजयोगेवै व्याख्यानंदत्तवान्पुनः ।**
**भक्तिमार्गप्रसक्तानां भक्तिवर्धनहेतवे ॥ ९ ॥**

ભાવાર્થ—

ત્યાં પછી રાજયોગ વિષે વ્યાખ્યાન આપતાં ભક્તિ માર્ગની વિશિષ્ટતા જણાવી અને રાજયોગનું વર્ણન કરવાથી ભગવદ્ ભક્તિમાં આસક્ત એવા ભક્ત પુરૂષોને અસાધારણ આનંદ ઉપજયો.

श्लोकः

**एषुसर्वेषुयोगेषु मानवाह्यधिकारिताः ।**
**नतत्रवर्णावर्णानां भेदोनास्तिति निश्चितः ॥ १० ॥**

ભાવાર્થ—

વળી તેમણે બધા યોગોના મહત્ત્વ વિષે ગૌરવ સમજાવતાં કહ્યું કે—યોગમાર્ગ પરમ ઉદાર વૃત્તિનો છે. કારણ કે તેને ભણવા માટે, તથા સાધવા માટે મનુષ્ય માત્રને અધિકાર છે. તેમાં કોઇ વર્ણ-અવર્ણનો ભેદ માનેલો નથી. મનુષ્ય માત્રને છૂટ આપેલી છે.

श्लोकः

**उदारं योगशास्त्रंच प्रवृत्तं मनुजन्मना ।**
**हितायमुक्तिहेतोच रचितंमुनिभिःपृथक् ॥ ११ ॥**

श्लोकः

एवंयोगिवरंगच्छेद्ब्रह्मनिष्ठंच श्रोत्रियं ।
शरणप्राप्तयेनूनं सहिकल्याणकृद्भवेत् ॥२०॥

ભાવાર્થ—

ઉપર મુજબ શ્રેષ્ઠયોગી બ્રહ્મનિષ્ઠ-શ્રોત્રિય ગુરૂને શરણે જવું જોઇએ. અને જે આજ્ઞાઓ કહે તે આજ્ઞાઓનું પાલન અનન્ય ભાવથી કરવાને તત્પર રહેવું જોઇએ. તો મનુષ્યનું (સાધક શિષ્યોનું) કલ્યાણ થવામાં લગીરે વાર લાગે નહિં.

श्लोकः

जिज्ञासोर्हठयोगस्य हठयोगिगुरुर्वरः ।
तस्मात्तद्योगनैपुण्ये गच्छेच्छरणदंगुरुं ॥२१॥

ભાવાર્થ—

વળી જેને કેવળ હઠયોગ સિદ્ધ કરવાની ઇચ્છા હોય તેણે તો હઠયોગની પ્રક્રિયાઓને જાણનાર ગુરૂને પસંદ કરવો જોઇએ. તેમાં વળી હઠયોગમાં નિપૂણ અને પ્રભાવશાલીગુરૂ હોય તો હઠયોગ જિજ્ઞાસુની ઇચ્છા પાર પાડી શકે છે.

श्लोकः

सेवया सत्कृतेनाथ वशीकुर्यात्तु योगजं ।
ज्ञानंवै ज्ञानिनांश्रेष्ठं येनसिद्धिमवाप्नुयात् ॥२२॥

ભાવાર્થ—

હરકોઈ મનુષ્યને લાયક સદ્ગુરૂને વશ કરવા માટે મહત્વનો ઉપાય એ છે કે-સદ્ગુરૂની અનન્ય ભાવે સેવા કરવી જોઇએ. અને વારંવાર તેમનો સત્કાર કરતા રહેવું જોઇએ. ગુરૂ પ્રસન્ન થઈ હરકોઇ યોગનું જ્ઞાન આપે તેને સ્વાધીન કરતા રહી આચરણમાં મૂકી ગુરૂની પ્રસન્નતા મેળવવી જોઇએ. એ પ્રમાણે કરવાથી સાધક જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ બને છે, અને સઘળી સિદ્ધિઓને પ્રાપ્ત કરી શકે છે.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रिणा विरचिते अभिनव
पीपाचरिते अथर्विंशोल्लासः ।

# अथ चतुर्विंशोल्हासः ॥

## अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**भावानंदस्यप्रश्नेन नृपोहर्षान्वितोऽभवत् ।**
**आसनफल पार्थक्यं पुनः प्रोवाच भूपतिः ॥१॥**

ભાવાર્થ—

શ્રીમાન્ ભાવાનંદજીના પ્રશ્ન ઉપરથી પીપારાજા ભારે આનંદમાં આવી આસનોના ગુણ અને થતા ફાયદાઓ વિષે ભાષણ આપતાં બોલ્યા કેઃ—

શ્લોકઃ

**चतुराशीतिलक्षाणि योनयः सन्ति सज्जनाः ।**
**तावन्मितान्यासनानि भवन्तिचेति शुश्रुम ॥२॥**

ભાવાર્થ—

હે સાધકો ! આ વિશ્વની અંદર પ્રાણીઓની ચોરાશી લાખ ભિન્ન ભિન્ન યોનિઓ છે. અથવા ચોરાશી લાખ ભિન્ન ભિન્ન પ્રકારોમાં સમસ્ત વિશ્વ સમાએલું છે. આસનોના પ્રકાર પણ તેટલાજ ચોરાશી લાખ છે.

---

(१) हठस्य प्रथमांगत्वादासनं पूर्वमुच्यते ।
कुर्यात्तदासनं स्थैर्यमारोग्यं चांगलाघवम् ।।सं० यो० शा० पृ० ३११॥

समंकायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ गी. ६. १३. ॥

आसनस्य फलान्वक्ष्ये प्रथमं नाडिशोधनम् ।
द्वितीयं कायिकारोग्यं तृतीयं चांगलाघवम् ॥सं० यो० शा० पृ० ३१३॥

अनलसत्वमुपस्थबलक्षय रनिलबोध पटुत्वमनूर्मिता ।
पवनमंथरताप्युपजायते स्थिरमतेरिह पीठजयात्किल ॥सं० यो० शा० पृ० ३१३॥

(२) आसनानि समस्तानि यावंतो जीवजंतवः ।
चतुरशीति लक्षणि शिवेनकथितं पुरा ॥
तेषां मध्ये विशिष्टानि षोडशोनं शतंकृतम् ।
तेषांमध्ये मर्त्यलोके द्वात्रिंशदासनं शुभम् ॥सं० यो० शा० पृ० ३१४॥

श्लोकः

**अल्पायासाच्च तेषांवै विस्मृतंज्ञानमुत्तमं ।**
**केवलंचतुराशीति क्रियन्तेत्वासनानिच ॥३॥**

ભાવાર્થ—

યુગ પરીવર્તનને લીધે મનુષ્યોની માનસિક સ્થિતિ બદલાવાથી તેટલાં આસનો કરવાને અશક્ત બન્યા. તેથી એ ઉત્તમોત્તમ જ્ઞાન વિસ્મૃત થયું. અને કેવળ ચોરાશી આસનો કરવાની પ્રથા પડી. તે આજ ગુરૂ પરંપરાથી સાધન કરી શકાય તેમ છે.

श्लोकः

**एकैकं साधयेद्धीमान् सिद्धयेमनसेऽप्सितान् ।**
**सद्गुरुभिः प्रयुक्तानि सल्लक्षणंतुसाधयेत ॥४॥**

ભાવાર્થ—

બુદ્ધિમાનોએ એક એક આસન સાધ્ય કરવા પ્રયત્ન કરવો જોઇએ. એક સિદ્ધ થયા પછી બીજાનું સાધન કરવું જોઇએ. આસન સિદ્ધ કરવાથી મનુષ્યની તેણે ધારેલી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આસન સિદ્ધ કરવા માટે પણ ગુરૂની આવશ્યકતા રહે છે. અને એ શિક્ષિત ગુરૂ પાસેથી આસનો શિખવામાં આવે તો આસનનો પ્રયોગ જલ્દી સાધ્ય થાય છે.

श्लोकः

**सिंद्धासनंतुसर्वेषा मादिमं गणयतेबुधैः ।**
**तस्यप्रयोगयोगेन विविधंफलमश्नुते ॥५॥**

ભાવાર્થ—

એ બધાં આસનોમાં **સિદ્ધાસન** સર્વોત્કૃષ્ટ અને પ્રથમ ગણાય છે. તેના પ્રયોગના યોગથી સાધકને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

---

(२) मुख्यं सर्वासनेष्वेकं: सिद्धा सिद्धासनं विदुः ।
चतुरशीति पीठेषु सिद्धमेव सदाभ्यसेत् ॥सं० यो० शा० पृ० ३१४॥

सिद्धासनें स्थितोयोगी मायाबीजं पठेद्ध्रुवम् ।
दीर्घोच्चारण मात्रेण वशीभूता भुजंगमी ॥सं० यो० शा० पृ० ३२३॥

શ્લોકઃ

**द्विसप्ततिसहस्राणां नाडीनां भवेच्छुद्धिरसंशया ।**
**जायतेरक्तसंचारो नूतनोप्रत्यहं नृषु ॥६॥**

ભાવાર્થ—

સિદ્ધાસનથી બહોતેર હજાર નાડીઓની શુદ્ધિ જલ્દી થાય છે અને નવા રક્તનો સંચાર થવા માંડે છે. (હરરોજ નવું લોહી ફરવા માંડે છે.)

શ્લોકઃ

**स्फुरणंसद्विचाराणां भवति साधकेषुच ।**
**भगवद्भजनेश्रद्धा चांतेमोक्षमवाप्नुयात् ॥७॥**

ભાવાર્થ—

અનેક સુંદર વિચારોનું સ્ફુરણ થયા કરે છે! મનની પ્રસન્નતા રહે છે! અને ભગવદ્ભજન ઉપર શ્રદ્ધા પેદા થાય છે. અને આખરે તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

શ્લોકઃ

**प्रकारान्तरमापन्ने पूर्वप्रोक्तासनेविधौ ।**
**सर्वेरोगाविनश्यन्ति विनम्रमतिमान् भवेत् ॥८॥**

ભાવાર્થ—

સિદ્ધાસનના અન્ય પ્રકારથી પણ સર્વ રોગો નાશ પામે છે અને નમ્રતા અને સદ્બુદ્ધિની પ્રાપ્તિ થાય છે.

શ્લોકઃ

**पद्मासनं तृतीयंच प्रोक्तंयोगविदांवरैः ।**
**तत्प्रयोगकृतेनाथ फलानिश्रृणु साधवः ॥९॥**

ભાવાર્થ—

યોગશાસ્ત્રને જાણનારા વિદ્વાનોએ **પદ્માસનને** ત્રીજું ગણેલું છે. પદ્માસનને સિદ્ધ કરવાથી જે જે ફાયદાઓ થાય છે તેનું વર્ણન નિચે મુજબ છે.

---

(१) चतुरशीतिपीठेषु पद्मासनं सदाभ्यसेत् ।
द्विसप्तति सहस्राणां नाडीनां मलशोधनम् ॥सं० यो० शा० पृ० ३१४॥

(२) पद्मासने स्थितो योगी सर्व द्वाराणि शोधयेत् ।
मनः प्राणसहितं तु ब्रह्मरंध्रे स्थिरं भवेत् ॥सं० यो० शा० पृ० ॥३१६॥

श्लोकः

सर्वेषामिष्टसिद्धिनां प्राप्तिर्भवतिनिश्चला ।
परब्रह्मणितल्लीनो भवतिसाधकोध्रुवम् ॥१०॥

ભાવાર્થ—

સાધકે ધારેલી ઇષ્ટસિદ્ધિઓની પ્રાપ્તિ નિશ્ચિત થાય છે! સાધક પરબ્રહ્મમાં લીન થાય છે! અને માનસિક શાન્તિને મેળવતો રહે છે.

श्लोकः

चतूर्थेन प्रयुक्तेन बद्धपद्मासनेनच ।
सर्वप्रकारसंयुक्तां शान्तिर्वैलभतेनृणां ॥११॥

ભાવાર્થ—

ચોથું આસન **બદ્ધપદ્માસન** તરીકે ઓળખાય છે. એ બદ્ધપદ્માસન સાધ્ય કરવાથી સર્વ પ્રકારોથી યુક્ત એવી શાન્તિને મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે.

श्लोकः

पंचमंत्वासनंप्रोक्तं मुत्थितंपंकजाभिधं ।
दिव्यद्रष्टि प्रदंह्येतत् हृत्कमलस्य विकासकं ॥१२॥

ભાવાર્થ—

પાંચમું ઉત્થિત **પદ્માસન** કહેવાય છે; એ સાધવાથી સાધકને દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત થાય છે અને હૃદયકમળનો વિકાસ થાય છે.

श्लोकः

विनश्यतिश्वासव्याधि र्नश्यतिकाशजातथा ।
अन्येऽपिश्वासजन्यावै रोगानश्यन्तिभूरिषः ॥१३॥

ભાવાર્થ—

વળી શ્વાસની વ્યાધિ નાશ પામે છે! અને કાશનો વ્યાધિ તૂર્ત મટી જાય છે. વળી બીજા પણ શ્વાસથી થતા અનેક રોગો નાશ પામે છે.

श्लोकः

उर्ध्वपद्मासनं प्रोक्तं योगशास्त्रेतुपंडितैः ।
बलवान् मेरुदंडश्च रक्ताभिसरणं भवेत् ॥१४॥

ભાવાર્થ—

યોગશાસ્ત્રના પંડિતોએ **ઊર્ધ્વપદ્માસન** કરવાની રીત બતાવેલી છે. એ પ્રમાણે આસન સિદ્ધ કરવાથી કરોડ રજ્જુ અથવા મેરૂદંડ બળવાન (મજબૂત) બને છે. અને રક્તને સંચાર (રૂધિરાભિસરણ) જોરથી થવા લાગે છે.

શ્લોકઃ

**सुप्तपद्मासनं प्रोक्तं योगिभिः पूर्वजैर्वरम् ।**
**नश्यन्ति सोदरारोगा विविधाविकृताश्चये ॥१५॥**

ભાવાર્થ—

યોગને જાણનારા પૂર્વજ યોગિઓએ **સુપ્ત પદ્માસન** બતાવેલું છે. તેનાથી પેટના સઘળા રોગો નાશ પામે છે અને આંતરડાંની શુદ્ધિ થાય છે.

શ્લોકઃ

**भद्रासनंत्वष्टमकं कथ्यते मुनिभिः सदा ।**
**सर्वकार्येषुसंलग्नम् मनस्तेन भवेध्द्रुवम् ॥१६॥**

ભાવાર્થ—

યોગને જાણનારા મુનિઓએ આઠમું **ભદ્રાસન** કહેલું છે. ભદ્રાસન સિદ્ધ કરવાથી જે કામના પૂર્ણ કરવા ધારી હોય તે ઇષ્ટ કામનામાં મન એકાગ્ર થવાથી ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે.

શ્લોકઃ

**नवमंत्वासनं प्रोक्तं स्वस्तिकंस्वस्तिदायकं ।**
**भवेच्चानेनसाध्येन सर्वमंगलदायकं ॥१७॥**

ભાવાર્થ—

નવમું આસન કલ્યાણકારક **સ્વસ્તિક** નામે ઓળખાવેલું છે. સ્વસ્તિકાસન સાધ્ય કરવાથી મંગલદાયક અનેક કાર્યો થાય છે.

શ્લોકઃ

**दशमं योगशास्त्रेण प्रोक्तं योगासनंशुभम् ।**
**साध्येनानेन चित्तस्य स्थिरतांलभतेऽजनः ॥१८॥**

ભાવાર્થ—

યોગશાસ્ત્રને જાણનારા જ્ઞાનિઓએ દસમું **યોગાસન** વર્ણવેલું છે. યોગાસન સાધ્ય કરવાથી હંમેશાં ચિત્તની સ્થિરતા રહે છે.

શ્લોકઃ

निद्राजन्यास्तु रोगावै नश्यन्ति विविधाःपुनः ।
लभन्ते सिद्धयः सर्वा मनसेप्सितकर्मजाः ॥१९॥

ભાવાર્થ—

વળી એ યોગાસનના પ્રભાવથી નિદ્રાથી ઉત્પન્ન થતા વિવિધ રોગો નાશ પામે છે અને મનની ધારેલી ઇષ્ટ કામનાઓ પૂર્ણ થાય છે.

શ્લોકઃ

प्राणायामासनमिद्मथचैकादशं भवेत् ।
सर्वासांनाडीकानांच संशुद्धिर्शीघ्रमाप्नुयात् ॥२०॥

ભાવાર્થ—

અગીઆરમું **પ્રાણાયામાસન** ગણાય છે. તેને સાધ્ય કરવાથી શરીરની નાડીઓ શુદ્ધ થાય છે અને બળની પ્રાપ્તિ થાય છે.

શ્લોકઃ

नूतनस्यच रक्तस्य शीघ्रसंचरणंभवेत् ।
मनोविशुद्धिर्भवति साध्येनानेननिश्चिता ॥२१॥

ભાવાર્થ—

વળી નવા તાજા રૂધિરનો શરીરમાં શીઘ્ર સંચાર થવા લાગે છે( મનની શુદ્ધિ થાય છે] માનસિક ભય મટે છે.

શ્લોકઃ

आसनंयद्द्वादशकं प्रोचुर्मुक्तासनंबुधाः ।
सर्वासांसिद्धिनांप्राप्ति र्भवतिसाधकान्‌किल ॥२२॥

ભાવાર્થ—

વિદ્વાનોએ બારમુ આસન **મુક્તાસન** તરીકે ઓળખાવેલું છે. મુક્તાસનના પ્રભાવથી સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને સાધકોને આનંદ પ્રાપ્ત થાય છે.

શ્લોકઃ

त्रयोदशंचासनकं वायुमुक्तासनंखलु ।
अस्यसाध्यकृतेनाथ अधोवायोर्गतिर्भवेत् ॥२३॥

ભાવાર્થ—

તેરમું **વાયુમુક્તાસન** ગણાય છે. તેને સાધ્ય કરવાથી અધોવાયુની ગતી સરળ બને છે.

શ્લોકઃ

**सूर्यासनंतुसंप्रोक्तं संख्ययायच्चतुर्दशम् ।**
**जठराग्नेः प्रवद्धिश्च जायतेनात्रसंशयः ॥२४॥**

ભાવાર્થ—

ચૌદમું આસન **સૂર્યાસન** બતાવેલું છે. સૂર્યાસનના પ્રભાવથી મંદ પડેલો જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે.

શ્લોકઃ

**सूर्यभेदनकंचैत दासनं तिथि संख्यकम् ।**
**नेत्ररोगाः प्रणश्यन्ति साधकानां भयावहाः ॥२५॥**

ભાવાર્થ—

પંદરમું આસન **સૂર્યભેદનાસન** ગણાય છે. તે સાધ્ય કરવાથી નેત્રને લગતા સઘળા રોગો મટી જાય છે અને સાધકો નિર્ભય બને છે,

શ્લોકઃ

**षोडशंकथितंचात्र भस्त्रिकासन मुत्तमं ।**
**ज्वरदोषाः प्रणश्यन्ति विषमोज्वरएवच ॥२६॥**

ભાવાર્થ—

સોળમું **ભસ્ત્રિકાસન** ગણેલું છે. તેને સાધ્ય કરવાથી સઘળા જવરના દોષો નાશ પામે છે અને બહેકેલો વિષમ જવર નાશ પામે છે.

શ્લોકઃ

**क्षुधायादीपनंचैव रक्तशुद्धि स्तथैवच ।**
**इत्थंवैविविधारोगाः प्रणश्यन्त्याशुवैसदा ॥२७॥**

ભાવાર્થ—

એ ભસ્ત્રિકાસનથી ક્ષુધા લાગે છે! અપચો મટે છે! ક્ષુધાનું દીપન થાય છે! રક્તશુદ્ધિ થાય છે! અને ઉદરની સઘળી વ્યાધિઓ જલ્દી મટી જાય છે.

श्लोकः

कथ्यतेचासनंनूनं सावित्रंच समाधिजं ।
येन वोजश्च तेजश्च मेधावैवर्धतेध्रुवम् ॥२८॥

ભાવાર્થ—

વળી સમાધિને જાણનારા પુરૂષોએ સાવિત્રાસન વર્ણવેલું છે. તેને સિદ્ધ કરવાથી સાધકમાં ઓજસ્ તેજસ્ અને મેધા (સૂક્ષ્મબુદ્ધિ) વધે છે.

श्लोकः

अचिंत्यमासनंप्रोक्तमष्टादशमसंख्यकम् ।
तेनचैतन्यवृद्धिश्च उरू लावण्यतांव्रजेत् ॥२९॥

ભાવાર્થ—

અઢારમું અચિન્ત્યાસન વર્ણવેલું છે. તેને સિદ્ધ કરવાથી મનુષ્યમાં ચેતનની વૃદ્ધિ થાય છે અને ઉત્તમ લાવણ્યતા પ્રાપ્ત થાય છે.

श्लोकः

ब्रह्मज्वरांकुशंचैव ह्यासनैकोनविंशकम् ।
सर्वेरोगा विनश्यन्ति शान्तिर्भवतिदैहिकाम् ॥३०॥

ભાવાર્થ—

ઓગણીસમું આસન કે જે બ્રહ્મ જ્વરાંકુંશ ગણાય છે તેનાથી બધા રોગો નાશ પામે છે અને શરીરને શાન્તિ પ્રાપ્ત થાય છે.

श्लोकः

उद्धारकासनं प्रोक्तं विंशंतुयोगविज्जनैः ।
बलवंति भवंत्याशु गुह्यांगानिच नित्यशः ॥३१॥

ભાવાર્થ—

વીસમું ઉદ્ધારકાસન ગણાય છે. તેને સાધ્ય કરવાથી સાધકના ગુહ્યાંગો જલ્દી બળવાન બને છે.

श्लोकः

मृत्युभञ्जकनाम्नावै प्रसिद्धं मृत्युभञ्जकं ।
वायोःशान्ति र्भवत्याशु प्राणानांच व्यवस्थितिः ॥३२॥

ભાવાર્થ—

એકવીસમું **મૃત્યુભંજકાસન** ગણાય છે. તેનાથી મૃત્યુને જીતી શકાય છે! શરીરમાં પેદા થતા વાયુની શાન્તિ થાય છે અને પ્રાણોનું સ્થિરતા-પૂર્વક વહન થવા લાગે છે.

श्लोकः

आत्मारामासनंचैतन्मुक्तारामासनंविदुः ।
येनचिंताविनाशोवै जायतेनात्रसंशयः ॥३३॥

ભાવાર્થ—

બાવીસમું **આત્મારામાસન** ગણાય છે. તેને સિદ્ધ કરવાથી ચિંતાનો નાશ થાય છે અને મન નિર્ભય બને છે.

श्लोकः

भैरवासनमिदंप्रोक्तं येनकुण्डलिनी भवेत् ।
व्याकुलासंत्रासवती विकासो कमलस्यच ॥३४॥

ભાવાર્થ—

તેવીસમું **ભૈરવાસન** ગણાય છે. તેને સિદ્ધ કરવાથી કુંડલિની વ્યાકુલ થાય છે અને સીધી થવા લાગે છે તથા હ્રદય કમળનો કોષ ખીલે છે.

श्लोकः

संतापशमनंचापि हृद्रोगश्च विनश्यति ।
वातगुल्मादिव्याधिनां यकृतस्याभिवर्धनं ॥३५॥

ભાવાર્થ—

સઘળા સંતાપ શાન્ત થાય છે! હૃદયના રોગ નાશ પામે છે! વાત ગુલ્મના વ્યાધિઓ નાશ થાય છે! તથા યકૃતની બિમારી મટે છે.

श्लोकः

तदनुगारुडंप्रोक्त मासनंच महत्तरं ।
मनुजो गमनेऽशीलो जडोवृद्धोऽपितादृशः ॥३६॥

ભાવાર્થ—

ચોવીસમું **ગરૂડાસન** ગણાય છે. ગરૂડાસન સાધ્ય કરવાથી સાધક જડબુદ્ધિવાળો હોય-વૃદ્ધ હોય તોપણ ચાલવામાં અને ઉડવામાં ભારે તીવ્ર વેગવાળો બને છે.

श्लोकः

गोमुखंचासनंवापि कथितं योगसाधकैः ।
मुखोद्गतारुजश्चैव शाम्यन्तिचातिवेगतः ॥३७॥

ભાવાર્થ—

પચીસમું **ગોમુખાસન** ગણાવેલું છે. ગોમુખાસન સિદ્ધ કરવાથી સાધકને તેના મુખને લગતા સગળા વ્યાધિઓ મટે છે અને ફરીથી થવા પામતા નથી.

श्लोकः

वातायनासनं प्रोक्तं साधकानां हितावहं ।
प्रगतिकारकंह्येतत् शुभकर्मसुखावहं ॥३८॥

ભાવાર્થ—

છવ્વીસમું **વાતાયનાસન** કહેલું છે. એ વાતાયનાસનને સિદ્ધ કરવાથી મનુષ્યને પ્રગતિ કરવામાં સફળતા મળે છે અને સઘળાં કામો સરળતાથી-સહેલાઇથી બનતાં રહે છે.

श्लोकः

सिद्धमुक्तावलिनाम्ना चासनंकथ्यते बुधैः ।
शोकनाशनहेतौच ह्यानंदोत्पादनेतथा ॥३९॥

ભાવાર્થ—

સત્તાવીસમું **સિદ્ધ મુક્તાવલિ** આસન કહેલું છે. તેને સાધ્ય કરવાથી સઘળી જાતના શોક મટે છે અને અનેક પ્રકારના આનંદો પ્રાપ્ત થાય છે.

श्लोकः

आसनंनेतिनामानं नेतिरीत्याप्रवर्तते ।
जनोनिर्मलतांमेति सर्वदा स्वच्छतां व्रजेत् ॥४०॥

ભાવાર્થ—

અઠ્ઠાવીસમું **નેત્યાસન** નામે ઓળખાય છે. જેને સાધ્ય કરવાથી માણસ નિર્મળ-શુદ્ધ બને છે.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते चतुर्विंशोल्हासः ॥

# अथ पंचविंशोल्हासः

( अनुष्टुप-वृत्तम् )

श्लोकः

**पूर्वासनंच यत् प्रोक्तं पूर्वर्षिभिरभिष्टुतम् ।**
**प्राक्स्मृतिर्लभतेनित्यं जनो याति कृतार्थतां ॥१॥**

ભાવાર્થ—

ઓગણત્રીસમું આસન **પૂર્વાસન** નામે ઓળખાય છે. તેની શ્રેષ્ઠતા વિષે પૂર્વેના ઋષિ-મુનિઓ મુક્તકંઠે વખાણ કરે છે. એ પૂર્વાસનને સાધ્ય કરવાથી પૂર્વે થએલા જન્માન્તરોની સ્મૃતિ પ્રાપ્ત થાય છે અને માનવ કૃતાર્થ થાય છે.

श्लोकः

**पश्चिमोत्तानकंचैव चासनं स्तूयते बुधैः ।**
**नाशनं कृमिनांचैव ह्यौदर्याणां तथैव च ॥२॥**

ભાવાર્થ—

ત્રીસમું આસન કે જે **પશ્ચિમોત્તાન** તરીકે ઓળખાય છે. તેના સેવનથી ઉદરમાં થતા કૃમિ રોગોનો નાશ થાય છે.

श्लोकः

**वातस्यध्वसनं चापि मंदाग्नेर्नाशनं तथा ।**
**एवं विधाँश्चरोगांश्च नश्यंन्तिच यथा क्रमम् ॥३॥**

ભાવાર્થ—

વળી પેટનો વાયુ નાશ પામે છે! મંદાગ્નિ નાશ પામી અગ્નિ પ્રદીપ્ત થવા લાગે છે! તથા પેટને લગતા સઘળા રોગો નાશ પામે છે.

श्लोकः

**महासनं स्याद्रोगीणां सर्वरोगविनाशनं ।**
**अपथ्यपथ्यवस्तुनां पाचने तद्धितावहं ॥४॥**

ભાવાર્થ—

એકત્રીસમું આસન કે જે **મહાસન** તરીકે ઓળખાય છે. અને તે દરેક જાતના રોગીને ઉપકારક છે અપથ્ય અથવા પથ્ય ખાધેલી વસ્તુઓનું તેનાથી પચન થવા માંડે છે.

श्लोकः

क्षयरोगो गुल्मरोगः कुष्ठव्याधिस्तथैव च ।
मृत्योर्जनितसंक्लेशाः शीघ्रंनश्यन्तिबाधकाः ॥५॥

ભાવાર્થ—

વળી ક્ષયરોગ, વાત ગુલ્મરોગ–દુષ્ટ વ્યાધિ તથા મૃત્યુને લગતા કલેશો શીઘ્ર નાશ પામે છે.

श्लोकः

वज्रासनेननश्यन्ति व्याधयोस्वल्पसंभवाः ।
महत्यश्चनिरस्यन्ति चायुष्यं वर्धते पुनः ॥६॥

ભાવાર્થ—

બત્રીસમું આસન **વજ્રાસન** તરીકે ઓળખાય છે. તેને સાધ્ય કરવાથી સાધારણ બિમારીઓ નાશ પામે છે. તથા વજ્રાસન સિધ્ધ કરવાથી મોટા મોટા રોગો પણ નાશ પામે છે! અને આયુષ્ય વૃદ્ધિ પામે છે.

श्लोकः

चक्रासनेन कुण्डलिनी कुण्ठीताभवतिध्रुवम् ।
साऽपिविकाशहेतौच भवेत् क्षेमकरी तथा ॥७॥

ભાવાર્થ—

તેત્રીસમું આસન **ચક્રાસન** નામે ઓળખાય છે. ચક્રાસનના પ્રભાવથી કુંડલિની કુંઠિત થવા લાગે છે! માનવજીવનનો વિકાસ થાય છે! અને કલ્યાણકારક અનેક કાર્યો બનતાં રહે છે.

श्लोकः

गर्भासनेनसह्यंतेक्लेशादेहोद्भवाश्चये ।
मनोमाधूर्यतामेत्यकाशायरहितंभवेत् ॥८॥

ભાવાર્થ—

ચોત્રીસમું **ગર્ભાસન** નામે ઓળખાય છે. ગર્ભાસનના પ્રભાવથી આવી પડતાં ઘણાં કષ્ટોને સહન કરવાની શક્તિ પેદા થાય છે! મન નિશ્ચલ બને છે! અને બળ વધે છે.

श्लोकः

**दशप्रकारसंयुक्त मासनंशीर्षसंज्ञकं ।**
**बलसंवर्धकंचैव तथैवारोग्यदंनृणां ॥९॥**

ભાવાર્થ—

પાંત્રીસમું **શીર્ષાસન** નામે ઓળખાય છે. તેના ભિન્ન ભિન્ન દસ પ્રકાર છે. તેમાંથી હરકોઈ એક સાધનારને બળ–બુદ્ધિ–પરાક્રમ–શરીરની સ્વસ્થતા તથા અઢળક શક્તિસંચાર વધે છે.

श्लोकः

**बहुलाभप्रदंचैत दारोग्यवर्धकंमुहुः ।**
**मनःस्वास्थ्यकरंचैव रोगीणांरोगनाशनं ॥१०॥**

ભાવાર્થ—

એ આસન (શીર્ષાસન)થી મહત્વના લાભો થાય છે. આરોગ્ય વધે છે! રોગીઓનું મન શાન્ત બને છે અને રોગો નાશ પામે છે.

श्लोकः

**हस्ताधारेण यत्प्रोक्त मासनंशीर्षसंज्ञकं ।**
**कुर्वतोमनुजस्यैव शीर्षवज्रसमंभवेत् ॥११॥**

ભાવાર્થ—

કેવળ હાથના આધારથી શીર્ષાસન થઈ શકે છે. શીર્ષાસનથી મસ્તક શુદ્ધ–દ્રઢ અને મજબૂત બને છે. એ આસનને છત્રીસમું આસન ગણેલું છે.

श्लोकः

**उर्ध्वसर्वांगनामेतिख्यापितं चासनेशुवे ।**
**स्वाधीनताभवेत्प्राज्ञा मासनोपासिनांनृषु ॥१२॥**

ભાવાર્થ—

આઠત્રીસમું આસન **ઊર્ધ્વ સર્વાંગાસન** નામે ઓળખાય છે. એ આસનના પ્રભાવથી બુદ્ધિમાનોને ધારેલી વસ્તુઓ સ્વાધીન બને છે અને મનઃકામનાઓ પૂર્ણ થાય છે.

श्लोकः

हस्तपादांगुष्ठनकमासनंभवातिनृणां ।
कन्धरेनासिकायां च कटयां वेह्युदरे तथा ॥१३॥

ભાવાર્થ—

અડત્રીસમું આસન હસ્તપાદાંગુષ્ઠાસન નામે ઓળખાય છે. જેને સિદ્ધ કરવાથી ડોક-નાક-કમ્મર અને ઉદરમાં શક્તિનો વધારો થાય છે.

श्लोकः

बलसंवर्धनंप्रोक्तं योगविज्ञानवादिभिः ।
आयुरारोग्यसंवृद्धि र्भवतियोगिनां किल ॥१४॥

ભાવાર્થ—

યોગના વિજ્ઞાનને જાણનારા સત્પુરૂષોએ ઉપરોક્ત આસનને વખાણેલું છે. એ આસનથી બળનું સંવર્ધન થાય છે તથા આયુષ્ય અને આરોગ્યની પ્રાપ્તિ થાય છે.

श्लोकः

पादांगुष्ठं च तत्प्रोक्तं नंदराममितंतथा ।
विविधंफलं च संप्रोक्तं श्रृणुध्वंमुनिसत्तमाः ॥१५॥

ભાવાર્થ—

ઓગણચાલીસમું આસન કે જે પાદાંગુષ્ઠાસન નામે ઓળખાય છે. તેનાથી થતા ફાયદાઓ શ્રીપીપાજી મુનિઓની સમક્ષ કહે છે તે સાંભળો.

श्लोकः

द्रष्टेर्मान्द्यंशीघ्रतरं विनाश्य सूक्ष्मद्रग्भवेत् ।
दूरदर्शीभवेद्योगी ह्यासनेसाधनेसती ॥१६॥

ભાવાર્થ—

એ આસનના પ્રભાવથી દ્રષ્ટિની મંદતા જલ્દી મટે છે ! દીર્ઘદ્રષ્ટિ બને છે ! અને નેત્રના રોગો દૂર થાય છે.

श्लोकः

आसनंशून्यवेदाख्यं ह्युत्तानपादकंभवेत् ।
बलवत् साधनेनाथ प्राणशुद्धिर्भवेद्ध्रुवा ॥१७॥

ભાવાર્થ—

ચાલીસમું આસન ઉત્તાનપાદાસન કહેવાય છે. તેને બરાબર સિદ્ધ કરવાથી મનુષ્યનો પ્રાણવાયુ શુદ્ધ બને છે.

શ્લોકઃ

जानुलग्नकरंप्रोक्त मासनंमुनिमानितं ।
कर्तुःस्वोदरशुद्धिःस्या द्रोगाणांनाशनंतथा ॥१८॥

ભાવાર્થ—

એકતાલીસમું આસન જાનુલગ્નકરાસન નામે ઓળખાય છે. તેને સાધ્ય કરવાથી પેટની શુદ્ધિ થાય છે અને રોગો નાશ પામે છે.

શ્લોકઃ

एकपादशिराख्यं वै चासनं कथ्यते बुधैः ।
दोषेण रहितो देहो शुद्धःबुद्धो भवेत् किल ॥१९॥

ભાવાર્થ—

બેંતાલીસમું આસન એકપાદશિરાસન નામે ઓળખાય છે. તેને યોગશાસ્ત્રને જાણનારા વિદ્વાનો વખાણે છે. તેને સાધ્ય કરવાથી મનુષ્યનો દેહ દોષોથી રહિત થાય છે

શ્લોકઃ

द्विपादशिरसः प्रोक्तं राम चत्वारिसंख्यकम् ।
सर्वतो मनुजानां च शुभप्राप्तिरसंशया ॥२०॥

ભાવાર્થ—

તેંતાલીસમું આસન દ્વિપાદશિરાસન નામે ઓળખાય છે. એ આસન સાધ્ય કરવાથી મનુષ્ય માત્રને સુખની પ્રાપ્તિ થાય છે.

શ્લોકઃ

एकहस्तासनं चैव चतुश्चत्वारिसंज्ञकं ।
पार्श्वशूलस्य वैनाशो साधकस्य ध्रुवं भवेत् ॥२१॥

ભાવાર્થ—

ચુંમાલીસમું આસન એકહસ્તાસન નામે ઓળખાય છે. તેને સાધવાથી પાર્શ્વશૂલ (આજુબાજુના પડખાઓમાં શૂળા ફૂટતા હોય)નો નાશ થાય છે.

श्लोकः

पादहस्तासनं प्रोक्तं शराब्धिसंख्ययान्वितम् ।
बलसंवर्धनंशीघ्रं भवतिसाधकोत्तमान् ॥२२॥

ભાવાર્થ—

પીસ્તાલીસમું આસન પાદહસ્તાસન નામે ઓળખાય છે. સાધકોને તેનાથી બળ વધે છે.

श्लोकः

कर्णपीडमूलाख्य मासनं हठयोगिनां ।
जाठरोजातवेदस्य विवृद्धि र्भवतिध्रुवम् ॥२३॥

ભાવાર્થ—

છેંતાલીસમું આસન કર્ણપીડમુલાસન નામે ઓળખાય છે. તેનાથી જઠરમાં જઠરાગ્નિ વધે છે.

श्लोकः

कोणासनं च संप्रोक्तं सप्तचत्वारिकं तथा ।
अनेन स्वोदरस्याशुर्विशुद्धिर्भवतिध्रुवम् ॥२४॥

ભાવાર્થ—

સુડતાલીસમું આસન કોણાસન નામે ઓળખાય છે. એ કોણાસનથી ઉદરની શુદ્ધિ થાય છે.

श्लोकः

कटिपीडा निवृत्यर्थ मासनं च त्रिकोणकं ।
कटिजन्यावातपीडा विनष्टाभवतिखलु ॥२५॥

ભાવાર્થ—

અડતાલીસમું આસન ત્રિકોણાસન નામે ઓળખાય છે. તેનાથી કમ્મરની પીડા મટે છે અને કમ્મરના વાયુથી થતા રોગો નાશ પામે છે.

श्लोकः

**चतुष्कोणासनेनाशुः सद्‌बुद्धिवर्धनं भवेत् ।**
**सत्तर्कवर्धनंचैव परवृत्तांतज्ञापकं ॥२६॥**

ભાવાર્થ—

ઓગણપચાસમું આસન **ચતુષ્કોણાસન** નામે ઓળખાય છે. એ આસનથી સદ્‌બુદ્ધિનો વધારો થાય છે! વિચારશક્તિ વધે છે! અને પરવૃત્તાન્ત (પારકાની બિના) જાણવાની શક્તિ વધે છે.

श्लोकः

**पंचाशत्संख्यकं प्रोक्तं स्कंन्धपीडेति संज्ञकम् ।**
**मज्जाया ग्रन्थयश्चैव विनश्यन्त्याशु देहिनाम् ॥२७॥**

ભાવાર્થ—

પચાસમું આસન **કન્ધપીડાસન** નામે ઓળખાય છે. તેનાથી મજ્જાગ્રંથીઓ નાશ પામી જાય છે.

श्लोकः

**एकपंचाशत्तमं च तुलितंकथ्यते बुधैः ।**
**मनःस्थैर्यं भवेत्याशु मनोधैर्यविवर्धनं ॥२८॥**

ભાવાર્થ—

એકાવનમું આસન કે જે **તુલિતાસન** નામે ઓળખાય છે. તે સાધ્ય કરવાથી મનની સ્થિરતા થાય છે અને મન મજબૂત બને છે.

श्लोकः

**द्विशर्वरीमितं चैत दासनं वृक्षसंज्ञकम् ।**
**स्नायवो मनुजानां च प्रबलाः परिपोषिताः ॥२९॥**

ભાવાર્થ—

બાવનમું આસન **વૃક્ષાસન** તરીકે ઓળખાય છે. મનુષ્યોના સ્નાયુઓ તેનાથી બળવાન અને પુષ્ટ બને છે.

श्लोकः

**शरासनंमहामान्यं संस्तुतं मुनिभिः सदा ।**
**वीरत्वं वर्धते शीम मभ्यासो त्राटकस्य च ।।३०।।**

ભાવાર્થ—

ત્રેંપનમું આસન **શરાસન** નામે ઓળખાય છે. એ શરાસનને યોગને જાણનારા પુરૂષોએ ભારે વખાણેલું છે. તેનાથી વીરતા જલ્દી વધે છે અને ત્રાટકનો અભ્યાસ થવા માંડે છે.

श्लोकः

**आलस्यनाशमाप्नोति साधकानां मनस्विनां ।**
**युयुत्सुभिःसदासेव्यं विजयाकांक्षिभिःसदा ॥३१॥**

ભાવાર્થ—

આળસનો નાશ થાય છે! સાધકોને એ મનોહર લાગે તેવું છે! યુદ્ધની અપેક્ષા રાખનારા માણસોએ હંમેશાં તેનું સેવન કરવા લાયક છે! અને વિજયની અપેક્ષા રાખનારાઓને એ આસનના પ્રભાવથી વિજય મળે છે.

श्लोकः

**वेदपंचमितंप्रोक्त मासनं कथितं बुधे ।**
**रासनं च वियोगाख्यं साधनीयं प्रयत्नतः ॥३२॥**

ભાવાર્થ—

ચોપનમું આસન **વિયોગાસન** નામે ઓળખાય છે. તેને સાધકોએ પ્રયત્નપૂર્વક સાધવું જોઇએ.

श्लोकः

**प्रज्वारा विविधाश्चैवं सूक्ष्मस्फोटादयस्तथा ।**
**नश्यन्ति साधकानां च योगाभ्यास विधायिनां ॥३३॥**

ભાવાર્થ—

એ આસન સિદ્ધ કરવાથી અનેક જાતના જ્વરના રોગો મટે છે! નાના મોટા ફોલ્લાઓ મટે છે! તથા ચામડીના સઘળા રોગો શાન્ત થઇ જાય છે.

श्लोकः

विलोममासनंश्रेष्ठं कथितंयोगिभिश्चयत् ।
दीर्घ रोगा विनश्यन्ति नभवन्ति पुनस्तथा ॥३४॥

ભાવાર્થ—

પંચાવનમું આસન **વિલોમાસન** નામે ઓળખાય છે. જેની યોગી પુરૂષો તારીફ કરે છે. તેના સેવનથી લાંબા વખતથી ચાલતા આવેલા રોગો નાશ પામે છે અને ફરીથી તેવા રોગો થવા પામતા નથી.

श्लोकः

षट्पंचाशत्तमं प्रोक्त मासनंयोनिसंज्ञकम् ।
मूलद्वारगुल्मव्याधि र्नाशमाप्नोतिकर्तृणाम् ॥३५॥

ભાવાર્થ—

છપ્પનમું આસન **યોન્યાસન** નામે ઓળખાય છે. તેને સિદ્ધ કરવાથી મૂલદ્વારમાં થએલી વ્યાધિઓ નાશ પામે છે.

श्लोकः

गुप्तांगासनकंप्रोक्तं गुप्तव्याधिविनाशकम् ।
नियमेन विधातृणा मारोग्यंप्रददातियत् ॥३६॥

ભાવાર્થ—

સત્તાવનમું **ગુપ્તાંગાસન** નામે-ઓળખાય છે. તેનાથી ગુહ્ય રોગો નાશ પામે છે અને નિયમિતપણે એ આસનના સેવનથી આરોગ્ય પ્રાપ્ત થાય છે.

श्लोकः

उत्कटंचासनं चैव ह्युत्कृष्टं कथ्यते पुनः ।
पादयो र्बलवृद्धिश्च चलनं शोभनं भवेत् ॥३७॥

ભાવાર્થ—

અઠ્ઠાવનમું આસન **ઉત્કટાસન** નામે ઓળખાય છે. તેના સાધનથી પગમાં શક્તિ વધે છે અને ચાલવાનો વેગ વધે છે.

श्लोकः

ऊनषष्ठिमितं प्रोक्त मासनं शोकसंज्ञकम् ।
मृगीतिसंज्ञिताव्याधि र्वातव्याधिर्विनश्यति ॥३८॥

ભાવાર્થ—

ઓગણસાઠમું આસન **શોકાસન** નામે ઓળખાય છે. તેનાથી મૃગી નામનો વાતવ્યાધિ નાશ પામે છે.

श्लोकः

**आसनं संकटाख्यं च प्राहुःषष्ठितमा भिधं ।**
**कटिशूलादि व्याधीनां नाशः संजायते ध्रुवं ॥३९॥**

ભાવાર્થ—

સાઠમું આસન **સંકટાસન** નામે ઓળખાય છે. તેનાથી કટિશૂલ વિગેરે વ્યાધિઓ નાશ પામે છે.

श्लोकः

**आसनंचान्धकं चैव प्राहुर्योगविदांवराः ।**
**अन्धत्वं नाशमत्येति चान्धानां दुःखभाजिनां ॥४०॥**

ભાવાર્થ—

એકસઠમું આસન **અન્ધાસન** નામે ઓળખાય છે. તેને સાધ્ય કરવાથી આંધળા માણસોનું અન્ધત્વ (આંધળાપણું નાશ પામે છે.

**इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते पंचविंशोल्हासः ॥**



# अथ षड्विंशोल्हासः

( अनुष्टुप-वृत्तम् )

श्लोकः

**रुण्डासनेन रुण्डत्व नाशनं चाशु जायते ।**
**निर्भयत्वमवाप्नोति सर्वथाऽभयकारकं ॥१॥**

ભાવાર્થ—

બાસઠમું આસન **રૂન્ડાસન** નામે ઓળખાય છે. એ આસન સાધ્ય કરવાથી માણુસના અંગનું રૂન્ડત્વ (ખોડ–ખાંપણ) દૂર થાય છે! માણુસ નિર્ભય બને છે! તથા થતા ભય હંમેશને માટે નાશ પામે છે.

श्लोकः

**षष्ठीत्रयमितं चैव शवाख्यंचासनंबुधाः ।**
**अधस्ताद्भवति वायो निंःसरणं च मुहुर्मुहुः ॥२॥**

ભાવાર્થ—

ત્રેંસઠમું આસન **શબાસન** નામે ઓળખાય છે. શબાનના પ્રયોગથી અપાનવાયુ અધોમુખ બની તેનો ખુલાસો વારંવાર થતો રહે છે.

श्लोकः

**चतुःषष्ठिमितं प्रोक्तं वृषंनामेतिख्यापितं ।**
**वीर्यस्यस्तंभनंचाशु बलसंवर्धनं भवेत् ॥३॥**

ભાવાર્થ—

ચોંસઠમું આસન **વૃષાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી વીર્યનું સ્તંભન થાય છે અને ભારે શક્તિ પેદા થાય છે.

श्लोकः

**गोपुच्छकासनंप्रोक्तं सर्वपापप्रणाशनं ।**
**मनोजं कायजं चैव वाचाजन्यं च वै पुनः ॥४॥**

ભાવાર્થ—

પાંસઠમું આસન **ગોપુચ્છાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી અંતઃકરણના પાપી વિચારો નાશ પામે છે અને પાપી વિચારોથી થતા શરીરના રોગો નાશ પામે છે.

श्लोकः

शीतोष्णसहनार्थाय प्रोक्तमुष्ट्रासनंतथा ।
शीतोष्णजन्याव्याधिर्वै नश्यत्या शुरसंशयंः ॥५॥

ભાવાર્થ—

છાસઠમું આસન **ઉષ્ટ્રાસન** તરીકે ઓળખાય છે. તેના પ્રયોગથી શીત અને ઉષ્ણ સહન કરવાની શક્તિ પેદા થાય છે તથા ઠંડીથી અને ગરમીથી પેદા થતા રોગો નાશ પામે છે.

श्लोकः

सप्तषष्ठितमंचैव मर्कटस्यनिगद्यते ।
अनेन नाभि नाडीनां समानवहनं भवेत् ॥६॥

ભાવાર્થ—

સડસઠમું આસન **મર્કટાસન** તરીકે ઓળખાય છે. એ આસનના પ્રયોગથી નાભિની નાડીનું સમાનતાથી વહન થવા માંડે છે.

श्लोकः

अष्टषष्ठितमंप्रोक्तं मत्स्याख्यमासनं बुधैः ।
सिद्धेनाऽनेनमनुजो समुद्रंतरातिध्रुवम् ॥७॥

ભાવાર્થ—

અડસઠમું આસન **મત્સ્યાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી મનુષ્ય સમુદ્રના મહાજળમાં તરી શકે છે.

श्लोकः

एकोनसप्ततितमं मत्स्येन्द्रमितिप्रोच्यते ।
महाजलेप्रवेशश्च संस्थितिर्मनसेप्सिता ॥८॥

ભાવાર્થ—

ઓગણુસિત્તેરમું આસન **મહામત્સ્યેન્દ્રાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી મનુષ્ય સમુદ્રમાં તરી શકે છે! ચાલી શકે છે! ડૂબી રહે છે! અને યોગના પ્રયોગો કરી શકે છે.

श्लोकः

आसनं मकराख्यं च सप्ततिसंख्ययायुतम् ।
साधकानांभवेदाशुर्शक्तिःसंवर्धनादिकं ॥९॥

ભાવાર્થ—

સિત્તેરમું આસન મકરાસન તરીકે ઓળખાય છે. એ આસનના પ્રયોગથી સાધકોને મહાન્ અદ્ભુત શક્તિનો સંચાર તેના શરીરમાં થાય છે.

श्लोकः

चंद्रसप्तमिदंप्रोक्त मासनंकच्छपस्य च ।
अनेनसाधनेनाशुर्मनः स्थैर्यं च लभ्यते ॥१०॥

ભાવાર્થ—

ઇકોતેરમું આસન કચ્છપાસન નામે ઓળખાય છે. તેના પ્રયોગથી સાધકના મનની સ્થિરતા ઉત્તમ પ્રકારની થાય છે.

श्लोकः

आसनं माण्डूकं प्रोक्तं साधकानां सुखावहं ।
स्थूलदेहोभवेत्सूक्ष्म तथानिगतं भवेत् मनसेप्सितं ॥११॥

ભાવાર્થ—

બહોત્તેરમું આસન મન્ડુકાસન નામે ઓળખાય છે. તેના સાધનથી સ્થૂલદેહમાંથી સૂક્ષ્મદેહ બનાવી શકાય છે ! અને વારંવાર પ્રયોગ કરવાથી અતિસૂક્ષ્મદેહ બનાવી શકાય છે. અને અંતર્ધાન (અદ્રશ્ય) થવાની શક્તિ પેદા થાય છે.

श्लोकः

उत्तानमण्डुकं प्रोक्तं योगानांसाधकोत्तमैः ।
जलप्रतरणेशक्ति रुन्मज्जोमज्जनंतथा ॥१२॥

ભાવાર્થઃ—

તોત્તેરમું આસન ઉત્તાનમન્ડુકાસન નામે ઓળખાય છે. તેના પ્રયો-ગથી જળમાં તરવાની, જળમાં ડૂબી રહેવાની, છેક તળીએ જઇ પાછા આવવાની, જળ ઉપર ચાલવાની, વિગેરે અનેક શક્તિ પેદા થાય છે.

श्लोकः

अशान्तमानसानां च शान्तिवृद्धिकरंत्विदं ।
नाम्नाहंसेतिसंप्रोक्तं परंहंसनिशेवितं ॥१३॥

ભાવાર્થ—

વળી પરમહંસોએ સેવેલું હંસાસન ચુંમોતેરમું આસન ગણાય છે.

તેનાથી અશાન્ત ચિત્તવાળા માણસોને શાન્તિ પ્રાપ્ત થાય છે! એકાગ્રતા વધે છે! અને દેહભાવના મટી બ્રહ્મભાવ પેદા થાય છે.

श्लोकः

पंचसप्ततिसंख्याकं बकेन सदृशं क्रियात् ।
आसनस्य विधानेन जलाघातो निवार्यते ॥१४॥

ભાવાર્થ—

પંચોતેરમું આસન બકાસન નામે ઓળખાય છે. તેના પ્રયોગથી જળમાં પડવાથી જળના આઘાતો અગર જળાઘાતથી થતી ઈજા મટાડી શકાય છે.

श्लोकः

प्रेयसंयोगविज्ञानां मयूरासन मुच्यते ।
प्लीहा गुल्मोदरो व्याधि र्नष्टा भवति रोगिणां ॥१५॥

ભાવાર્થ—

યોગશાસ્ત્રને જાણનારા યોગિઓએ છોત્તેરમું મયુરાસન નામે ઓળખાવ્યું છે. તેના પ્રયોગથી પ્લીહા-ગુલ્મ અને ઉદર વ્યાધિ વિગેરે વ્યાધિઓ નાશ પામે છે.

श्लोकः

अतिदूरगतांवार्ता श्रूयतेसाधकेन च ।
अति दूर गता भावा द्रष्यन्ते साधकोत्तमैः ॥१६॥

ભાવાર્થ—

વળી અતિ દૂર દૂરની વાર્તાઓ સાધકને સંભળાય છે! અને અતિ દૂર દૂર રહેલા પદાર્થોને જોઈ શકાય છે.

श्लोकः

कुक्कुटेनसमंप्राहुरासनं शुभदंनृणां ।
कामेच्छातुच्छतामेति ब्रह्मचर्येरुचिर्भवेत् ॥१७॥

ભાવાર્થ—

સીત્તોતેરમું આસન કુક્કુટાસન નામે ઓળખાય છે. મનુષ્યોને એ કલ્યાણ-

કારક આસન ગણાય છે. તેનાથી બહેકેલા કામની ઈચ્છા તુચ્છ બની જાય છે અને બ્રહ્મચર્યપાલનને વિષે સુંદર રૂચી પેદા થાય છે.

श्लोकः

फोद्यासनमिदंप्रोक्तं रोगार्तानां हितावहं ।
रक्तपित्तादयोरोगा नश्यन्ति साधनेनच ॥१८॥

ભાવાર્થ—

ઈઠોતેરમું આસન ફોદ્યાસન નામે ઓળખાય છે. તેના પ્રયોગથી સાધકને રક્તપિત્તનો વ્યાધિ તથા પીસ્તી જેવા રોગો નાશ પામે છે.

श्लोकः

शलभेनसमंपाहुरेकोनाशीति संख्यकं ।
प्रवर्धतेबाहुबलं शूराणांशौर्यवर्धनम ॥१९॥

ભાવાર્થ—

અગણ્યાશીમું આસન શલભાસન તરીકે ઓળખાય છે. એ શલભાસનના પ્રયોગથી બહાદૂરોને બાહૂબળ વધે છે અને શૌર્યનો અવનવો વધારો થાય છે.

श्लोकः

तीव्रत्व प्राप्तये नूनं कुर्याद्वृश्चिकसंज्ञकम् ।
शत्रुभीति प्रदंचैव शत्रुनाशकरं तथा ॥२०॥

ભાવાર્થ—

એંશીમું આસન વૃશ્ચિકાસન નામે ઓળખાય છે. તેના પ્રયોગથી મનુષ્ય ઘણો ઠંડો હોય તો તેનામાં ઉગ્રતા પ્રાપ્ત થાય છે! શત્રુને ભય ઉપજાવી શકાય છે! અને શત્રુનો નાશ પણ કરી શકાય છે.

श्लोकः

मंदाग्निनाशहेतौ च कथितं सर्प संज्ञकं ।
प्रभावादासनस्यास्य वर्धते जाठरोग्निवैः ॥२१॥

ભાવાર્થ—

એક્યાશીમું આસન સર્પાસન તરીકે ઓળખાય છે. એ સર્પાસનના

પ્રયોગથી સાધકોનો મંદાગ્નિ મટે છે! જઠરાગ્નિ ભારે પ્રબળ થાય છે! ખાધેલું અન્ન પચે છે! અને આરોગ્ય વધે છે.

श्लोकः

आसनंहलतुल्यं च कथितं मुनिभिः सदा ।
बलसंवर्धनं चैतत्तेजसां वृद्धिदायकं ॥२२॥

ભાવાર્થ—

બ્યાશીમું આસન **હલાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી સાધકને બળનો વધારો થાય છે અને તેજની વૃદ્ધિ થાય છે.

श्लोकः

वीरासनं च संप्रोक्तं त्र्याशीतितमंविदुः ।
अनेन साधनेनाशु धैर्यवृद्धिर्भवेत्किल ॥२३॥

ભાવાર્થ—

ત્યાશીમું આસન **વીરાસન** નામે ઓળખાય છે. તેના પ્રભાવથી મનુષ્યમાં ધીરજનો અવનવો વધારો થાય છે.

श्लोकः

शान्तिप्रियासनंप्रोक्तं योगिनां शान्तिदायकं ।
आप्नुवन्तिसुखान्यस्मा द्विविधानि पुनः पुनः ॥२४॥

ભાવાર્થ—

ચોરાશીમું આસન **શાન્તિપ્રિયાસન** નામે ઓળખાય છે. તેના પ્રયોગથી સાધકોને અત્યંત શાન્તિ પેદા થાય છે અને વારંવાર સુખોની પ્રાપ્તિ થાય છે.

श्लोकः

इत्थंतेन नृपेन्द्रेण व्याख्यानंशुभदंनृणां ।
विधिनासप्रयोगं च चक्रे जिज्ञासुसंसदि ॥२५॥

ભાવાર્થ—

એ પ્રમાણે રાજા પીપાજીએ જિજ્ઞાસુઓના જ્ઞાનને માટે આસનને લગતું વ્યાખ્યાન આપ્યું. જે વ્યાખ્યાનમાં આસનોના વિધી, તેના પ્રયોગ, તથા તેનાથી થતા ફાયદા સંભળાવ્યા.

श्लोकः

कृतार्थाःसाधुसंघस्थाः साधवोसाधुभूषणाः ।
पुष्पैरवा किरन्तं च संन्यास रूपिणं नृपं ॥२६॥

ભાવાર્થ—

શ્રી પીપાજીનું વ્યાખ્યાન સાંભળીને સાધુસંઘના સુશિલ સાધુઓ કૃતાર્થ થયા. અને પુષ્પમાલા પહેરાવી પુષ્પોથી વધાવ્યા.

श्लोक

रामानंदेन मुनिना ज्ञापितो नृपसत्तमः ।
तदा समाधिपर्यंता चक्रे योगस्य प्रक्रियाः ॥२७॥

ભાવાર્થ—

વળી રામાનંદજી મહામુનિએ પ્રેરણા કરવાથી પીપારાજાએ સમાધિ-પર્યંતના યોગના સઘળા પ્રયોગો કરી બતાવ્યા. અને સાધુસંઘને આશ્ચર્ય-ચકિત બનાવ્યો.

श्लोकः

दृष्ट्वेदं नृपचातूर्यं सूक्ष्ममेधान्वितंमहत् ।
प्राधान्यंदत्तवाँस्तेषु शिष्येषु राष्ट्रसेविषु ॥२८॥

ભાવાર્થ—

ઉપર મુજબ પીપારાજાનું ચાતુર્ય દેખીને તેમજ સૂક્ષ્મબુદ્ધિનો મહાન પ્રભાવ જોઇને અનેક રાષ્ટ્રવીસે શિષ્યોમાં સંત પીપાજીને પ્રધાનપદ આપ્યું.

श्लोकः

पीपा तदा कृतार्थोऽभूद्रामानंदप्रसादतः ।
पादयोःकंधरंधृत्वा दंडवत्प्रणणामच ॥२९॥

ભાવાર્થ—

વળી રામાનંદજીના એ મહાપ્રસાદથી પીપા તત્કાળ કૃતાર્થ થયો. અને રામાનંદ ગુરૂના પગમાં પડીને સાતવાર દંડવત્ પ્રણામ કર્યા.

श्लोकः

साधुसंघोऽपितत्राभूद्धर्ष निर्भरमानसः ।
पीपेन्द्रेण समंभूपं नेतारंप्राप्ययोगिनं ॥३०॥

ભાવાર્થ—

વળી સાધુઓનો સંઘ પણ ઘણો જ પ્રસન્ન થયો. અને ઉત્તમ રાજા પીપાજી જેવાને સાધુસંઘનું નેતાપણું જાણીને રાજી થયો.

श्लोकः

गुरुणाज्ञापिताःसंघा रामानंद् महात्मना ।
स्वेषु प्रचारदेशेषु जग्मुर्हर्षसमन्विताः ॥३१॥

ભાવાર્થ—

ત્યાં પછી ગુરૂની આજ્ઞા મુજબ પ્રત્યેક પ્રાન્તના ભિન્નભિન્ન સંઘો પ્રચાર કાર્યને માટે નક્કી કરી આપેલા પ્રાન્તો તરફ જવાને માટે તૈયાર થયા.

श्लोकः

गुर्जरस्थो साधुसंघः साधु पीपा समन्वितः ।
सौराष्ट्रगुर्जरे प्रान्ते भ्रमणाय मनोदधे ॥३२॥

ભાવાર્થ—

અને ગુજરાત-કાઠિયાવાડમાં પ્રચારનું કામ કરવાને માટે નક્કી કરેલો સાધુસંઘ પીપાજીના અધિકારમાં રહી પ્રચારકાર્ય કરવા માટે નિકળ્યો.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रिणा विरचिते अभिनव
पीपाचरिते षड्विंशोल्लासः ।



# अथ सप्तविंशोल्हासः ॥

अनुष्टुप्–वृत्तम्

श्लोकः

**अन्येद्युःसाधुनांसंघः प्रातः काले समुत्थितः ।**
**स्नात्वास्तुत्वामहेशानं राष्ट्रस्यार्तिनिषूदनं ॥१॥**

ભાવાર્થ—

બીજે દિવસે સાધુઓનો સંઘ વહેલા પરોઢે ઉઠયો. શૌચ અને સ્નાન કરીને રાષ્ટ્રના દુખને નાશ કરનારા સર્વેશ્વર એવા શ્રીરામચંદ્રજીના ચરણ-કમળની સ્તુતિ કરી.

श्लोकः

**उपासनाविधिंसम्यक् समाप्यचादरान्वितः ।**
**प्राधमत् बलवच्छंखंजनानंदकरंवरं ॥२॥**

ભાવાર્થ—

ઉપાસના-વિધી પ્રેમપૂર્વક સમાપ્ત કર્યા પછી નગરના લોકોને આનંદ ઉપજાવાની ખાતર જોરથી શંખ વગાડયો.

श्लोकः

**प्रबुद्धानागराश्चैव वृद्धावृद्धतरास्तथा ।**
**प्रयाणाभिमुखं पीपं जग्मुःदर्शनकांक्षिणः ॥३॥**

ભાવાર્થ—

એ શંખના જબ્બર અવાજથી નગરના લોકો જાગ્રત થયા. અને બાળકથી માંડી વૃદ્ધ સુધીના તમામ લોકો શ્રીપીપાજી રાજાને વિદાય આપવાને માટે સજ્જ થયા. અને એકત્ર થઈ દર્શન કરવા માટે રાજમંદિર તરફ જવા માંડયા.

श्लोकः

**शतशोयूथरूपेण स्त्रियोबाळस्तथानराः ।**
**हस्तेपूजोपचारंच जग्मुःप्रेमभरान्विताः ॥४॥**

ભાવાર્થ—

એ મોટા નગરની પ્રજા સેંકડોના ટોળાં બનીને સ્ત્રિઓ-બાળકો અને વૃદ્ધો હાથમાં પુષ્પના હાર, પુષ્પો, તેમજ મંગલ પદાર્થો લઇને અભિનંદન આપવા માટે જવા લાગ્યા,

श्लोकः

**तत्रदुंदुंभिघोषश्च मधुरध्वनिसंयुतः ।**
**तूर्यघोषोऽपिशुश्राव कृतःसंगीतकोविदैः : ॥५॥**

ભાવાર્થ—

વળી ત્યાં દુંદુભિ વાગવા લાગ્યાં! તેનો મધુર ધ્વનિ નગરમાં વ્યાપ્યો! વળી જાતજાતનાં વાજાં સંગીતને જાણનારા પુરૂષો વડે વાગવા લાગ્યાં! તે સાંભળીને નગરવાસીઓને ભારે આનંદ થવા લાગ્યો.

श्लोकः

**सहस्रशोसमेत्याथ ध्वजंवायुसुताङ्कितं ।**
**अपूपजन्वेदमंत्रैः ब्रह्मघोषसमन्वितैः ॥६॥**

ભાવાર્થ—

એ પ્રમાણે હજારો લોકો એકત્ર થયા! અને મારૂતિના ચિન્હવાળો મહાધ્વજ હતો તેની વેદમંત્રોથી સ્તુતિ કરી.

श्लोकः

**रामानंदमुनेःश्चैव पादाब्जंमचर्यन्पुनः ।**
**पुष्पमालांसमर्प्याथ संघस्थानर्चयेस्तथाः ॥७॥**

ભાવાર્થ—

વળી શ્રી રામાનંદજી મહામુનિનાં ચરણ કમળોની પૂજા કરી અને પુષ્પમાળા સમર્પિત કરી. તથા સાધુ સંઘના સાધુઓની પણ પ્રથક્ પ્રથક્ પૂજા કરી.

श्लोकः

**पीपानृपेन्द्रपादाब्ज मर्चयन्भक्तिभावतः ।**
**समर्प्यपुष्पमालां च वंदनंचाक्रिरेप्रजाः ॥८॥**

ભાવાર્થ—

વળી રાજા પીપાજીનાં ચરણકમળ પૂજ્યાં અને ઘણા પ્રેમના આવેશમાં આવી પુષ્પમાળા કંઠે અર્પણ કરી અને જયઘોષ કર્યો.

श्लोकः

**जयश्रीरामेतिघोषश्चाभवत्तत्रर्मुहुर्मुहुः ।**
**सर्वेप्रस्थापयामासुर्नगराद्वहिमोदिताः ॥९॥**

ભાવાર્થ—

એ જયઘોષનો અવાજ ગગનગામી બન્યો. અને એ મોટા સાધુસંઘે ત્યાંથી પ્રસ્થાન કરવા માંડયું. તે પ્રસંગે નગરવાસીઓએ પ્રણામ કર્યો. અને સાધુસંઘ નગરની બહાર નિકળ્યો.

શ્લોકઃ

प्रजाऽपिधर्मनेतृभ्यः साधुभूपतयेतथा ।
शुभाशिर्वचनंदत्वा पुनः सर्वेन्यवर्तयन् ॥१०॥

ભાવાર્થ—

સઘળી પ્રજા એ ધર્મના નાયકોને અને સાધુ મહાત્મા શ્રી પીપાજીને પોતાના શુભ વિચારોથી વધાવા માંડી. પીપાજીએ સૌને પોતપોતાના સ્થાને જવાને માટે આજ્ઞા આપી.

શ્લોકઃ

इत्थंधर्मप्रचारार्थे गच्छंतंनृपतिंवरं ।
रुरुदुःस्तेऽपिदुःखार्ता वियोगेनभृषार्दिताः ॥११॥

ભાવાર્થ—

રાજા વિદાય થયા પછી અને પ્રચારને અર્થે રાજા જતો હોવાથી, તથા તેમનો વિયોગ અસહ્ય લાગવાથી પ્રજાની આંખોમાંથી આંસુ ગળવા માંડયાં.

શ્લોકઃ

नसेहिरेवियोगंच प्रजायाः पालकस्यच ।
सर्वेषां सौख्यदातुश्च सर्वप्रीतिकरस्यच ॥१२॥

ભાવાર્થ—

ખરે ! એ પ્રજા પ્રજાના પાલક રાજા પીપાજીનો વિયોગ ન સહન કરી શકી. ખરે ! સર્વને સૌખ્ય આપનાર અને સૌના સાથે એક સરખો પ્રેમ રાખનાર રાજાનો વિયોગ કયાંથી સહન થઈ શકે ?

શ્લોકઃ

गच्छतः साधुसंघस्य नृपस्यसीतयासह ।
वाडवस्तत्रचागत्य प्रोवाचक्रोधसंयुतः ॥१३॥

ભાવાર્થ—

સાધુસંઘ નગરથી બહાર ચાલવા માંડયો. સીતાદેવી સાથે રાજાને પણ

ચાલતો જોઈ એક વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં આવીને ભારે ક્રોધથી શ્રીરામાનંદજી પ્રત્યે બોલ્યો કે—

શ્લોકઃ

रेधूर्तपापिन्भोदंडिन् कुत्र गच्छसि सांप्रतम् ।
गृहीत्वानृपतिंश्रेष्ठ मस्माकंपालकंनृणाम् ॥१४॥

ભાવાર્થ—

હે ધૂર્ત ! હે પાપિન્ ! તેં સંન્યાસીનો ખોટો ડોળ કરેલો છે ! અને આ રાજાને સાચું-જુઠું સમજાવીને તેને ત્યાગી બનાવી રાજ છોડાવી ક્યાં લઇ જાય છે તે તું કહે ? અમારા આ રાજા વિના પ્રજાનું રક્ષણ કોણ કરશે તે તું કહે ?

શ્લોકઃ

इदं हालाहलं पश्य वर्ततेमामकेकरे ।
खादाम्यधुना भवतः पुरतोमरणायच ॥१५॥

ભાવાર્થ—

જો આ મારા હાથમાં હલાહલ ઝેર છે ! રાજાને તું નહિં છોડી દે તો આ ઝેર હું ખાઇશ અને તારી સમક્ષ મારા પ્રાણ ત્યજીશ !

શ્લોકઃ

नोचेन्नृपं निवर्तस्व चात्मनः नगरंप्रति ।
राज्ञ्यासहाविलंबेन विचार्यमानसेनच ॥१६॥

ભાવાર્થ—

નહિં તો તું રાજાને જલ્દી તેના નગર તરફ પાછો વાળ ! તેની રાણીને પાછી વાળ ! અને મનમાં તું ખૂબ વિચાર કર.

શ્લોકઃ

एवमुक्त्वावचस्तूर्णं भक्षयामासवाडवः ।
मार्गेरुध्वातुगंतृणा मशेतसुकृतात्मनां ॥१७॥

ભાવાર્થ—

એ પ્રમાણે એ બ્રાહ્મણે વચનો કહ્યા અને તરત જ હાથમાં રાખેલું ઝેર બ્રાહ્મણ ખાઇ ગયો. અને રસ્તામાં આડો સૂઇ ગયો અને સાધુસંઘને ચાલતો અટકાવ્યો.

श्लोकः

सर्वेषांपश्यतांशीघ्रं विषदाहविमूर्च्छितः ।
प्राणमुत्क्रमणंकृत्वा शववन्निष्पपातह ॥१८॥

ભાવાર્થ—

સાધુસંઘના તમામ સાધુઓ જોઈ રહેલા છે! જોતજોતામાં બ્રાહ્મણે ભક્ષણ કરેલું વિષ તેના સર્વ અંગોમાં વ્યાપિ ગયું અને મૂર્છા પામ્યો. તથા પ્રાણ નિકળી જવા તૈયારમાં હોય અને જાણે મુડદુ પડયું હોય તેવો અચેતન દેખાવા લાગ્યો.

श्लोकः

तदामहामुनिस्तत्र गत्वातस्यसमीपतः ।
योगसंसिद्धमंत्रैश्च सप्राणंकृतवान्द्विजं ॥१९॥

ભાવાર્થ—

ત્યારે મહામુનિ શ્રી રામાનંદજી તેની પાસે ગયા. અને યોગના સિદ્ધ મંત્રોથી તેના કચવાતા પ્રાણને વ્યવસ્થિત કર્યો.

श्लोकः

उत्थायब्राह्मणस्तत्र नत्वातंमुनिनांगुरुं ।
उक्त्वावेद्यात्मनोहार्द्दं दत्वातस्त्वर्णदक्षिणां ॥२०॥

ભાવાર્થ—

યોગના એ પ્રયોગથી બ્રાહ્મણ સચેતન થયો. અને ઉઠીને રામાનંદજી મહારાજને પ્રણામ કર્યા. શ્રી રામાનંદજી મુનિએ પણ સાધુસંઘ સ્થાપનનો ઉદ્દેશ કરી બતાવ્યો. અને રાજા પીપાએ તેને સુવર્ણ દક્ષિણા આપી વિદાય કર્યો.

श्लोकः

प्रसन्नोऽभूत्द्विजश्रेष्ठः जगामस्वगृहंपुनः ।
मंत्रोषधिबलंवीक्ष्य शशंसमुनिगौरवं ॥२१॥

ભાવાર્થ—

એ બ્રાહ્મણ ખૂબ રાજી થયો અને નગરમાં ગયો. તેમજ તેણે યોગમંત્રો અને ઔષધિનું બળ જોઇને મહામુનિશ્રી રામાનંદજીની ખૂબ પ્રશંસા કરવા માંડી.

श्लोकः

लोकेषुकथयामास ह्यात्मनः रक्षणस्यच ।
विषभक्षणयोगेन मृत्योर्मोरक्षितोऽधुना ॥२२॥

ભાવાર્થ—

તેણે હજારો લોકોમાં જાહેર કર્યું કે–તેના પ્રાણ મંત્ર અને ઓષધીથી બચવા પામ્યા છે. અને વિષ ભક્ષણના યોગે તેનો થતો નાશ અટકયો છે. એ વિષે શ્રી રામાનંદજી મહારાજનો અદ્ભૂત મહિમા સ્થળે સ્થળે જાહેર કરવા માંડયો.

श्लोकः

रामानंदगुरुर्धन्यो योगसिद्धः प्रतापवान् ।
धर्मस्यरक्षणार्थाय प्रेषितोप्रभुणाधुना ॥२३॥

ભાવાર્થ—

ખરે ! રામાનંદ ગુરૂને ધન્યવાદ ઘટે છે. યોગની સિદ્ધિઓ બતાવવા માટે એ ભારે કુશલયોગી છે. ધર્મના રક્ષણને માટે પ્રભુએ તેમને આ પૃથ્વિ ઉપર મોકલ્યા છે.

श्लोकः

इत्थंतत्कीर्तिगंधेन नगरंतुसुवासितं ।
प्रजावैकौतुकंचक्रुः रामानंदमहात्मनः ॥२४॥

ભાવાર્થ—

એ પ્રમાણે શ્રી રામાનંદજી મહામુનિની કીર્તિની સુગંધ ચોતરફ પ્રસરવા માંડી અને પ્રજા કૌતુક કરવા લાગી અને રામાનંદજીને સિદ્ધ યોગી તરીકે પિછાનવા લાગી.

श्लोकः

स्मारंस्मारंतुरुरुदुः वियोगकातराजनाः ।
दर्शनंचकदावास्यात् गुरोः शिष्य युतस्यच ॥२५॥

ભાવાર્થ—

રાજા પીપાજીને તથા તેમના ગુરૂ રામાનંદજીને વારંવાર યાદ કરીને પ્રજા રડવા માંડી અને તેમના દર્શનની ભારે અપેક્ષા રાખવા માંડી.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते सप्तविंशोल्लासः ॥

# अथाष्टाविंशोल्हासः॥

अनुष्टुप्-वृत्तम्

श्लोकः

अथाऽसौसाधुसंघश्च चकार द्वारकांप्रति ।
गमनंदर्शनार्थाय श्रीहरेः पापनाशिनः ॥१॥

ભાવાર્થ—

ત્યાં ગછી એ સાધુઓનો મોટો સંઘ સર્વ પાપોને નાશ કરનાર એવા શ્રીહરીનાં દર્શન કરવા માટે દ્વારિકા તરફ ગમન કરવા લાગ્યો.

श्लोकः

प्रत्यहंविंशतिक्रोशाँ श्चलनंनिश्चिकायसः ।
चलंतिसाधुसाध्व्यश्च ह्यतिहर्षसमान्विताः ॥२॥

ભાવાર્થ—

એ સાધુસંઘે દરરોજ વીસ ગાઉ ચાલવાનો નિશ્ચય કર્યો. હિન્દુધર્મનો જય થાઓ એવા ઘોષ સાથે વચ્ચે વચ્ચેના ગામોમાં ભજનની યોજના કરતો અને ઉપદેશ કરતો ભારે હર્ષથી ચાલવા માંડયો.

श्लोकः

मार्गेबहुनिखेटानि खर्वटानितथैवच ।
पुराणिपत्तनान्येव बव्ध्योःवै पल्लयस्तथा ॥३॥

ભાવાર્થ—

એ સાધુસંઘના ચાલવાના રસ્તામાં કંઈક નાનાં ગામડાં, કંઈક નાના મોટા આશ્રમો, પુરાતન શહેરો, નગરો અને ગામો આવતાં હતાં.

श्लोकः

तत्र तत्र पुरेष्वेषु वासश्चक्रे मुदान्विताः ।
शंखनादेन ह्युद्बोध्य जनान्नगरवासिनः ॥४॥

ભાવાર્થ—

એ નગરો, ગામો અને શહેરોમાં મુસાફરીના થાકને-વિસામો આપવાને, તથા સાધુસંઘની જાગ્રતિને માટે શંખના નાદ કરી હિન્દુ પ્રજાને પ્રેમ ઉપજાવતા હતા.

श्लोकः

**वीणा मृदंगतालैश्च सुस्वैरैर्भजनैस्तथा ।**
**आर्यधर्मस्यव्याख्यानं ददतिस्म मनोहरं ॥५॥**

ભાવાર્થ—

એ શહેરોમાં અને નગરોમાં ઉપદેશના પ્રારંભમાં વીણા-મૃદંગ અને તાલથી ભગવદ્ ભજન કરી લોકોને એકત્ર કરતા હતા, એ સુરિલાં ભાવવાહી ભજનોથી આર્ય પ્રજા તેમાં ભાગ લેવા માટે દોડી આવતી હતી, અને ભજન થયા પછી સાધુસંઘના સાધુઓ પોતપોતાની પ્રતિભાનુસાર ઉત્તમોત્તમ વ્યાખ્યાનો કરતા હતા.

श्लोकः

**यत्र यत्र च तीर्थानि कृतानि पूर्वजैस्तथा ।**
**नदीनद् स्वरूपाणि सरोरूपाणि यानिच ॥६॥**

ભાવાર્થ—

એ પ્રમાણે વચ્ચે વચ્ચે જ્યાં જ્યાં તીર્થસ્થાનો આવતાં હતાં અને પૂર્વજોએ સ્થાપેલા આશ્રમો આવતા હતા, તેમજ કંઇક નદીઓ અને મહા નદો આવતા હતા, તથા સરોવરો આવતાં હતાં, એવાં તીર્થસ્થાનોની રક્ષા વ્યવસ્થા જાણવા માટે નિવાસ કરતા હતા.

श्लोकः

**तेषु सर्वेषु सुस्नात्वा कुर्वंति साधुमंगलं ।**
**तीर्थरक्षकविप्रभ्यो कुर्वन् वै सत्क्रियांमुहुः ॥७॥**

ભાવાર્થ—

એ પવિત્ર તીર્થોમાં સ્નાન કરતા હતા ! મંગલમય ભજનો કરતા હતા ! તીર્થ વિધીથી શ્રીરામની ઉપાસના કરતા હતા ! તીર્થરક્ષક બ્રાહ્મણો વિગેરેને તીર્થરક્ષાના સન્માન બદલ સેંકડોનાં દાન આપતા હતા ! અને ત્યાંથી વિદાય થતા હતા.

श्लोकः

**साधूनां गच्छतां तेषां वनान्युपवनानि च ।**
**भयावहानि व्याप्तानि व्यालोलूकशिवारुतैः ॥८॥**

ભાવાર્થ—

વળી મુસાફરીમાં તેમને કઇક નાનાં મોટાં વને ઉપવને આવતાં હતાં ! કેટલાંક વન ભારે ભયંકર લાગતાં હતાં ! ત્યાં સિંહ-વાઘ-શિઆળ જેવાં ક્રૂર પ્રાણીઓના બિહામણા અવાજો સાંભળવામાં આવતા હતા.

श्लोकः

कंटकद्रुमविच्छिन्ना मार्गा गमनदुःखदाः ।
पर्वतश्रेणयस्तत्र मार्गरोधकरास्तथा ॥९॥

ભાવાર્થ—

રસ્તામાં અનેક કાંટાઓનાં વૃક્ષોથી ઢંકાએલા માર્ગો હતા ! અને વળી રસ્તાઓ કાંકરા અને અણીદાર પત્થરોથી ભરેલા હતા. તથા પર્વતની હારોમાં થઇને એ માર્ગો બહાર નિકળતા જણાતા હતા. અર્થાત્ એ માર્ગમાં વચ્ચે વચ્ચે પર્વતોની શ્રેણીઓ આવતી હતી.

श्लोकः

उच्चावचास्ताः विषमाः पान्थानां भयसूचकाः ।
महामार्गाश्चबहवो गिरिकंदरगामिनः ॥१०॥

ભાવાર્થ—

એ પર્વતોની શ્રેણીઓ કેટલીક ઘણી ઉંચી અને નીચી આવતી હતી. મુસાફરોને તેનાથી ભારે ભય ઉપજતો હતો. મુસાફરીના એ મહામાર્ગો પર્વતોની ગુફા તરફ જતા હતા.

श्लोकः

गुहासुतत्र संविग्नान् ददृशुःक्रूरश्वापदान् ।
तानाक्रम्य सुधैर्येण जग्मुस्तेसंघ साधवः ॥११॥

ભાવાર્થ—

પર્વતોની ગુફાઓની અંદર સિંહ-વ્યાઘ્ર જેવાં ક્રૂર પ્રાણીઓ બિહામણા અવાજ કરતાં દેખાતાં હતાં. તેવે પ્રસંગે સાધુસંઘના સાધુઓ શ્રીહરીના ધ્યાનથી અને અત્યંત ધીરજથી મુસાફરી પાર પાડવા માટે રસ્તાઓને ઓળંગતા હતા.

श्लोकः

गिरिदुर्गं समाक्रम्य गताश्चोत्तरपार्श्वगान् ।
अवारुरुहुस्तेभ्यस्ते वृक्षमूले समाविशन् ॥१२॥

ભાવાર્થ—

જ્યારે એ પર્વતનો ભારે દુર્ગ ઓળંગ્યો અને ધોરી રસ્તે નીચે ઉતર્યા ત્યાં એક મોટું વૃક્ષ જોયું. તેની નિચેની સ્વચ્છ જગામાં સંઘના સાધુઓએ નિવાસ કર્યો.

શ્લોક

नामघोषेण महता जग्मुस्ते हर्षमानसाः ।
तत्रैकं दुःखदं द्रष्यं द्रष्टं दावाग्नि संभवं ॥१३॥

ભાવાર્થ—

ત્યાં તેમણે ભગવન્ નામનો ભારે ઘોષ કર્યો. અને હર્ષપૂર્વક વૃક્ષની નીચે બેઠા. ત્યાં તેમને એક કૌતુક દેખવામાં આવ્યું. અને તે એ કે આસપાસના જંગલમાં ભારે દાવાનળ સળગતો દેખ્યો.

શ્લોકઃ

ज्वलद्दवाग्नौ पतितान् पशून्वैः पक्षिणस्तथा ।
ग्रामस्थामानवास्तत्र जग्मुस्तेर्भयकातराः ॥१४॥

ભાવાર્થ—

એ સળગતા અગ્નિની અંદર સપડાએલાં અનેક પશુઓ અને પક્ષિઓ ભસ્મ થઈ જતાં હતાં. વળી ગામના લોકો પણ બળી જવાના ભયથી વ્યાકુળ થએલા નાસભાગ કરતા હતા.

શ્લોકઃ

इतस्ततः प्रधावंतो शरणं मार्गयन् पुनः ।
वटवृक्षस्य छायायां द्रद्रशुः साधुसत्तमान्॥१५॥

ભાવાર્થ—

આમતેમ ભમતા ગામના લોકો આશ્રયનું સ્થાન જોતા હતા. તેવામાં વૃક્ષની છાયામાં બેઠેલા અનેક સાધુઓને જોયા.

શ્લોકઃ

ग्रामस्थास्तत्र चाजग्मुः साधवो यत्र संस्थिताः ।
पादान् वैजग्रहुस्तेषां प्रार्थयामासुराश्रिताः ॥१६॥

ભાવાર્થ—

ગામના ભયભીત થએલા લોકો એ સાધુઓની પાસે ગયા. તેમના પગ પકડી તેમને પ્રણામ કર્યા અને પ્રાર્થના કરવા લાગ્યા. તથા તેમના ભયનો હેતુ કરી બતાવ્યો.

શ્લોકઃ

श्रुत्वा तेषां वचः सम्यग् द्रष्टं दुःखं च वन्हिजं ।
साधू न्विज्ञापयामास रामानंदो महामुनिः ॥१७॥

ભાવાર્થ—

શ્રી રામાનંદજી મહારાજે તેમના દુઃખની વાત સાંભળી અને દયા લાવીને સાધુઓને કહ્યું કે—

શ્લોકઃ

सर्वेभगवतःपादेमनः कृत्वा समाधिना ।
दुःख हानिर्भवेच्छीघ्रं शरण्यानां सुदुःखितां ॥१८॥

ભાવાર્થ—

હે સાધુઓ! તમે એકાગ્ર ચિત્તે ભગવાનનું ધ્યાન કરો. એ ધ્યાનના પ્રભાવથી ભગવાન પ્રસન્ન થશે અને આ ગામના લોકોનું દુઃખ નાશ પામશે. તથા સળગતો દાવાનળ શાન્ત થઇ જશે.

શ્લોકઃ

साधुष्वेवं कृते तत्र मेघाः खे सममारूरुहुः ।
क्षण मात्रं महावृष्टि र्जातास्तत्र सुदुर्धराः ॥१९॥

ભાવાર્થ—

શ્રી રામાનંદજી મહારાજની આજ્ઞાથી સર્વે સાધુઓ એકાગ્ર ચિત્ત થયા. અને સમાધિમાં પ્રભુની પ્રાર્થના કરી. એ સમયે આકાશમાં ભારે મેઘ ચઢી આવ્યો. અને ખૂબ ગર્જના કરી જાણે દુઃખિ માણસનો સાન્ત્વન આપતો હોય તેમ અનેક ધારાઓથી ખૂબ વરસવા માંડયો. એ ભારે વરસાદ ક્ષણ માત્ર વરસ્યો.

શ્લોકઃ

प्राशमतूस महावन्हि र्दवि संघर्षजो क्षणात् ।
लोका वै कृतकृत्याःस्यु दुःख पीडितमानसाः ॥२०॥

ભાવાર્થ—

એ વૃષ્ટિના પ્રભાવથી ભારે સળગેલો અગ્નિ શાન્ત થયો. લોકો દુઃખથી મુક્ત થયા અને મનમાં શાન્તિ વળી.

श्लोकः

चक्रुः पूजांच तेषां वै साधूनां करुणात्मनां ।
धनं समर्पयामासु बहुलं स्वर्णकोशजं ॥२१॥

ભાવાર્થ—

ગામના એ સર્વે લોકો એકત્ર થયા. અને પૂજા સાહિત્ય એકત્ર કરી સાધુઓના પૂજન માટે તૈયારી કરી. શ્રી રામાનંદજી મહારાજને પ્રથમ વંદન કરી પુષ્પમાલા અર્પણ કરી તથા સંઘના સાધુઓનું પણ ભારે સન્માન કરી પુષ્પમાલા અર્પણ કરી. તેમજ સાધુ સંઘના પ્રચાર કાર્યને ઉત્તેજન આપવા માટે દ્રવ્યનો સંગ્રહ અર્પણ કર્યો.

श्लोकः

स्वीकृतेनधनेनाशु ग्रामस्योद्धार हेतवे
निर्मायसामितिस्तत्र नेतृणांपत्तनस्यच ॥२२॥

ભાવાર્થ—

શ્રી રામાનંદજી મહારાજે એ ધનનો સ્વીકાર કરી ગ્રામોદ્ધાર માટે સમિતિની યોજના ઘડી. અને ગામની અંદર સાધુ સંઘનું કેન્દ્ર સ્થાપ્યું.

श्लोकः

गृहाणि येषां दग्धानि पुनर्निमाणहेतुना ।
तेभ्यो दीनजनेभ्यश्च निर्वाहार्थं ददौधनंः ॥२३॥

ભાવાર્થ—

એ કેન્દ્રની મારફતે દાવાગ્નિથી બળેલાં ઘર મરામત કરાવવા માટે યોજના કરી. અને હીન-દીન-ગરીબોને અન્ન વસ્ત્ર આપવાને માટે એ ધનમાંથી સૂચના કરી.

श्लोकः

धर्म प्रचारकेन्द्रं च मंदिरेण समंततः ।
स्थापयामास ग्रामेस्मिन् हिन्दुरक्षण हेतवे ॥२४॥

ભાવાર્થ—

ત્યાં શ્રી રામનું મંદિર સ્થાપ્યું. તથા શ્રી હનુમાનજીની પ્રતિષ્ઠા કરી. વળી બલસંવર્ધનને માટે ક્રીડાંગણ (કસરતશાળા) બનાવી.

श्लोकः

**कतिचित् साधवस्तत्र प्रचारप्रवणाः खलु ।**
**तान्निरूप्य पुनः संघो प्रतस्थे द्वारिकां प्रति ॥२५॥**

ભાવાર્થ—

અને કેટલાક સાધુઓને પ્રચાર કાર્ય કરવાને માટે તથા સાધુ સંઘના ઉદ્દેશો પ્રસંગે પ્રસંગે સમજાવતા રહેવા માટે કેટલાક હોંશિયાર સાધુઓના નિયમ કર્યા. એ પ્રમાણે ત્યાં કેન્દ્ર અને કેન્દ્રના પ્રચારક સાધુઓની નિમણૂંક કરી એ સાધુઓનો સંઘે અને શ્રી રામાનંદજી મહારાજે દ્વારિકા તરફ પ્રયાણ કર્યું.

श्लोकः

**आनर्तगुर्जराष्ट्रंच क्रान्त्वा जग्मुः सुराष्ट्रकम् ।**
**प्रतितीर्थनिवासेन ज्ञातं वृत्तंन्तु देशजम् ॥२६॥**

ભાવાર્થ—

પછી આનર્ત દેશમાં થઇને મહાગુજરાતના વિભાગમાં આવ્યા. અને મહાગુજરાતના પ્રદેશોમાં ઉપદેશ કરતા કરતા અને પ્રચારનું કાર્ય સફળ કરતા સૌરાષ્ટ્રમાં ગયા. વળી સૌરાષ્ટ્રમાં કેટલાંક તીર્થોમાં નિવાસ કરી ત્યાંની વ્યવસ્થા જોઈ તથા દેશનું વાતાવરણ સાંભળી, રક્ષણની સૂચનાઓ કરી આગળ ચાલવા માંડયા.

श्लोकः

**स्वल्पै रहोभिः सजवो जगाम द्वारिकांप्रति ।**
**भारतीयःसाधुसंघो योवै पीपापुरस्कृतः ॥२७॥**

ભાવાર્થ—

ત્યાં પછી શ્રી રામાનંદજી, શ્રી પીપાજી અને સાધુ સંઘ તથા સીતાદેવી અને મહિલા સંઘ એ બધાં થોડા દિવસમાં દ્વારિકામાં જઇ પહોંચ્યાં.

श्लोकः

**उशित्वा कातिचिन्मासान् कृत्वा तीर्थानि सर्वतः ।**
**रामानंदो मुनिः स्वान्ते दध्यौ हिन्दुहितंपुनः ॥२८॥**

ભાવાર્થ—

દ્વારિકા નગરીમાં કેટલાએક દિવસ નિવાસ કર્યા પછી તથા ત્યાંનાં તીર્થસ્થાનો વિગેરે જોઇ શ્રી રામાનંદજી મહારાજે વિચાર કર્યો અને ભારતીય હિન્દુઓનું હિત થાય તેવી યોજના ઘડી.

શ્લોકઃ

**विज्ञाप्य सर्वं वृत्तान्तं पीपं संन्यास रूपिणं ।**
**रामानंदो महात्मा वै जगाम साधुभिःसह ॥२९॥**

ભાવાર્થ—

પછી સર્વે વૃત્તાન્ત સંન્યાસના રૂપમાં રહેલા શ્રી પીપાજીને જણાવીને શ્રી રામનંદજી મહાત્મા સાધુ સંઘને સાથે લેઈ દ્વારિકા નગરીથી નીકળ્યા.

શ્લોકઃ

**वृन्दावनहरेर्लीलां दृष्टुकामो मनोप्सिताम् ।**
**पापानां नाश भूतां वै धर्मरक्षण हैतुकाम् ॥३०॥**

ભાવાર્થ—

અને જ્યાં શ્રી હરીએ લીલા કરી છે અને લીલાના નિમિત્તે અનેક પાપી રાક્ષસોનો નાશ કર્યો છે એ પાપ નાશક ભૂમિને જોવા માટે, તથા ધર્મરક્ષક એવું સ્થાન શ્રી વૃન્દાવનને જોવા માટે નિકળ્યા.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रिणा विरचिते अभिनव
पीपाचरिते अष्टाविंशोल्हासः ।



# अथैकानत्रिंशोल्हासः

( अनुष्टुप-वृत्तम् )

श्लोकः

**अथ वै मालवाधीशो भक्तानां च शिखामणिः ।**
**उवास भार्ययासार्धं द्वारकांश्रीहरेःप्रियाम् ॥१॥**

ભાવાર્થ—

શ્રી રામાનંદજી મહારાજના વૃન્દાવન તરફ ગમન થયા પછી માલવ દેશના અધિપતિ રાજા પીપા કે જેઓ સંત હતા અને રાણી સીતાજી સાથે હતાં તેમણે શ્રીહરીને પ્રિય એવી દ્વારિકા નગરીમાં નિવાસ કર્યો.

श्लोकः

**दृष्टानि तेन स्थानानि सुकृतानि महात्माभिः ।**
**पुरातनावशिष्टानि लोकवंद्यानि श्रीहरेः ॥२॥**

ભાવાર્થ—

વળી પૂર્વજ મહાત્માઓએ બનાવેલાં તેમના પૂર્વજો મહાત્માઓનાં સ્મૃતિ ચિન્હ તરીકેનાં મંદિરો–આશ્રમો–તીર્થસ્થાનો અને કઇક સ્થાપેલી પ્રતિમાઓનાં દર્શન કર્યાં. અને એ પુરાતત્વના અવશેષોને ચહોતરફ ફરીને અવલોકયાં. એ લોકવંદ્ય એવા શ્રીહરીના અંશ–કળારૂપે પ્રગટ થએલા સત્પુરૂષોની પ્રતિમાઓ જોઇ ઘણા રાજી થયા. અને એ પ્રાચીન અવશેષોની પાછળ રહેલા ઇતિહાસોને વિચારી સંતોષ પામ્યા.

श्लोकः

**नाभूत्तस्य नरेशस्य समाधानं तु चित्तजं ।**
**खिन्नेन मानसेनाथ विचचार महामतिः ॥३॥**

ભાવાર્થ—

પરંતુ એ અવશેષો એ સમયે સંપૂર્ણ હયાતિમાં ન હોવાથી અર્થાત્ એ ભગ્નાવશેષોથી સંત શિરોમણી શ્રી પીપાજીના ચિત્તમાં સમાધાન થયું નહિ. તો પણ ખિન્ન અંતઃકરણથી દ્વારિકાના આસપાસના ભાગો જોયા તો ખરા.

श्लोकः

**एकस्मिन् दिवसेतत्र निर्मिता विदुषां सभा ।**
**द्वारावती स्वर्णमयी ह्यधुना कुत्रवर्तते ॥४॥**

ભાવાર્થ—

ત્યાંપછી કોઈએક દિવસે દ્વારિકા નગરીની અંદર પંડિતોની-શિલ્પીઓની અને પુરાતત્વને જાણનારા વિદ્વાનોની એક સભા કરી. અને માનપૂર્વક વિનયથી પૂછવામાં આવ્યું કે શ્રી વિશ્વકર્માએ નિર્માણ કરેલી સુવર્ણ જેવી શ્રીહરીને બિરાજવાની દ્વારિકા હાલમાં ક્યાં છે ? અત્યારે તો તેની કૃત્રિમતા સ્પષ્ટ દેખાઈ આવે છે એ અસલ સ્થળ ક્યાં ! મૂળની એ દ્વારિકા ક્યાં ! શ્રીહરીનું સભાગૃહ ક્યાં ! બિરાજવાનાં વિવિધ સ્થળો ક્યાં ! શું એ બધું નષ્ટ થઈ ગએલું છે ? તેના પ્રાચીન અવશેષો પણ તેના ચિન્હ રૂપે આસપાસ દૂર દૂર સુધી દેખાતાં નથી તેનું શું કારણ હશે તે જણાવો તો ઉપકાર થાય !

श्लोक

**तदैकेन द्विजेनोक्तं साहसेन दुरुक्तिना ।**
**दिदृक्षा वर्तते चित्ते विशक्षारोदधेस्तले ॥५॥**

ભાવાર્થ—

ત્યારે સંત પીપાજીના સંશોધક પ્રશ્નો સાંભળી તેના ઉત્તરો આપવા મુશ્કેલ થઇ પડવાથી ઘણા ખરા પંડિતો દીર્ઘ વિચારમાં પડી ગયા. ઘણા ખરા એતો અમે તપાસ કરીને જણાવીશું એવા ઉત્તરો આપ્યા. અને કોઈ એક જ્ઞાનિ અને સાહસિક દ્વિજે સંત પીપાજીનો ધિક્કાર કરી જણાવ્યું કે, અલ્યા સાધુડા પીપા ! તારી તું અમને વિદ્વત્તા બતાવવા આવ્યો છે અને તું એક મોટા યોગી તરીકેનો ડોળ ધરાવે છે તો તું આ બાજુમાં રહેલા પશ્ચિમ તરફના દરિયામાં પડ ! એટલે તારી ધારેલી અને જોવાને ઇચ્છેલી તદ્દન સોનાથી મઢેલી દ્વારિકા એ દેખાશે અને તારા એવા ભગવાન પણ દેખાશે ! અને દરિયામાં પડવાથી તારા સઘળા મનોરથો એકી સાથે સફળ થશે જા ! કૂદી પડ દરિયામાં !

श्लोकः

**पुरा द्वारावती चासौ निर्मिता विश्वकर्मणा ।**
**यस्याः स्वर्ण तलं भूमेः मणिमंदिर भूषितं ॥६॥**

ભાવાર્થ—

અલ્યા ડોળઘાલુ પીપા ! તારામાં જો યોગના પ્રભાવની શક્તિ હોય તો પૂર્વે શ્રી વિશ્વકર્માએ નિર્માણ કરેલી, મુક્તિના દ્વારમાં પ્રવેશ કરાવવા વાળી, જેની ભૂમિનું તળીયું સુવર્ણમય છે અને જેના ઉપર અનેક મણીથી વિભૂષિત મંદિર છે, એ મણિમંદિર વાળી દ્વારિકા તને જોવાની ઈચ્છા હોય તો દરિયાને તળીએ જા ! અને જોઈશ ત્યારે એવી દ્વારિકા તને પ્રાપ્ત થશે.

श्लोकः

अधुनाऽप्यत्र सान्निध्यं वर्तते श्रीहरेः किल ।
मनीषा चेन्नवच्चित्तेऽकूपारौ विश पार्थिव ॥७॥

ભાવાર્થ—

વળી એ ક્રોધી બ્રાહ્મણે કહ્યું કે હે ડાળ ઘાલુ યોગી પીપા ! તારે શ્રીહરીનાં દર્શન કરવાની ઇચ્છા હોય તો આ મહાસાગરમાં પડયા વિના તારી ઇચ્છિા સફળ થશે નહિં ! અને આ લોકનાં દ્રશ્યો ભૂલ્યા વિના દિવ્યલોક વાસીનું દર્શન થવું મુશ્કેલ રહેશે !

श्लोकः

ये संति भगवद्भक्ता योगसंशुद्धकिल्बिषाः ।
पश्यान्ति द्वारिकां स्वर्णां श्रीकृष्णेन विराजितां ॥८॥

ભાવાર્થ—

જે લોકો સાચા ભગવદ્ભક્ત હોય છે ! યોગ સમાધિથી જેનાં પાપ નાશ પામી ગએલાં છે એવા પવિત્ર પુરૂષો જ શ્રી કૃષ્ણજીએ સ્વયં ઇચ્છેલી અને શ્રી કૃષ્ણજીથી વિરાજિત સુવર્ણની દ્વારિકાને જોવાને પાત્ર થાય છે.

श्लोकः

देहेद्वारावतींपश्य स्वात्मनि श्रीहरिं तथा ।
संसारान्मुक्तिमापन्नाः पशन्त्यध्यात्मचेतसा ॥

ભાવાર્થ—

ખરૂં જોતાં તો મનુષ્યને આ માનવ દેહ પ્રાપ્ત થએલો છે તેજ મુક્તિનું દ્વાર ગણાય છે. જે ઉત્તમ સંત મહાત્માઓ છે તે સંસારના અટપટા વ્યવહારથી મુક્ત રહીને શ્રી ભગવાનનું ચિત્તની એકાગ્રતાથી ધ્યાન કરે છે અને વ્યવહાર ચલાવે છે તે મુક્તિને આપનારી દ્વારાવતીનો અનુભવ આત્મામાંજ સદૈવ લીધા કરે છે.

श्लोकः

ये वै योगसमाधेःश्च पारमेश्यन्ति सूरयः ।
स्थाने स्थित्वा प्रपश्यन्ति द्वारिकां स्वात्मसंस्थिताम् ॥१०॥

ભાવાર્થ—

વળી જે સત્પુરૂષો યોગ સમાધિથી પેલીપાર રહેલા પરમેશ્વરને અનુભવ્યા

કરે છે, તે સત્પુરૂષો પોતાના સ્થાનમાં રહીને જ દેહરૂપી સુવર્ણમય દ્વારિકાંને અને તેમાં રહેલા આત્મારૂપી શ્રી કૃષ્ણ ભગવાનનાં દર્શન કરી કૃતાર્થ થાય છે.

श्लोकः

इत्थंसंभाषणंश्रुत्वा प्रहर्षान्वितमानसः ।
प्रतिपूज्योपचारैस्तान्विससर्जसभास्थितान् ॥११॥

ભાવાર્થ—

એ પ્રમાણે તત્ત્વજ્ઞાનથી ભરેલું અને આત્મજ્ઞાનિઓને આનંદ ઉપજાવે તેવું ભાષણ સાંભળીને સંત પીપાજીએ એ શ્રેષ્ઠ બ્રાહ્મણને વંદન કરી, બોલાવેલા સઘળા સભાસદોને પ્રણામ કરી, તેમનું યોગ્ય સન્માન કરી સભા વિસર્જન કરી.

श्लोकः

सभ्याःसत्कारमापन्ना जग्मुस्तेस्वात्मवेश्मनि ।
नृपेन्द्रोशिबिरंगत्वा शशंसवृत्तमात्मनः ॥१२॥

ભાવાર્થ—

એ પ્રમાણે સત્કાર પામેલા સભ્યો, ભારે આનંદ પામીને પોતપોતાના સ્થાનો તરફ ગયા. સંત પીપાજી પણ તેમના ઉતારે જઈને પોતાના સાથેના સજ્જનો સમક્ષ સભામાં બનેલી સઘળી બિના પ્રશંસાપૂર્વક કહી બતાવી.

श्लोकः

श्रुत्वावृत्तंतुसाराज्ञी सीतादेवी महासती ।
अतिहर्षवतीभूत्वा दर्शनायमनोदधे ॥१३॥

ભાવાર્થ—

એ સઘળું વૃત્તાન્ત સાધ્વી સીતાએ સાંભળ્યું. અને પૂર્વેની સુવર્ણમય દ્વારિકા અત્યારે અદ્રશ્ય અને અપ્રાપ્ય છે એમ માની પોતાના વિચારો જણાવ્યા. છતાં એવી દ્વારિકાનાં દર્શન થાય એજ સાચાં દર્શન ગણાય એવા હર્ષમાં આવી શ્રી પીપાજીને સૂચક પ્રેરણા કરી.

श्लोकः

पीपास्वचित्तेसंचिन्त्य मासश्चैत्रोऽधुनास्तिवै ।
पूर्णिमास्वल्पकालेच समेष्यातितथाऽधुना ॥१४॥

ભાવાર્થ—

શ્રી પીપાજીએ પોતાના ચિત્તમાં ખૂબ વિચાર કર્યો અને સીતાદેવી સાથે ન આવે એવા ધોરણે જણાવ્યું કે-દેવી ! હાલ ચૈત્ર માસ ચાલે છે ! પૂર્ણિમાનો પર્વ દિવસ હવે થોડાકજ દિવસોમાં આવશે !

श्लोकः

एतस्मिन्पर्वदिवसे शुभयोगो महाफलः ।
तद्दिनेऽहंगमिष्यामि श्रीहरेर्दर्शनायवै ॥१५॥

ભાવાર્થ—

એ પર્વણીને દિવસે મહાફળ આપનારો શુભ યોગ છે ! એ દિવસે એ શુભયોગમાં શ્રીહરીનાં દર્શન માટે હું એકલો મારા યોગના બળથી સમુદ્રમાં પ્રવેશ કરીશ ! અને અસલનું એ પુરાતન સ્થાન જોવા પ્રયત્ન કરીશ.

श्लोकः

निश्चितेदिवसेराजा जगामाब्धेस्तटेकिल ।
ध्यात्वा श्रीहरिपादाब्जं पपातोच्चैःसरित्पतौ ॥१६॥

ભાવાર્થ—

નક્કી કરેલો દિવસ આવી પહોંચ્યો અને શુભ યોગની શુભ વેળામાં (નક્કી કરેલા ટાઇમે) સમુદ્રને કિનારે સંત પીપાજી ગયા. ત્યાં હજારો લોકો સમુદ્રમાં પડવાને તૈયાર થએલા પીપાજીનું કૌતુક જોવાને એકત્ર થયા હતા. સંત પીપાજીએ મનની એકાગ્રતા કરી, શ્રીહરીનું ધ્યાન કરી, હરીનામઘોષથી ગગન મંડલને ગજાવી સમુદ્રમાં ભૂસ્કો માર્યો.

श्लोकः

आसनंकृतवान्तूर्णं महामत्स्येन्द्रसंनिभं ।
ततारतेनक्षाराब्धिं लोकानांपश्यतांसतां ॥१७॥

ભાવાર્થ—

સમુદ્રમાં પડતાંની સાથે યોગનાં ચોરાશી આસનો પૈકી મહામત્સ્યેન્દ્રાસન કરી દીધું. એ આસનના પ્રભાવથી સમુદ્રના ભારે પૂરમાં તરવા લાગ્યા અને જોતજોતામાં માઇલોના છેટે આગળ વધ્યા.

श्लोकः

पंचविंशतिक्रोशाग्रे ददर्शविवरंमहान् ।
तत्रसिद्धासनेनैव प्राणायाममथाकरोत् ॥१८॥

ભાવાર્થ—

વળી જોતજોતામાં પચીશ કોશ ગયા. કિનારાના લોકોને પીપા અદ્રશ્ય થયા, ડૂબી ગયા-મરી ગયા એમ લાગ્યું. જ્યારે પીપાજીએ પચીસ કોશને અંતરે એક પર્વતની ગુફા જેવું જોયું. તેમાં તેમણે પ્રવેશ કર્યો અને થોડેક છેટે જઇને ત્યાં ભારે સુવર્ણમય એક નગર જોયું. ત્યાં બેસી સિદ્ધાસન વાળી પ્રાણાયામ કર્યો.

श्लोकः

तत्रापश्यत्समाधौच मुक्तिद्वारांतुद्वारिकां ।
तस्यांसंदर्शयामास भगवंतमधोक्षजम् ॥१९॥

ભાવાર્થ—

અને સમાધિમાં જોયું તો મુક્તિના દ્વારરૂપ એ મુક્ત પુરૂષોની દ્વારિકા દેખી. અને મુક્તપુરૂષોના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણને જોયા.

श्लोकः

ह्यानंदपूर्णनेत्राब्जे ह्यानंदावयवान् शुभान् ।
कोटिलावण्यसंयुक्तं सच्चिदानंदविग्रहम् ॥२०॥

જેનાં નેત્ર આનંદથી ભરેલાં છે! જેના અવયવો આનંદથી પરિપૂર્ણ છે! જેની આસપાસ કરોડો સૂર્યનું તેજ ચક્કરો ખાઇ રહેલું છે! જેનો દેહ સત્-ચિત્ અને આનંદમય છે!

श्लोकः

सहस्रसूर्यसंकाशं महत्याप्रभयायुतम् ।
मंडलान्तर्गतंदेवं दिव्यानांदैवतंपरं ॥२१॥

કરોડો સૂર્યસમાન તેજના ગોળામાં જેનું સ્વરૂપ વિરાજેલું છે! એ શાન્ત અને આનંદના અનુભવરૂપ ભગવાનનું સ્વરૂપ જોયું. જે દીવ્ય પુરૂષોના પરમ દૈવતરૂપ એવું સૌના આત્મામાં વિરાજેલું વિશુદ્ધ આત્માનું સ્વરૂપ હતું.

श्लोकः

चतुर्भिर्बाहुभिर्भिन्नं धर्मकामार्थमोक्षदं ।
शंखचक्रगदाब्जेन लोकरक्षणबोधकं ॥२२॥

ભાવાર્થ—

જેને ધર્મ, અર્થ, કામ અને મોક્ષસૂચક ચાર બાહૂ શોભી રહેલા છે! શંખ ;, ચક્ર, ગદા, પદ્મ આયુધો લોકોને પોતાનું રક્ષણ કરવાના સાધનરૂપ એ આયુધો શોભી રહેલાં છે!

श्लोकः

शंखस्तत्पांचजन्याख्यो पंचवर्णैक्य सूचकः ।
सहस्त्रारश्चयच्चक्रं मायिनांभयसूचकं ॥२३॥

ભાવાર્થ—

વળી શંખ કે જે પાંચજન્ય તરીકે ઓળખાતો હતો! તે એવો ભાવ સૂચવતો હતો કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને પંચમ જાતિ એ પાંચ જાતિ. એ પાંચ વર્ણની પરસ્પરમાં સૌ સૌના અધિકાર મુજબ ઐકયતા કરી તેમના સુખ–દુઃખોમાં સહભાગી બનવાને સંગઠન કરો. તથા સહસ્ત્ર અણીવાળું ચક્ર કે જે લોકો માયામાં મૂઢ બની જાય છે, અને કેવળ સ્વાર્થી બની બીજા લોકોનો દ્રોહ કરે છે તેવાઓને ભય ઉપજાવનારું એવું સુદર્શન ચક્ર દેખ્યું.

श्लोकः

पापघ्निंच गदांविद्यात् कमलंविश्वकारणम् ।
सर्वान्तर्यामिनंचैनं दृष्ट्वा पीपाकृतार्थवित् ॥२४॥

ભાવાર્થ—

વળી ભગવાનના હાથમાં રહેલી ગદા પાપનો નાશ કરનારી, પાપી દ્રોહી લોકોનો ધ્વંસ કરનારી, ધર્મના નાશક અસુર રાક્ષસોનો નાશ કરનારી એવી ગદા દેખી, અને વિશ્વની ઉત્પત્તિનાં સોળ તત્ત્વોને અથવા એકમાંથી બીજો એમ પરસ્પર સંમિલિત અપંચીકૃત પંચતત્ત્વોથી બનેલા સોળ વિકારોને જણાવનારૂં કમળ દેખ્યું. એવી રીતે શંખ–ચક્ર–ગદા–પદ્મ એ ચાર આયુધો ભગવાનના કર–કમળને શોભાવનારાં જોઈ પીપા કૃતાર્થ થયા.

श्लोकः

इत्थंपीपामहायोगी समाधौबोधितोऽपिसः ।
स्तोत्रंस्तुतिभिरर्थ्याभिर्गीर्भिःसमुपतस्थिरे ॥२५॥

એ પ્રમાણે મહાયોગી પીપાજીએ ધ્યાન–સમાધિમાં જોએલા શ્રી ભગવાનના સ્વરૂપથી કૃતાર્થ થયા. તો પણ ચર્મચક્ષુથી દેખાતા એ પ્રત્યક્ષ સ્વરૂપને સ્થૂલ વાણીથી સ્તુતિ કરવા માટે મનમાં ધાર્યું.

इतिश्रीवडालीवास्तव्येनगणपतिशंकरशास्त्रिणा विरचिते
अभिनवपीपाचरिते एकोनत्रिंशोल्लासः ।

# अथत्रिंशोल्हासः ।

श्लोकः

जयतितेबलं द्वारिकाधिप-
भवविनाशकं गर्वहारकं ।
शरणसौख्यदं पापिनाशनं
सततसेविनां मोक्षदं नृणां ॥ १ ॥

ભાવાર્થ—

હે દ્વારિકાના અધીશ ભગવાન શ્રીકૃષ્ણ ! તારૂં બળ–એ ઉત્તમોત્તમ બળ હંમેશાં જય પામે છે. જે બળના પ્રભાવથી ત્રણ તાપવાળા સંસારનો વિજય મેળવી શકાય છે. અને પાપીઓના ગર્વને ઉતારી શકાય છે. શરણે આવેલા માણસોને સુખ આપનારૂં છે અને પાપી રાક્ષસોનો નાશ કરી શકાય તેવું છે. એ બળ હંમેશાં સેવનારા પુરૂષોને જીવન મુક્તિ આપનારૂં છે. યાને પાપીઓના ત્રાસમાંથી છોડાવનારૂં છે.

श्लोकः

बलपतेतव हिन्दुसत्प्रजाः
कुटिलकर्मिभिः पीडयतेऽधुना ।
त्वयाविनाऽत्रभो रक्षकोनहि
पुनर्व्रजेकदा ह्यागमिष्यासि ॥ २ ॥

ભાવાર્થ—

હે બળના અધીપતી ! એવી રીતે પ્રસંગે પ્રસંગે તારી ઉત્તમોત્તમ હિન્દુ પ્રજા કુટિલ કર્મોને કરનારા દુષ્ટ–પાપી અને દુરાચારીઓથી પીડાઇ રહેલી છે ! હે ભગવંત ! તારા વિના અમારૂં અત્યારે કોઈપણ રક્ષણ કરનાર નથી ! તો હવે સન્માર્ગ ગમનશીલ એવા આ હિન્દ દેશરૂપી વ્રજને વિષે કોઇને કોઈ રૂપે તું પાછો કયારે આવી શકીશ તે કહે !

श्लोकः

व्रजपतेत्वया पालिताः पुरा
सुशीलधेनवो दुग्धदानृणां ।

निकृत्यतेऽनिशं लक्षकोटिशो
छेदनोद्यतैः हिंस्त्रराक्षसैः ॥ ३ ॥

भावार्थ—

હે વ્રજપતિ! (આર્ય દેશના રાજા) તેં પૂર્વે ઘણા પ્રેમથી પાળેલી સુંદર ગાયો કે જે દરેક જાતિના માનવોને એક સરખી ભાવનાથી મધુર દૂધ આપનારી તેમનો દરરોજ કરોડોની સંખ્યામાં કતલ કરવાનાં મશીનોથી કપાઇ રહી છે!

श्लोकः

व्रजभुवित्त्वयिवसतियत्पुरा
विबुधयोषिता रन्तुकाम्यया ।
भुविह्यवातरन् भर्तृभिः सह
तेऽधुना गता नामशेषतां ॥४॥

भावार्थ—

વળી હે ભગવન્! વ્રજભૂમિની અંદર (આર્ય દેશની અંદર) તારી સાથે ક્રીડા કરવાને માટે સ્વર્ગમાં રહેલા દેવતાઓ (મહાપુરૂષો) અને તેમની ધર્મપત્નીઓ (દેવીઓ) વ્રજભૂમિ ઉપર અવતરીને અનેક સચ્ચરિત્રો કરી બતાવ્યાં યાને દેશની પ્રગતિ તથા ઉન્નતિ થાય તેવાં અનેક કાર્યો કર્યાં. એ દેવતાઓ અને દેવીઓ (મહાપુરુષો અને તેમની મહાન્ શક્તિઓ) તારા વિના પરાભવ પામી રહેલી છે.

श्लोकः

अखिलहिन्दुनां त्राणहेतवः
ह्यखिलप्राणिनां प्राणपूरकाः ।
स्मरणाचिन्हिता मूर्तयस्तथा
नष्टभ्रष्टतां तन्यते मुहुः ॥ ५ ॥

भावार्थ—

સમસ્ત હિન્દુઓના બચાવના કારણભૂત્ અને દુઃખના સમયે નવા નવા પ્રાણોને આપનાર યાને પ્રસંગે પ્રસંગે નવચેતન આપનાર એ મહાપુરુષોની પ્રતિકૃતિઓ (મૂર્તિઓ) કે જે તેની પાછળ રહેલા ઇતિહાસોની મૂર્તિમાન સ્મૃતિઓ તેને ફના કરી નાખવા મૂર્ખપાપિઓ મંડી પડેલા છે.

श्लोकः

तपस्तितिक्षुभिः साधुसज्जनै
स्तपस्तितीक्षया यज्ञविस्तरै ।
रखिलभारते यत्रतत्रहि
भ्रश्यतेऽधुना तीर्थकृत्स्थलिं ॥ ६ ॥

ભાવાર્થ—

તપ અને તિતિક્ષાને ધારણ કરનાર સાધુઓના તપમાં વધારો કરનાર સજ્જન પુરુષોદેશમાં તપ અને તિતિક્ષા વધારવા માટે યાને હિન્દુ સંગઠન અને શુદ્ધિ પવિત્રતાને માટે કરાતા કઇક નાના–મોટા યજ્ઞોનો હિન્દુ ધર્મને સહન નહિં કરનારા અસહિષ્ણુ પાપિઓ એવાં પવિત્ર કાર્યો અને તેનાં પવિત્ર સ્થળોને વારંવાર ભ્રષ્ટ કરતા રહે છે.

श्लोकः

त्वयापुराविभो कंसप्रेषिता
रघवकादयोरिष्टधेनुकाः ।
त्वरितनाशिताः लीलयाक्षणे
कथंनुपश्यसि समयविद्धरे ॥ ७ ॥

ભાવાર્થ—

હે શ્રી કૃષ્ણ ! પૂર્વે વ્રજમાં તું રહેતો હતો ત્યારે એ પાપિ કંસે ધર્મ અને સંસ્કૃતિનો નાશ કરવા માટે મોકલેલા અઘાસુર–બકાસુર–રીષ્ટ–અરીષ્ટ શલ–તોશલ વિગેરે દુષ્ટોને રમતમાત્રમાં તેં નાશ કરી નાખ્યા હતા. તો હાલના સમયને તું જાણનાર એ અઘાસુર–બકાસુર જેવા અનેક પાપિઓ હાલમાં પણ ધર્મ અને સંસ્કૃતિનો નાશ કરવા તત્પર થએલા છે. તેમને માટે કેમ તું જાણે બહુ વિચારમાં પડેલો હોય એમ જણાય છે ! !

श्लोकः

यदापुराविभोम्लेच्छकोटिभिः
पुरंसमावृतंमाथुरंद्विषा ।
प्रतिक्रियांविनानाशमिच्छता
स्वयंविनष्टतामापुरग्निना ॥ ८ ॥

ભાવાર્થ—

હે ભગવન્! તેં પૂર્વે કરોડો મ્લેચ્છોની સેનાઓને કે જે સેનાઓ યુદ્ધની ઈચ્છાથી શસ્ત્રો ધારણ કરીને ચઢી આવી હતી તેમને નિઃશસ્ત્ર પ્રતિકારથી હરાવી તે સેનાઓ આખરે પોતાની મેળે નાશ પામી ગઈ હતી.

શ્લોકઃ

पुरामुरौकसैरपहृद्रताः स्त्रियो
नृपतयस्तथा राजकन्यकाः ।
निरोधितागिरेर्गह्वरांतरे
विमोचितास्त्वया हे दयानिधे ॥९॥

ભાવાર્થ—

હે દયાનિધે! પૂર્વે "મૂર" દૈત્યના અનુયાયિ મૂર નામના રાક્ષસોએ ભારતભૂમિના રાજાઓ-રાજકન્યાઓ અને રાજરાણીઓને તેમ જ ઉચ્ચ કુટુમ્બની સ્ત્રિઓને પકડી ગિરિ-કંદરાઓમાં રૂંધી રાખી હતી. તેમની નમ્ર વિનંતિ ધ્યાનમાં લેઇ, એ મૂર લોકોની સાથે યુદ્ધ કરી, હરાવી અને રાજાઓ તથા રાજકન્યાઓને તેમના જેલખાનામાંથી મુક્ત કરી હતી. એવો તું, અમારી સહાયતા કરી મુક્તિ આપ.

શ્લોકઃ

अद्यतादृशीं हिन्दुदुर्दशां
विलोक्यतेऽनिशं साधुभिर्नृभि ।
बलविवर्धनं सत्वरंकुरु
इहेत्यभूतले ह्युपदिशाशुतान् ॥१०॥

ભાવાર્થ—

એવી એ સમયના જેવી ભારતીય હિન્દુઓની દુર્દશા થઇ રહેલી છે. તેને ઉત્તમ-સજ્જન-પુરૂષો આશ્ચર્ય સાથે જોઈ રહેલા છે. માટે હે દયાનિધે! હિન્દુઓમાં બળનો વધારો કરી આત્મરક્ષણ કરવાને માટે સમર્થ થાય એવો ઉપદેશ ફરીથી તું આ ભૂતળ ઉપર અવતાર લેઈ બળસંવર્ધનનો ઉપદેશ કર.

શ્લોકઃ

नाऽधुनाबलं नाऽधुनामतिः
नहि स्मृतिपथे कर्मयोगजं ।

हृदाविशोच्यते हिन्दुसतुसभाः
किंभविष्यति भाविनः पटे ॥११॥

ભાવાર્થ—

હે ભગવન્ ! અત્યારે તો અમે બળહીન છીએ ! બુદ્ધિ વિનાના છીએ ! અને અર્જુનને તેં આપેલો ભગવદ્ ગીતાનો ઉપદેશ પણ અમારા સ્મરણમાં નથી. તેને લીધે અખિલ હિન્દની હિન્દુ પ્રજા મનની અંદર બાટે શોચ કરી રહેલી છે અને વિચારે કે હજુએ ભવિષ્યમાં શું થશે એવો અફસોસ કરી રહી છે.

श्लोकः

नहिनिभाल्यते हिन्दुषुपुन
र्धर्मकर्मणि सुदृढामतिः ।
नहि स्वकीयवर्णस्याश्रमेषुच
व्यवस्थितागुणाःकर्मदर्शकाः ॥१२॥

ભાવાર્થ—

વળી હિન્દુ સમાજમાં તેમના પૂર્વજોની પેઠે ધર્મ અને કર્મ ઉપર દૃઢ શ્રદ્ધા હોવાનું દેખાતું નથી. તેમજ વર્ણ અને આશ્રમના નિયમ પાળવા માટે પણ દૃઢ શ્રદ્ધા જણાતી હોય એમ લાગતું નથી. અને વર્ણ અને આશ્રમ વાસીઓમાં વર્ણ અને આશ્રમ તરીકેના ગુણો શાસ્ત્રમાં વર્ણવેલા છે તે પ્રમાણે પણ પ્રાયઃ જણાતા હોય એમ લાગતું નથી.

श्लोकः

पुण्यभारते हिन्दुमातरः
खलाविदूषिताः खिन्नमानसाः
चरणपंकजंध्यान गोचरं
निधायहृत्पटे नयन्त्यहर्निशं ॥१३॥

ભાવાર્થ—

આજે જે સ્ત્રીઓ સારા કુળવાન-વિદ્વાનું પંડિતોની માતાઓ અને બહેન-દીકરીઓ છે તેમનાં શીલ લૂંટાઈ રહેલાં છે. અને તેથી એ દુષ્ટોના એવા જુલમોથી ખિન્ન અંતઃકરણવાળી થઈને હે ભગવન્ ! તારૂં ધ્યાન કરી રહી છે કે-તું અમારૂં આ પાપિઓથી રક્ષણ કર. એવા નિસાસા મૂકતી દિવસો ગાળી રહી છે.

श्लोकः

रैमुरारिहे किंनु पश्यसि
समवतीर्यकौ जाग्रतिंकुरु ।
भारतीतवशोचाति मुहुः
कदासमेष्यासि कमाश्रयामहे ॥१४॥

ભાવાર્થ—

હે મુરારિ! હે પાપિઓનો નાશ કરનાર ભગવાનૂં! અરેરે, આવી આવી ખરાબ પરીસ્થિતિને તું કેમ જોઈ રહ્યો છે? તું આ પૃથ્વી ઉપર અવતાર ધારણુ કર અને અર્જુનની પરીસ્થિતિ ઓળખી જે બોધ આપ્યો હતો તેવો બોધ ભારતીય પ્રજાને ફરીથી આપ અને જાગ્રત કર. તથા આત્મબળનો વધારો કર. આ ભારતની પ્રજા પોતાની ખરાબ પરીસ્થિતિનો વારંવાર અફસોસ કરી રહી છે અને પોકારી રહી છે કે-તું ફરીથી પાછો ક્યારે અવતરીશ! અને ત્યાંસુધી અમે કોનો આશ્રય લઈએ!

श्लोकः

विनात्वयाविभो ! भक्तिनैष्ठिकाः
दुःखसागरे व्रजन्त्यधस्तले ।
अतःसमुद्धर दीनवत्सल
स्वभूजपंकजं त्राणदंकुरु ॥१५॥

ભાવાર્થ—

હે વિભો! તારો સહાયતા અને કૃપા વિના ભક્તિનિષ્ઠ પુરૂષો દુઃખરૂપી દરિયાના છેક નીચા તળમાં દેખાય છે. માટે હે દીન વત્સલ! તું અમારો ઉદ્ધાર કર અને રક્ષણુ આપનારૂં તારૂં કરકમળ અમો ભારતીય પ્રજા ઉપર આશ્વાસન આપતું ફેરવ.

श्लोकः

त्वमसिनिर्गुणो निष्क्रियोऽव्ययः
सर्वजंतुषु व्यापकोध्रुवः ।
तथापि हिन्दुनां रक्षणायवै
क्रियागुणैर्युतो द्रक्ष्यसेकदा ॥१६॥

ભાવાર્થ—

હે ભગવાન ! ખરી રીતે તો તું નિર્ગુણ છે યાને ત્રિગુણાતીત છે અને નિષ્ક્રિય છે. તેમજ તું અવિનાશી છે અને સર્વ પ્રાણી–પદાર્થોમાં તું નિશ્ચિત્ પણે વ્યાપિ રહ્યો છે. તોપણ તારા ઉપર વિશ્વાસ રાખનારી તારી પ્રજા ઉપર તું દયા લાવતો અને રક્ષણ કરતો જણાય છે. તેથી તું સગુણ અને સક્રિય પણ છે. માટે તું કૃપા કર.

श्लोकः

जयंकुरुष्वहे साधुसंगिनां
धर्मरक्षणे तत्परात्मनां ।
अमलबुद्धिनां शीलरक्षिणां
स्वैक्यभाजिनां हिन्दुधर्मिणां ॥१७॥

ભાવાર્થ—

હે કૃપાનિધી ! સાધુ સંગી પુરૂષોનો તું વિજયકર અને જેઓ ધર્મરક્ષણ કરવા માટે તત્પર છે એવા અને પવિત્ર બુદ્ધિવાળા તેમજ શીલનું રક્ષણ કરનારા અને ઐકયતા સેવનારા હિન્દુ ધર્મ નિષ્ઠોનું રક્ષણ કર (વિજયકર).

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते त्रिंशोल्लासः ॥



# अथैकात्रिंशोल्हासः

( अनुष्टुप-व्रत्तम् )

श्लोकः

इत्थंसंस्तूयस्तुत्यंतं भगवंतमधोक्षजं ।
विश्वधर्मस्यरक्षार्थे मनसाप्रतिपूज्यवै ॥१॥

ભાવાર્થ—

શ્રી પીપાજીએ ઉપર મુજબ પરમસ્તુત્ય અધોક્ષજ ભગવાનની વિશ્વ ધર્મનું રક્ષણ થાય તેવા આશયવાળી સ્તુતિ કરી. અને માનસોપચારથી પૂજા કરી.

श्लोकः

भगवानऽपिसर्वात्मा सर्वेषामिप्सितप्रदः ।
वाण्यामधुरयातंच प्रोवाच मधुसूदनः ॥२॥

ભાવાર્થ—

અને સર્વાત્મા એવા ભગવાને પણ મધુર વાણીથી પીપાજીને આશ્વાસન આપવા માંડયું.

श्लोकः

राजर्षिवर्यभक्तानां साधूनांच शिरोमणिः ।
धन्योसि कृतकृत्योसि सद्भक्तेःपारदर्शकऽ ॥३॥

ભાવાર્થ—

હે રાજર્ષિવર્ય ! તું ભક્તોનો અને સાધુઓનો શિરોમણિ સમાન છે. ત્હને ધન્ય છે ! ખરે ! તું કૃતકૃત્ય છે ! અને મારી ભક્તિનો તું પરગામી બન્યો છે.

श्लोकः

वरंद्दामिप्रीतेन मनसातेसाधकोत्तम ।
ख्यातो भविष्यासिराजन् सर्वलोकेषुचानघ ॥४॥

ભાવાર્થ—

હું ઘણા પ્રસન્ન મનથી ત્હને વરદાન આપુ છું. ખરે ! મારા સ્વરૂપની સાધના કરનારાઓમાં તું ઉત્તમોત્તમ ભક્ત છે. હે પવિત્ર રાજા ! તું ત્રણે લોકમાં દિગંત કીર્તિને વરીશ.

श्लोकः

**तववंशस्यसत्कीर्तेः सुगंधोप्रसरिष्यति ।**

**सर्वक्षत्रियवर्णेषु खीचयोह्युत्तमोत्तमाः ॥५॥**

ભાવાર્થ—

વળી તારો ખીચી વંશ પણ બધા લોકોમાં દિગંત કીર્તિને પ્રાપ્ત થશે. અને એ પવિત્ર કીર્તિનો સુગંધ ચહોમેર પ્રસરશે. તથા હિન્દુ જનતાનું રક્ષણ કરવાથી માનપાત્ર થશે. અને દુનિયાના ક્ષત્રિયો ખીચી વંશના ક્ષત્રિયોને શિરોમણિ તરીકે લેખશે.

श्लोकः

**भविष्यंतितंत्रमार्गे निष्णाताः साधकोत्तमाः ।**

**महामायाप्रसादेन मद्भक्ताश्चतवाज्ञया ॥६॥**

ભાવાર્થ—

વળી એ ઉત્તમ સાધકો તંત્રમાર્ગનું ધ્યેય સિદ્ધ કરવાને યોગ દર્શનના સૂક્ષ્મ અભ્યાસી થશે. તથા તંત્રના ઉત્તમોત્તમ સિદ્ધાન્તોથી નષ્ટ થએલી ક્ષત્રિયોમાંની શક્તિ ફરીથી પ્રાપ્ત કરવા માટે એ શક્તિનું આરાધન કરી શક્તિશાલી અને ગૌરવશાલી બનશે.

श्लोक

**इदंशंखंचक्रंच प्रयच्छामितवानघ ।**

**गृहाणप्रातिगच्छत्वं द्वारवत्याःस्थलिंशुभां ॥७॥**

ભાવાર્થ—

હે યોગીન્દ્ર પીપા ! હું ત્હને આ શંખ અને આ ચક્ર બે મારાં પ્રિય આયુધો આપુ છું. કે જેથી ત્હને અને તારા વંશજોને મારી સ્મૃતિ કાયમ રહે તથા મારી (પ્રકૃતિ પુરૂષની) ઉપાસના કરતા રહે અને ઘણા તેજસ્વી અને પરાક્રમી બનતા રહે. હવે તું દ્વારિકામાં જા.

श्लोकः

**नृपेन्द्रप्रातियच्छत्वं नृपंह्याधुनिकंयदुं ।**

**कृत्वाताम्रमयींमुद्रां यात्रिकान् दास्यतिस्वयं ॥८॥**

ભાવાર્થ—

દ્વારિકામાં હાલ યદુવંશનો રાજા રાજ કરે છે. તેની પાસે તું જા. તારો એ સત્કાર કરશે. તેને તું મારાં દર્શનનાં સ્મૃતિચિન્હો શંખ અને ચક્ર

આપજે અને તેને સ્વીકારી એ રાજા તાંબાની બે મુદ્રાઓ બનાવીને યાત્રાએ આવનાર સાધુ-સંત-મહાત્માઓ તથા ગ્રહસ્થાશ્રમીઓને તેમની ઇચ્છા મુજબ તેમને તે આપતો રહેશે.

श्लोकः

**हेनृपतवभक्ताःस्युः समेष्यंतिच यात्रिकाः ।**
**इमेमुद्रेगृहीष्यंति बाहौदक्षिणवामजे ॥९॥**

ભાવાર્થ—

હે રાજા! વળી તારૂં પ્રચાર કેન્દ્ર દ્વારિકામાં સોરાષ્ટ્રમાં પ્રચારને માટે હંમેશાં રહેશે. તેને અંગે જેજે લોકો તારા પ્રચારને આધિન થઇ તારા શિષ્યો-ભક્તો બનશે. અને ઘણા લોકો તારા કેન્દ્રમાં આવતા રહેશે. તેઓ સઘળા તેમના જમણા અને ડાબા હાથે સદર મુદ્રાઓનાં ચિન્હો ધારણ કરતા રહેશે.

श्लोकः

**साधवोवैगृहीष्यंति मतानुयायिनस्तव ।**
**साक्षात्कारंगमिष्यंति मत्स्वरूपस्यमानवाः ॥१०॥**

ભાવાર્થ—

વળી હિન્દુધર્મનું રક્ષણ તથા પ્રચાર કરનાર સાધુ પુરૂષો શિક્ષણ લેવાને માટે તારા કેન્દ્રમાં આવી. શિક્ષણ લઇ પ્રચારક તરીકે કામ કરવા નિકળશે તેઓ સઘળા સદર મુદ્રાઓનાં ચિન્હો ધારણ કરશે. અને મારી ઉપાસનાનો એ પ્રચાર કરશે. આખરે તેઓ અને તેમનો શિષ્યવર્ગ મારી ઉપાસનાના પ્રભાવે સાક્ષાત્કાર મેળવશે અને વિધર્મીઓના ત્રાસથી મુક્તિ મેળવશે તથા આ લોક સંબંધી મનુષ્યોના સ્વતંત્ર હક્કો તરીકેની પ્રાપ્તિ મેળવશે.

श्लोकः

**लोकसंग्रहकार्यंतु करोषिनित्यशोध्रुवं ।**
**लोकान्विमोच्यदुःखेभ्यः मुक्तस्त्वंच भविष्यसि ॥११॥**

ભાવાર્થ—

હે રાજન્! લોકોપકારનાં કાર્યો તું કરતો રહીશ તેથી લોકોને તેમના દુઃખોમાંથી મુક્ત કરીશ અને તું જાતે પણ સર્વ દુઃખોમાંથી મુક્ત થઇશ.

श्लोकः

**विघ्नानिनाशयिष्यामि चागतानिमुहुर्मुहुः ।**
**अतउर्ध्वेप्रचारस्य कार्येकुरुनृपोत्तम ॥१२॥**

ભાવાર્થ—

વળી વારંવાર આવી પડતાં અનેક વિઘ્નોનો હું નાશ કરતો રહીશ. માટે હે શ્રેષ્ઠ રાજા ! હવે પછીથી દેશની અંદર તું હિન્દુત્વનું પ્રચાર કાર્ય કર. તેમાં તારો સતત્ વિજય થતો રહેશે.

श्लोकः

**इहामुत्रचलोकेषु वंशजानांतथैवच्च ।**
**महद्यशोमहासिद्धि र्भविष्यति न संशयः ॥१३॥**

ભાવાર્થ—

વળી આ લોક અને પરલોકમાં તારો તથા તારા ખીચી વંશનો દિન પ્રતિદિન યશનો વિસ્તાર થતો જશે. તથા મોટી મોટી સિદ્ધિઓની પ્રાપ્તિ થતી રહેશે તેની તું ખાત્રી રાખજે.

श्लोकः

**इत्युक्त्वातर्द्धेविष्णु र्भगवान्सात्वतांपतिः ।**
**मत्स्यासनेनसंप्रापत् द्वारवत्याःस्थलिंनृपः ॥१४॥**

ભાવાર્થ—

ભક્તોના પતિ ભગવાન મહાવિષ્ણુ ઉપર પ્રમાણે રાજા પીપાજીને સમાધિ-ભાષામાં સંદેશો આપીને અંતર્ધાન થયા. ત્યાં પછી કૃતાર્થ થએલો રાજા પીપા ફરીથી મહામત્સ્યેન્દ્રનું આસન કરી સમુદ્રને તરતો તરતો દ્વારિકાના સ્થળે પ્રાપ્ત થયો-કિનારે આવ્યો.

श्लोकः

**लोकावै कौतुकं चक्रे द्रष्ट्वा पार्थिवसत्तमं ।**
**अस्ताविशततंभक्तं पुष्पमालां समर्पयन् ॥१५॥**

દરિયા કિનારે એકત્ર થએલા હજારો લોકો પીપાજીને કિનારે આવેલા જોઇને ભારે કૌતુક કરવા લાગ્યા. અને પુષ્પમાળાઓ ગળામાં અર્પણ કરી સ્તુતિ કરવા લાગ્યા.

શ્લોકઃ

**ततःपीपाराजधानीं गत्वायदुपतेस्तथा ।**
**प्रणामपूर्वकंसर्वं वृत्तंतस्मैन्यवेदयत् ॥१६॥**

ભાવાર્થ—

ત્યાં પછી પીપાજીએ યાદવરાજાની રાજધાનીમાં પ્રવેશ કર્યો. અને પ્રણામપૂર્વક સમાધિમાં સુવર્ણની દ્વારિકા, તેમાં બિરાજતા શ્રીકૃષ્ણની પ્રસન્નતા, અને આપેલું વરદાન વિગેરે હકીકત સંપૂર્ણ કહી બતાવી.

શ્લોકઃ

**दत्तवान् शंखचक्रेच साक्षाद्भगवतोदितं ।**
**विज्ञाप्यतं पुनःप्रापत् स्वकीयंशिबिरंप्रति ॥१७॥**

ભાવાર્થ—

વળી ભગવાને આજ્ઞા કર્યા મુજબ, તેમજ એ આપેલાં શંખ અને ચક્ર તે વખતે દ્વારિકામાં રાજ્ય કરતા યદુરાજાને આપ્યાં. અને ભલામણ કરવી ઘટે તે કરીને પીપારાજા પોતાની શિબિર તરફ ગયા.

શ્લોકઃ

**सीताराज्ञैमहासत्यै कथयामासह्यात्मनऽ ।**
**वृत्तंसमुद्रसंभूतं श्रीहरेर्दर्शनादिकं ॥१८॥**

ભાવાર્થ—

વળી ત્યાં પોતાની ધર્મપત્ની સીતારાણીને, તેમજ સાથેના થોડાક વિચક્ષણ સાધુઓની સમક્ષ સમુદ્રમાં બનેલી સઘળી બિના, શ્રીહરિનું દર્શન, અને ભગવાને આપેલી સર્વ સુચનાઓ વિગેરે હકીકત સમાધિમાં બનેલી સઘળી કહી બતાવી.

શ્લોકઃ

**द्वारावत्याविनिर्गत्य प्रतस्थे सीतयासह ।**
**वनप्रदेशमार्गेण ग्रामाद्ग्रामान्तरंपुनः ॥१९॥**

ભાવાર્થ—

ત્યાં પછી તેઓ સીતાદેવીની સાથે પ્રચારકાર્ય કરવાને માટે દ્વારાવતીને છોડીને નિકળ્યા. વનનો પ્રદેશ પસાર કરવા માંડયો ! વચ્ચે વચ્ચે કંઈક જંગલો તથા ગામો આવવા માંડયાં.

श्लोकः

**मार्गेकश्चिद्वंचकोवै करालोऽन्योयमोयथा ।**
**सीतांसाध्वींसंनिरीक्ष्य भृशंकामातुरोऽभवत् ॥२०॥**

ભાવાર્થ—

એવામાં એવી બિના બની કે-કોઈ બિહામણા આકારવાળો જાણે કોઇ રાક્ષસ હોય તેવો એક પઠાણ સીતાદેવીનું રૂપ-સૌંદર્ય જોઇને અત્યંત કામાતુર બન્યો.

श्लोकः

**कामिनि इत आगच्छ साधोर्नास्तिप्रयोजनं ।**
**नोचेदुत्पाट्यनेष्यामि बलात् संताड्यदुर्मदां ॥२१॥**

ભાવાર્થ—

અને તે સીતાદેવી પ્રત્યે બોલ્યો કે-હે કામિની ! તું અહીં આવ. તારી સાથે રહેલા સાધુડાની તારે શી જરૂર છે? જો તું મારૂં કહ્યું નહિં કરીશ તો હું તને મારી-ઠોકી બળાત્કારે ઉપાડીને મારી સાથે લઇ જઈશ.

श्लोकः

**श्रीरामचरणांभोजं ध्यात्वासीताचचालह ।**
**तत्रांतरे समायांतमश्वारूढं च क्षत्रियं ॥२२॥**

ભાવાર્થ—

તે પ્રસંગે સીતાદેવીએ એ દુષ્ટનાં દુષ્ટ વચનો સાંભળીને ભારે હિંમત રાખી પ્રભુ રામચંદ્રના ચરણકમળનું ધ્યાન કરી મનથી પ્રાર્થના કરવા લાગી કે-હે પ્રભુ ! તું આ જગતમાં બિરાજમાન છે! મારા શિયળની તું રક્ષા કર. મને બચાવ !

श्लोकः

**सशस्त्रंचापहस्तं च तेजोराशीं महाबलं ।**
**द्रष्ट्वातं च दुरात्माऽसौ भयभीतोबभूवह ॥२३॥**

તે પ્રસંગે કોઇએક ઘોડેસ્વારને દેખવામાં આવ્યો. સદર ઘોડેસ્વાર કે જેણે તીક્ષ્ણ હથિયારો ધારણ કરેલાં હતાં! ધનુષ્ય અને બાણ પણ તેની સાથે હતાં! ભારે તેજસ્વી હતો! અને હજારો લોકો ભય પામે તેવી તેની

(૧) સદર કથા નાભાજી કૃત ભક્તમાળ પૃ૦ ૪ માં જુઓ.

વીરતાથી ભરેલી આકૃતિ હતી. વળી ભારે સશક્ત અને બળથી ભારે હિંમતવાળો દેખાતો હતો. તેને દૂરથી આવતો જોઈને પઠાણુ ભયભીત થયો અને તેનાં મન ઉપર સખત આંચકો બેઠો.

श्लोकः

**अन्यस्यां दिशिजग्राह स्वल्पमार्गं पलायितुं ।**
**सीताऽपितं महावीरं श्रीराम सदृशाकृतिं ॥२४॥**

ભાવાર્થ—

વળી એ પઠાણુ મોટો રસ્તો ત્યજી દઇ નાસી જવા માટે જંગલી રસ્તાનો આશરો લીધો. અને જંગલનાં ઝાળાં કૂદતો કૂદતો એક કોતરમાં ભરાઇ બેઠો. સીતાદેવીએ પણ જાણ્યું કે-શ્રી રામના જેવી જ આકૃતિવાળો આ પુરૂષ છે અને તેની વીરતા અને સુંદરતા જોઈને પોતાનું શીયળ રક્ષણ કરવાને માટે એ જાતે જ આવેલા હોય.

श्लोकः

**प्रणम्यमनसातंच जगामस्वामिनंप्रति ।**
**आगच्छतींचतांद्रष्ट्वा पीपामंदंजहासह ॥२५॥**

ભાવાર્થ—

એમ ધારી તેમને મનથી પ્રણામ કરી અને સ્તુતિ કરી. ત્યાં પછી સીતાદેવી પોતાના સ્વામી પીપારાજા પાસે આવી, પ્રણામ કરી ઉભાં રહ્યાં. આવેલાં સીતાદેવીને જોઇ સંત શિરોમણિ પીપાજી મંદ મંદ હસવા માંડયા.

श्लोकः

**त्यागेवैकीदृशं सौख्यमनुभूतं च सांप्रतं ।**
**अतःपरंब्रवीमित्वां गच्छस्वराजमंदिरे ॥२६॥**

ભાવાર્થ—

કેમ સીતાદેવી! જોયું ને તમે! ત્યાગમાં કેવી મજા છે! અને પ્રત્યક્ષ અનુભવથી પણ જાણ્યું ને! કે ત્યાગીઓને કેવું કેવું સહન કરવું પડે છે! માટે ફરી એકવાર હું તમને કહું છું કે-ત્યાગનો કડાકૂટો છોડી દઇને તમારા રાજમંદિરમાં તમે જાઓ અને ત્યાં રાજવૈભવનાં સુખો ભોગવો તો શું ખોટું?

श्लोकः

**न सुखं त्यागिनीनांवै वनेकुत्रापि लभ्यते ।**
**कथं गच्छाम्यहंत्वांवै विहाय प्रियदर्शनं ॥२७॥**

ભાવાર્થ—

જેઓ ત્યાગિની બને છે તેમને વનમાં તે વળી કયાંથી સુખ મળતું હશે ! ત્યારે સીતાદેવી કહે છે કે–હે સ્વામિન્ ! તમારા જેવા મહાન્ યોગી પુરૂષ અને પરમપદને પામેલા સત્પુરૂષને છોડીને હું શા માટે જઈ શકું ?

શ્લોકઃ

सीतोवाच तदानींसा स्वोत्तरं स्वामिनंप्रति ।
एकाकिनीनां नारीणां ग्रहे सौख्यंकुतोलभेत् ॥२८॥

ભાવાર્થ—

વળી સીતાદેવી કહે છે કે–ગ્રહસ્થાશ્રમની અંદર રહેનારી એકલી સ્ત્રી તેના ભર્તાની ઘેરહાજરીમાં સુખ મેળવી શકતી નથી અને આનંદનો લેશ પણ હોતો નથી.

શ્લોકઃ

अतस्त्वयासहस्वामिन् वत्स्यामि सर्वदाध्रुवं ।
नत्वांत्यक्षाम्यहं घोरे विपिने ह्यतिदारुणे ॥२९॥

ભાવાર્થ—

હે સ્વામિનાથ ! હું તો તમારી સાથે નિરંતર વાસ કરીશ ! તમે જ્યાં રહેશો અને જશો ત્યાં હું પણ આવીશ અને રહીશ ! વળી આપ જ વિચાર કરો કે જંગલમાં–મહાઘોર વનમાં તમને ત્યજીને હું રાજમંદિરમાં સુખ લેવા માટે જાઉં તો કેવી દુષ્ટ ગણાઉં !

શ્લોકઃ

चलतोस्तु[1]तयोर्मार्गे द्रष्टोव्याघ्रो बुभुक्षितः ।
सकुटुंबस्थितस्तत्र जनभक्षण हेतवे ॥३०॥

ભાવાર્થ—

એ પ્રમાણે વાર્તાલાપ થયા પછી સંત પીપાજી અને ત્યાગિની સીતાદેવીએ રસ્તે ચાલતાં આગળ એક વાઘ બેઠેલો જોયો. જે તેના કુટુંબ સાથે હતો. અને ભૂખ્યો હોવાથી માણસોને ખાઇ જવા જાણે બેઠેલો હોય એમ લાગતો હતો.

---

૧ સદર કથા નાભાજીકૃત ભક્તમાળ પૃ. ૪ માં જુઓ’

શ્લોકઃ

**सीताद्रष्ट्वातुतं व्याघ्रं दूरादपससारसा ।**
**भयकातरनेत्राभ्यां दूरस्थामप्यवेपत ॥३१॥**

ભાવાર્થઃ—

સીતાદેવી વાઘના એ બિહામણા સ્વરૂપને જોઈ, ભયભીત થઈ કાંપવા લાગી. અને પાછળ પાછળ ચાલવા માંડી. વળી બ્હીકથી નેત્રો વ્યાકુળ થતાં જણાયાં અને છેટે જઈને ઉભી રહી તો પણ થરથર કાંપતી જણાવા લાગી.

શ્લોકઃ

**पीपास्तस्य पुरोगत्वा त्राटकंप्रकरोद्विभुः ।**
**व्याघ्रासनेन स्थित्वातत् संबोधयत्सुधी पुरः ॥३२॥**

ભાવાર્થ—

જ્યારે પીપાજી યોગની વિદ્યા જાણતા હોવાથી ભારે હિંમતથી એ વાઘને સામે જઈને બેઠા. અને ત્રાટકની દ્રષ્ટિએ તે વાઘની દ્રષ્ટિની ઐકયતા કરી અને જોયું. પીપાજી તૂર્તજ વ્યાઘ્રાસનની પદ્ધતિથી બેસીને વાઘને સંબોધીને પૂછવા લાગ્યા કે—

શ્લોકઃ

**कोऽसित्वं कुत आयातः व्याघ्ररूपः कथं भवान् ।**
**वृतं कथय भोयोगिन् विस्तरं च यथातथम् ॥३३॥**

ભાવાર્થ—

હે યોગિન્ ! તું કોણ છે ? કયાંથી આવે છે ? તારી આ દશા કેમ થઈ છે ? તું વ્યાઘ્રરૂપે કેમ બન્યો છે ? એ બધું વિસ્તાર સાથેનું તારૂં વૃત્તાંત સાચેસાચું તું કહે.

શ્લોકઃ

**तदाव्याघ्रो ब्रवीद्वृत्त मात्मनः पूर्व संभवं ।**
**याथातथ्यं च सुस्पष्टं सत्यंहितकरं च यत् ॥३४॥**

ભાવાર્થ—

ત્યારે વાઘ પોતાનું પૂર્વસ્થિતિનું વૃત્તાંત જે સાચેસાચું હતું તે કહેવા લાગ્યો. એ વૃત્તાંત સાંભળનારને મનોહર લાગે તેવું, સાચું અને શિખામણ લઈ શકાય તેવું હતું.

श्लोकः

**अहं द्विजो गुर्जरीयो वेदशास्त्रार्थ कोविदः ।**
**पंडितेषु सुविख्यातो दंभाहंकार संयुतः ॥३५॥**

ભાવાર્થ—

મારી પૂર્વસ્થિતિ એવી છે કે-હું ગુજરાતનો બ્રાહ્મણ છું! વેદશાસ્ત્રને સંપૂર્ણ જાણું છું! સઘળાં શાસ્ત્રોમાં મારૂં પાંડિત્ય વિખ્યાત પામેલું છે! પણ હું દંભ અને અહંકારથી અક્કડ થઈ ગએલો હતો.

श्लोकः

**योगसंसिद्धिहेतौच हठयोगेन संस्थितः ।**
**व्याघ्रीमुद्रां समाश्रित्य सिद्धं व्याघ्रासनं मया ॥३६॥**

ભાવાર્થ—

જ્યારે મને એવી ઇચ્છા થઈ કે-મારે યોગના પ્રયોગો શિખવા જોઇએ, અને ધારેલી ઈચ્છાઓ પાર પાડવી જોઇએ. એમ ધારીને યોગનો અભ્યાસ કર્યો અને તેના પ્રયોગો સિદ્ધ કરવા માટે આસનોના પ્રયોગો કેળવ્યા. તેમાં વ્યાઘ્રાસન મેં સિદ્ધ કર્યું, અને વાઘની મુદ્રા ધારણ કરીને હંમેશાં રહેવા લાગ્યો. તેને પરિણામે આખરે હું વાઘ જેવો બન્યો અને લોકોમાં વાઘ તરીકે ઓળખાવા માંડયો.

श्लोकः

**सिद्धयो नैव संप्राप्ता हरेराराधनं तथा ।**
**भुक्तया मुक्त्यारहितोहं योगभ्रष्टोऽस्मिसांप्रतं ॥३७॥**

ભાવાર્થ—

આખરે મને સિદ્ધિઓની પ્રાપ્તિ ન થઈ અને પરમેશ્વરનું આરાધન પણ ન કરી શકાયું. યોગથી ભ્રષ્ટ થયો અને આલોકમાં સુખના ઉપભોગો ન ભોગવી ન શકયો, તેમ જ ઉત્તમ લોકની પ્રાપ્તિ માટે મુક્તિનો આનંદ મેળવવાની તો વાત જ કયાં રહી!

श्लोकः

**महतापुण्ययोगेन तवसंदर्शनं कृतं ।**
**शरणागतोऽस्मिभवतः मामुद्धरदयानिधे ॥३८॥**

ભાવાર્થ—

પરંતુ આજે મને લાગે છે કે-પૂર્વના મહાન્ પુણ્યને લીધે આપ જેવા સંતશિરોમણિનું દર્શન થવા પામ્યું છે! હું આપના શરણ થયો છું! હે દયાનિધે! તું મારો ઉદ્ધાર કર! મને સન્માર્ગ બતાવ! કે જેથી મારૂં પરમ કલ્યાણ થાય.

શ્લોકઃ

**भवान्भक्तिमतांश्रेष्ठो त्रातास्तिदीनवत्सल ।**
**शुद्धांमतिंमयिधेहि लोकसंग्रहकारकां ॥३९॥**

ભાવાર્થ—

આપ પરમેશ્વરના અનન્ય ભક્ત છો! રાજયોગી છો! દીનવત્સલ છો! અને ભ્રષ્ટયોગીઓનું રક્ષણ કરનાર છો. મને શુદ્ધ બુદ્ધિ આપો કે જે વડે હું લોકોપકારનાં, સમાજની રાષ્ટ્રીયધર્મની ઉન્નતિનાં કાર્યો કરી શકું.

શ્લોકઃ

**पीपोवाच तदानींतं योगिनं व्याघ्ररूपिणं ।**
**रेयोगी कृतकृत्योसि पावनोसि मनीषिणां ॥४०॥**

ભાવાર્થ—

ત્યારે સંત શિરોમણિ પીપાજી બોલ્યા કે-હે વ્યાઘ્રયોગી! તું આજે કૃતાર્થ થયો છે. બુદ્ધિમાનોને પવિત્ર કરનાર થયો છે. કારણ કે તને તારા દોષોનું પુરેપુરૂં ભાન થયું છે. અને એ દોષો દૂર કરવા માટે તારી ઉત્તમ જિજ્ઞાસા જણાઇ આવે છે.

શ્લોકઃ

**भगवतस्मरणेनैव गुरुमंत्रजपेनवा ।**
**द्विजत्वं च पुनःप्राप्य जूनागढ पुरेचवै ॥४१॥**

ભાવાર્થ—

હે યોગિન્! તારા દોષોને દૂર કરવા હું તને શ્રીરામ નામના મહામંત્રનો ઉપદેશ કરૂં છું તેનો તું જપ કરીશ અને શ્રીરામનું ધ્યાન કરતો રહીશ તેના પ્રભાવે તારામાં રહેલા દોષો દૂર થશે અને શ્રીરામમાં રહેલા ઉચ્ચ ગુણોનો પ્રભાવ તારામાં જામશે. આખરે જૂનાગઢમાં ઉત્તમકુળના બ્રાહ્મણને ત્યાં તારો જન્મ થશે, અને અપૂર્ણ રહેલો યોગ તું પુરો કરીશ અથવા રાજયોગ-ભગવદ્‌ભક્તિના યોગથી તું જગવિખ્યાત થઇશ. પૂર્વના તારા નૃસિંહરૂપથી

નરસિંહ એવા નામથી તારૂં પૂર્વસ્મૃતિસૂચક નામ કાયમ રહેશે, અને ભગવદ્-ભક્તિનો ઉપદેશ જનસમાજમાં તું કરતો રહીશ, તથા પરમેશ્વરની પ્રાપ્તિ તને થશે.

श्लोकः

प्रभुभक्तिं प्रकुर्वाणो कर्मवै लोकग्राहकं ।
भगवतः श्रीकृष्णस्य दर्शनं ते भविष्यति ॥४२॥

ભાવાર્થ—

તું સતત્ પ્રભુ ભક્તિ કરતો રહીશ અને ભક્તિમય તારો વ્યવહાર ચાલતો રહેશે. લોકસંગ્રાહક કર્મ પણ તું કરતો રહીશ અને ભગવાન શ્રીકૃષ્ણનું તને દર્શન થશે.

श्लोकः

इत्थं वै लोकसाध्येन कर्मणामोक्षमेष्यासि ।
यशस्ते चिरसंस्थायी भविष्यति न संशयः ॥४३॥

ભાવાર્થ—

એ પ્રમાણે લોકોપકારનાં કાર્યોથી આખરે તને મોક્ષપદની પ્રાપ્તિ થશે, અને તારો યશ ચિરકાળ સુધી રહેશે, એ નિઃસંશય છે.

श्लोकः

व्याघ्रोयोगीवरं प्राप्य नत्वातं दंडवत्पुनः ।
जगाम सविलं यत्र जाप्यंतत्र मथाकरोत् ॥४४॥

ભાવાર્થ—

એ વ્યાઘ્રયોગી સંતશિરોમણિ શ્રીપીપાજીથી વરદાન મેળવી દંડવત્ પ્રણામ કરી જ્યાં તેનું રહેઠાણ હતું ત્યાં ગયો, અને ગુરૂમંત્રનો જપ કર્યો તથા શ્રીરામચંદ્રનું ધ્યાન કરવા લાગ્યો.

श्लोकः

पीपाप्रसादयोगेन राजयोगेन वै पुनः ।
नृसिंहमेताविख्यातो लोककल्याणकारकः ॥४५॥

ભાવાર્થ—

શ્રી પીપાજીના વરદાનના પ્રભાવથી તેમ જ રાજયોગના આચરણથી એ વ્યાઘ્રયોગીએ જ્યાં તેનું રહેઠાણ હતું ત્યાં જઈ ગુરૂમંત્રનો જપ શરૂ કર્યો,

અને શ્રીરામચંદ્રનું ધ્યાન કરવા લાગ્યો. આખરે જૂનાગઢના એક પવિત્ર બ્રાહ્મણને ત્યાં એ બ્રહ્મયોગીનો જન્મ થયો, અને એ નરસિંહ મહેતા તરીકે જગતમાં ખ્યાતિ પામ્યા, અને લોકોનાં કલ્યાણ કરનારા ભારે સંત થયા.

श्लोक

**पीपानृपःसभार्योवै प्रचाराय मनोदधे ।**
**पर्यटद्ग्रामवृंदेषु न्यबोधल्लोकहैतुकं ॥४६॥**

ભાવાર્થ—

ત્યાં પછી રાજા પીપા સીતાદેવી સાથે પ્રચાર કરવા માટે નીકળ્યા, અને ગામોગામપર્યટન કરવા લાગ્યા, તથા પ્રત્યેક સ્થળે પ્રચારકેન્દ્રો સ્થાપી ઉપદેશ કરતા રહ્યા.

**इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर**
**शास्त्रिणा विरचिते अभिनव**
**पीपाचरिते एकत्रिंशोल्लासः।**



# अथद्वात्रिंशोल्हासः।

## अनुष्टुप्-वृत्तम्

श्लोकः

**ततःप्रतस्थेराजाऽसौ साधुसंघशिखामणिः।**
**सीतयाभार्ययासार्धं प्रापच्छ्रीधराश्रमं ॥१॥**

ભાવાર્થ—

ત્યાર પછી સંતશિરોમણિ પીપાજી મહારાજે શ્રી સીતાદેવી સાથે શ્રીધર પંડિતના આશ્રમ ભણી પ્રયાણ કર્યું.

श्लोकः

**तत्रासीच्छ्रीधरोनाम महाबुद्धिमतांवरः।**
**वेदशास्त्रार्थवेत्ताच धर्मसेवनतत्परः ॥२॥**

ભાવાર્થ—

ત્યાં મહાબુદ્ધિશાળી, વેદો અને શાસ્ત્રોને જાણનાર અને ધર્મશીલ, શ્રીધર નામે શ્રેષ્ઠ બ્રાહ્મણ એ આશ્રમમાં રહેતો હતો.

श्लोकः

**भार्यातस्यसुशीलाच पतिसेवापरायणा।**
**स्वधर्मसेवनेदक्षा कुलशीलगुणान्विता ॥३॥**

ભાવાર્થ—

તે શ્રેષ્ઠ બ્રાહ્મણને સદ્‌ગુણી, પતિપરાયણ અને ધર્મપ્રેમી, "સુશિલા" નામે સ્ત્રી હતી.

श्लोकः

**धर्मप्रचारकार्यार्थे सर्वस्वंच व्ययीकृतं।**
**ततोदारिद्र्यदुःखेन पीडितोभूद्द्विजोत्तमः ॥४॥**

ભાવાર્થ—

તે બ્રાહ્મણે અખિલ હિન્દ હિન્દુ ધર્મ યાને વિશ્વ ધર્મનો પ્રચાર કરનારા સાધુસંઘને માટે ઘણું ધન ખર્ચ્યું હતું, તેથી તેને ભારે દરિદ્ર આવી પડયું હતું.

---

૧. સદર કથા નાભાજીકૃત ભક્તમાળ પૃ. ૪માં જુઓ.

श्लोकः

एतस्मिन्नन्तरेपीपं दर्शयामासवाडवः ।
प्रसन्नचेतसातस्य ह्यातिथ्यायमनोदधे ।।५।।

ભાવાર્થ—

એ દારિદ્ર દુઃખથી પીડાતા શ્રેષ્ઠ બ્રાહ્મણ શ્રીધરે પોતાના આશ્રમ તરફ સતશિરોમણિ શ્રી પીપાજી મહારાજને આવતા જોયા. તેણે પ્રસન્ન મનથી તેમનું રૂડું સ્વાગત કર્યું.

श्लोकः

महार्घ्यमासनंदत्वा प्रणाममहामतिः ।
कुटीरांतस्ततोगत्वा पाकंकर्तुंनिवेदयत् ।।६।।

ભાવાર્થ—

શ્રી પીપાજીને બેસવા માટે અમૂલ્ય આસન આપ્યું! જલપાન કરાવ્યું, પ્રણામ કર્યા અને આશ્રમની અંદર એકાન્તમાં જઈ તે બ્રાહ્મણે તેની પ્રિય પત્નીને બોલાવી અતિથી સત્કાર માટે રસોઈ કરવા સુચવ્યું.

श्लोकः

जीन्हेमिवक्तुंहेनाथ पाकंकस्यकरोम्यहं ।
कणैकमपिधान्यस्य नास्तिकिंकथयाम्यहं ।।७।।

ભાવાર્થ—

તેના જવાબમાં એ સુશિલા સ્ત્રીએ જણાવ્યું કે હે સ્વામીનાથ! હું આપને કહેવા માટે રજા લઉં છું કે ઘરમાં અનાજનો એક દાણો સરખો એ નથી! અને વધારે તો શું પણ,

श्लोकः

घृतंतेलादिकंनास्ति शर्करालवणादिकं ।
नलेशमवशिष्टंवै सर्वं दानाययोजितं ।।८।।

ભાવાર્થ—

ઘી અને તેલ જેવી વસ્તુઓ પણ નથી! સાકરેય નથી અને મીઠું પણ નથી! તો પછી બીજા પદાર્થોની તો વાત જ શી!

श्लोकः

केवलाशाटिकाप्येव मयापरिहिताचया ।
गृहीत्वातांचविक्रिय साहित्यंपाककर्मणः ।।९।।

ભાવાર્થ—

સ્વામીનાથ ! તો પણ આપને ગભરાવાની કંઇ જ જરૂર નથી; કારણ કે મેં આ પહેરેલી સાડી તો છે ને, તેને બજારમાં જઈ વેચી આવો અને તેના ઉપજતા મૂલ્યમાંથી સુંદર ભોજન થઇ શકે—અતિથિનું સ્વાગત થઇ શકે તેટલી સીધાની સામગ્રી લઇ આવો.

श्लोकः

आनेतुंगम्यतांशीघ्रं पाककार्यंकरोम्यहं ।
तथैत्युक्त्वाद्विजेन्द्रःसः जगामपण्यवीथिकां ॥१०॥

ભાવાર્થ—

હે સ્વામીનાથ ! હવે શા માટે વિલંબ કરો છો ? બજારમાં જાઓ અને ઉપરોક્ત અતિથી સત્કાર માટે ભોજન બનાવવા સારા સારા પદાર્થો લઇ આવો ને !

श्लोकः

शाटीकायाश्चमूल्येन क्रितमामान्नमुत्तमं ।
भार्यायैपाचनार्थाय रहसीह्यदद्‌दातुपुनः ॥११॥

ભાવાર્થ—

એ ઉપરથી શ્રીધર વિપ્ર ખૂબ રાજી થાય છે અને સીધુ સામગ્રીની ખરીદ માટે બજારમાં જાય છે. બજારમાં જઈ, સાડી વેચી તેનાં ઉપજેલા મુલ્યમાંથી સીધુ સામગ્રી ખરીદ કરી, આશ્રમમાં આવી, પોતાની સ્ત્રીને રસોઇ બનાવવા માટે તે આપે છે.

श्लोकः

सुशीलयारसवती कृत्वावैस्वामिनंप्राति ।
साधुप्राधुर्णिकैःसार्धं भुंग्ध्वंयूयंयथारुचिः ॥१२॥

ભાવાર્થ—

સ્વામીનાથ ! રસોઈ તૈયાર થઇ ગઇ છે ! આપ આવેલા અતિથિ મહાત્માઓ સાથે ભોજન કરવા માટે પધારો !

श्लोकः

भोजनावसरेसर्वं वृत्तंज्ञातंतुतत्क्षणम् ।
मानसेतिकृपायुक्तं पीपाऽशोचन्मुहुर्मुहुः ॥१३॥

भावार्थ—

ભોજન કરતાં શ્રીધર પંડિતનો અંગત બિના જાણવા માટે પીપાજીને જિજ્ઞાસા ઉત્પન્ન થવાથી શ્રીધર પંડિતને પુછવામાં આવ્યું. તે ઉપરથી તેમણે તેમની દરિદ્રતાની સઘળી બિના સવિસ્તર કહી બતાવી. એ બિના સાંભળી આશ્ચર્ય પામેલા પીપાજીને ભારે દયા આવી અને અફસોસ કરવા માંડયા.

श्लोकः

**श्रीधरस्यचसंदेशं गृहित्वानिरगात्तथा ।**
**जगामधनिनांयत्र वसतिंमहतिंप्रति ॥१४॥**

भावार्थ—

ભોજન થઇ ગયા પછી આશ્વાસન વિગેરેના સંદેશા આપી, શ્રીધર પંડિતની રજા લઇ, પત્ની સીતાદેવી સાથે, પીપાજી એક નગરમાં ગયા. એ નગરમાં ઘણા શ્રીમંતોની વસતી હતી. એ શ્રીમંતો ધર્મપ્રેમી અને ધર્મપ્રચારાર્થે ધન આપવામાં ઉદાર હતા.

श्लोकः

**महध्धनंचयल्लब्धं जनानुद्बोध्यतत्क्षणं ।**
**धनंच प्रेषयामास विप्रायवेदवादिने ॥१५॥**

भावार्थ—

ભક્તવર પીપાજી એ નગરમાં જાય છે ! અને ધર્મપ્રચાર કરવા લાગે છે. તેમાં શ્રીમંતો ભારે રસ લે છે અને ઉદારતાથી સાધુ સંઘના નિર્વાહાર્થે પીપાજીની માગણી મુજબ ધનની મદદ કરે છે. પીપાજીએ આવેલા ધનનો સ્વીકાર કર્યો અને તે ધન સાધુ સંરક્ષક શ્રીધર પંડિતની તરફ મોકલી આપ્યું.

श्लोकः

**तध्धनेनद्विजेन्द्रोऽपि पोषयामासदुःखितान् ।**
**पान्थान्हिन्दुजनाँस्तत्र विधर्मीपीडिताञ्जनान् ॥१६॥**

भावार्थ—

શ્રીધર પંડિતે પીપાજી તરફથી આવેલું એ ધન સ્વીકાર્યું-સંગ્રહ્યું અને તેમાંથી સાધુ સંઘના માણસો પૈકી દુઃખી થતાઓને તથા ચોર-લુંટારાઓથી હેરાન થતા સંઘના મુસાફરોને પોષવા લાગ્યા.

श्लोकः

**पीपाप्रचारकेन्द्रंच टोडाग्रामेतिविश्रुते ।**
**स्थापयामासहिन्दूनां धर्मस्यलोकवंदितं ॥१७॥**

ભાવાર્થ—

ત્યાં પછી પીપાજીએ સુપ્રસિદ્ધ એવા "ટોડા" નામે ગામમાં જન-સમાજને પૂજનિય એવું હિન્દુ ધર્મના પ્રચારનું કેન્દ્ર સ્થાપ્યું.

શ્લોકઃ

**तदैतद्वृत्तमाकर्ण्य मुखाद्दूतस्यविस्तृतं ।**
**महात्म्यंभगवद्भक्तेः राजयोगिमुखेरितं ॥१८॥**

ભાવાર્થ—

ત્યારે ટોડા નગરના મહારાજાએ તેના ગુપ્ત સંદેશહારક પાસેથી સવિસ્તર વૃતાંત સાંભળ્યું કે—સંતશિરોમણિ પીપાજીનું આ નગરમાં આગમન થયું છે! ભારે સભાની અંદર દરરોજ વ્યાખ્યાનો અપાય છે! હિન્દુ ધર્મનું ગૌરવ બતાવવામાં આવે છે! તથા રાજયોગી પીપાજીથી ભગવદ્ ભક્તિનો મહિમા ગવાય છે.

શ્લોકઃ

**टोडेशःप्रीतमनसा जगामशरणंतथा ।**
**दंडवत्प्रणिपत्याथ प्रार्थयामासदीनवत् ॥१९॥**

ભાવાર્થ—

ટોડા નગરના મહારાજા આ વાત સાંભળી શ્રીપીપાજીનાં વ્યાખ્યાનો સાંભળવા માટે આકર્ષાય છે અને જાહેર સભામાં પીપાજીને શરણે આવી દંડવત્ પ્રણામ કરી, એક ગરીબ માણસની પેઠે પ્રાર્થનાપૂર્વક પોતાના રાજમંદિરમાં ઉપદેશ કરવા માટે વિનંતિ કરે છે.

શ્લોકઃ

**सवैपीपाराजयोगी जगामराजमंदिरं ।**
**टोडेशप्रार्थनाभिश्च धर्मप्रवचनायच ॥२०॥**

ભાવાર્થ—

તે ઉપરથી પીપાજી ટોડા નગરના એ ધર્મ જિજ્ઞાસુ રાજાને ત્યાં—રાજ મંદિરમાં ગયા. અને ધર્મના મર્મને સમજાવનારાં—

શ્લોકઃ

**चक्रेधर्मस्यव्याख्यानं वेदशास्त्रोपपादितं ।**
**आर्यदेशस्यधर्मस्य ग्लानेश्चापिनिवेदनम् ॥२१॥**

ભાવાર્થ—

તત્વજ્ઞાન-આત્મજ્ઞાનથી ભરેલાં અને તે વખતના સમયને અનુસરનારાં ધાર્મિક પ્રવચનો કર્યાં.

શ્લોકઃ

रामानंदमुनेश्चापि हृद्गतंकथितंपुनः ।
साधुसंघस्यनिर्माणहेतुर्वैकथितःस्फुटः ॥२२॥

ભાવાર્થ—

વળી એ સમયના ભારતવર્ષના હિન્દુ ધર્મના સર્વાધિકારી મહામુનિ શ્રી રામાનંદજી મહારાજના ધર્મ સંબંધી વિચારો અને હિન્દુ ધર્મ રક્ષાને માટે સાધુસંઘ સ્થાપવાનો હેતુ પણ શ્રી પીપાજીએ પોતાના ભાષણમાં સ્પષ્ટ કહી બતાવ્યો.

શ્લોકઃ

एवंपीपेन्द्रव्याख्यानं श्रुत्वाहृष्टमनाऽभवत् ।
साधुसंघेचयोक्तुंवै प्रोवाचटोडभूपतिः ॥२३॥

ભાવાર્થ—

ઉપર મુજબ ભક્ત શિરોમણિ પીપાજીનાં વ્યાખ્યાન સાંભળ્યાં અને તે ભાષણોથી આકર્ષાઇ ટોડા નગરના ધર્મનિષ્ઠ મહારાજા ઘણા જ સંતોષ પામ્યા, તથા સાધુસંઘમાં જોડાવા માટે પોતાના વિચારો જાહેર કર્યા.

શ્લોકઃ

अश्वादिवाहकान्सर्वान् सर्वसंग्रहितंधनं ।
हिन्दुधर्महितार्थाय प्रददौसह्युदारधीः ॥२४॥

ભાવાર્થ—

વળી ટોડા નરેશે તેમના રાજ્યના અશ્વ-રથ-ગજ (હાથીઓ) વિગેરે મુસાફરીનાં વાહનો સાધુસંઘના પ્રચારક સાધુઓને પ્રચારને માટે સમર્પિત કર્યાં.

શ્લોકઃ

स्वयंस्वकीयमित्रैश्च सार्धंपणमथाकरोत् ।
हिन्दुधर्मस्यरक्षांच येनोपायेनवैभवेत् ॥२५॥

ભાવાર્થ—

અને અખિલ હિન્દ હિન્દુ ધર્મરક્ષક સાધુસંઘમાં જોડાવાને માટે તેમના મિત્ર રાજાઓ સાથે પ્રતિજ્ઞા લીધી કે જેને લીધે હિન્દુધર્મની પૂર્વ સમયની પેઠે રક્ષા થતી રહે.

શ્લોકઃ

स्वीयांसवर्णांभार्यांच साध्वीसंघेनिवेशिता ।
एवंटोडापुरस्यापि पौराःधर्मस्यकोविदाः ॥२६॥

ભાવાર્થ—

વળી એ ટોડાનરેશે તેની સવર્ણા રાણીને ભારતીય સાધ્વીસંઘમાં જોડાવાને માટે આજ્ઞા આપી અને નગરના લોકોએ પણ સાધુસંઘને સંમત રહેવા માટે અનુમતિ આપી. તથા ટોડાનરેશ પોતે સાધુસંઘમાં જોડાઇ પ્રચાર કરવાને માટે જાહેર થયા.

શ્લોકઃ

प्रस्थानंचक्रिरेतेऽपि धर्मरक्षणहेतवे ।
सौराष्ट्रग्रामवृंदेषु केन्द्राण्यस्थापयत् पुनः ॥२७॥

ભાવાર્થ—

ત્યાં પછી ટોડાનરેશ, મહાયોગી પીપા અને ટોડાનરેશના મિત્રરાજાઓ વિગેરે સઘળા ત્યાંથી નિકળ્યા અને સૌરાષ્ટ્રનાં સઘળાં શહેરો અને ગામડાઓમાં સ્થળે સ્થળે, હિન્દુધર્મના પ્રચારનાં વ્યાખ્યાનો આપવા લાગ્યા તથા તથા કેન્દ્રો સ્થાપતા રહ્યા.

શ્લોકઃ

बलसंवर्धनार्थाय हनुमत्स्थापनंकिल ।
रामोपासनहेतौच रामस्यागारमातनोत ॥२८॥

ભાવાર્થ—

તે દરેક કેન્દ્રોમાં બળ કેળવવા માટે અને બળની પ્રતિભા મેળવતા રહેવા માટે શ્રી હનુમાનજીનું પ્રતિક સ્થાપવા માંડયા અને શ્રી રામમાં રહેલા બુદ્ધિવર્ધક અનેક સદ્ગુણો અને શીલ કેળવવા માટે, શ્રીરામના મંદિરો પણ સ્થાપવા માંડ્યાં.

श्लोकः

**सुमेरुसिंहष्टोडेशः प्रचचारमहामतिः ।**
**सहस्रसाधुभिःसार्धं हिन्दुरक्षांकरोतिसः ॥२९॥**

ભાવાર્થ—

એ પ્રમાણે ટોડાનગરના મહારાજા "સુમેરૂસિંહ" હજારો સાધુઓને સાથે લઈ પ્રચારનું કાર્ય કરવા લાગ્યા.

श्लोकः

**पीपास्तेभ्यःपरावृत्य वनेचैववनौकसां ।**
**शालांकृत्वावसत्तत्र धर्मशिक्षणहेतवे ॥३०॥**

ભાવાર્થ—

ત્યાં પછી ભક્તવર પીપાજી સુમેરૂસિંહના સંઘમાંથી છૂટા પડી, વનના જંગલી લોકોને કેળવવા માટે-સહકાર સાધવા માટે અને ધર્મશિક્ષણ આપવા માટે જંગલમાં એક પર્ણકૂટિ બનાવી આશ્રમ સ્થાપ્યો અને તેમાં નિવાસ કરવા લાગ્યા.

**इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते द्वात्रिंशोल्हासः ॥**



# अथत्रयस्त्रिंशोल्हासः ॥

( अनुष्टुप् वृत्तम् )

श्लोकः

**तत्रैकस्यां निशायांच ह्यंधकारसमावृतां ।**
**द्वित्राश्चौराःसमायाता श्चौर्यायकुटिरांतिके ॥१॥**

ભાવાર્થ—

ત્યાં પછી એક ઘોર અંધારી રાત્રિએ રાજર્ષિ પીપાજીના આશ્રમમાં ચોરી કરવાની ઇચ્છાથી બે-ત્રણ ચોર આવી ચડયા.

श्लोकः

**तस्मिन्नवसरेतौच वार्तामग्नौतुजाग्रतः ।**
**रेभामिनिमदीयंयद्वृत्तंतेकथयाम्यहं ॥२॥**

ભાવાર્થઃ—

અને તે ચોર લોકો પીપાજીની પર્ણકુટિની પાછળ ઉભા રહ્યા. મધ્યરાત્રિ વિતેલી હતી છતાં પણ ભક્ત પીપા અને તેમનાં સાધ્વી સ્ત્રી જાગતાં હતાં અને વાર્તાલાપ કરતાં હતાં. પર્ણકુટિની પાછળ ઉભા રહેલા ચોર લોકોને એ દંપતીની વાતમાં રસ પડવા લાગ્યો.

श्लोकः

**गंगातटेतुगतवान् स्नानायान्हिककर्मणि ।**
**कोटरांते ताम्रभाण्डं भरितं स्वर्णमुद्रया ॥३॥**

ભાવાર્થ—

પીપાજી કહે છે કે–હે ભામિની! આજે એક સુંદર બિના બની છે તે તું સાંભળ. હું સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરવાને માટે ગંગાનદીને કિનારે ગયો હતો! ત્યાં એક કોતર દેખવામાં આવ્યું! એ કોતરની અંદર ખાડામાં તાંબાનું કોઇ વાસણ હોય એમ જણાયું! હું પાસે જઇને જોવા લાગ્યો! મને એ સોનામહોરોથી ભરેલું દેખાયું.

श्लोकः

**भाजनंमृणमयंह्येतन्ममदृष्टिपथेगतं ।**
**तस्याहंसन्निधौगत्वा द्रष्टंततुस्वर्णपूरितं ॥४॥**

---

(૧) સદર કથા નાભાજી કૃત ભક્તમાળ પૃ૦ ૫ માં જુઓ.

ભાવાર્થ—

પણ ખરેખર હું તેની પાસે જઈને જોવા લાગ્યો ત્યારે તે વાસણ માટીનું હતું અને તેમાં સોનામહોરો ભરેલી હતી.

શ્લોકઃ

अग्राह्यमेतत्तज्ज्ञात्वा त्यक्त्वाहं गृहमागतः ।
सीतोवाचतदार्मीसा कथयामासस्वामिनं ॥५॥

ભાવાર્થ—

છતાં મારે તે લેવા યોગ્ય નથી એમ મેં નિશ્ચય કર્યો. અને તેને છોડી હું આપણા આશ્રમ તરફ આવ્યો. ત્યારે સીતાદેવી પીપાજી પ્રત્યે બોલ્યાં કે—

શ્લોકઃ

कथंनस्वीकृतंस्वर्णं हीनावस्थांगतेऽपितत् ।
सीतावाक्यंसमाकर्ण्य प्रोवाचसादरंसतीं ॥६॥

ભાવાર્થ—

હે સ્વામિનાથ ! આપે એ સોનામહોરો કેમ વારૂ ન લીધી ? આપણી દશા આવી દરિદ્રતાથી ભરેલી છે–ખાવા પીવા અનાજ પણ નથી એવી સ્થિતિ છતાં ઇશ્વરે તમારી સમક્ષ લાવી મૂકેલી સુવર્ણ જેવી વસ્તુને તમે કેમ ત્યજી દીધી ? એ પ્રમાણે સીતાદેવીનું વાકય સાંભળીને ભકતવર પીપાજી સીતાદેવી પ્રત્યે આદરપૂર્વક બોલ્યા કે—

શ્લોકઃ

सुवर्णग्रहणेच्छाचेद्गच्छतुराजवेश्मनि ।
भुंक्ष्वभोगान्स्वराज्यस्य सुखेनतत्रसंवस ॥७॥

ભાવાર્થ—

હે ભામિની ! આહા ! તારી સાધ્વી અવસ્થામાં પણ સોનું લેવાની અપેક્ષા રહે છે શું ? જો એમજ હોય તો તારા રાજમંદિરમાં જા, રાજસુખોના ઉપભોગો ભોગવ. આ દુઃખમય ત્યાગની દશા શા માટે બેઠી રહી છે ? તેના કરતાં તારા રાજમંદિરમાં જઇને સુખેથી નિવાસ કર.

શ્લોકઃ

दंपत्योर्जल्पनंश्रुत्वा जग्मुश्चौराश्चकोटरे ।
भांडमुद्घाट्यदृष्टेवै सर्पाःदृष्टिपथेगताः ॥८॥

ભાવાર્થ—

ઉપરોક્ત દંપતીનો વાર્તાલાપ પર્ણકુટિની પાછળ ઉભા રહેલા ચોર લોકોએ સાંભળ્યો અને ઘણા રાજી થયા અને નદીને કિનારે કોતરની નિશાની શોધવા નિકળ્યા. ત્યાં કોતર જોયું અને માટીનું વાસણ પણ દેખવામાં આવ્યું. એ વાસણમાં સોના મહોરોને બદલે સર્પ ભરેલા જોયા.

श्लोकः

पिधायैनंचभांडंच गृहित्वात्वागताः पुनः ।
कुटेर्विवरमार्गेण चाक्षिपत्सर्पभांडकं ॥९॥

ભાવાર્થ—

એ વાસણમાં સર્પ જોઇ ચોર લોકો ઘણા ખીજવાઇ ગયા અને ક્રોધના આવેશમાં આવી, માટીનું વાસણ બંધ કરી, તેને ઉપાડી પીપાજીના આશ્રમમાં આવ્યા. પર્ણકુટિનું છાપરૂ ઉપરથી કાણું કરી માટીનું એ હાંડલું પછાડયું.

श्लोकः

तस्यैतत्पतनेनाथ स्वर्णवृष्टिः किलाभवत् ।
भगवतकृपयाह्येतत् स्वर्णलाभोऽजानिध्रुवं ॥१०॥

ભાવાર્થ—

ચોર લોકો હાંડલું પછાડી નાસી ગયા. એ હાંડલામાંથી સર્પોને બદલે હજારો સોનામહોરોનો જાણે વરસાદ વરસ્યો હોય એમ લાગ્યું. આ જોઇને સીતાદેવી ઘણાં ખુશ થયાં-અને પીપાજીને પણ લાગ્યું કે આ પરમેશ્વરની કૃપાનું જ પરિણામ છે.

श्लोकः

प्राहिणोत्स्वर्णजातंतत् रामानंद महात्मने ।
हीनदीनजनानांच रक्षाकर्मविधानके ॥११॥

ભાવાર્થ—

બીજે દિવસે એ હજારો સોનામહોરોનો સમૂહ સઘળો હિન્દુ. સર્વાધિકારી શ્રી રામાનંદજી મહારાજની ઉપર ઉંટ, ખચ્ચર વિગેરે વાહનોદ્વારા મોકલી આપ્યો. કે જેનો ઉપયોગ શ્રી રામાનંદજી મહારાજ ગરીબ-હીન અને દીન હાલતમાં આવી પડેલા હિન્દુઓને મદદ કરી શકે.

श्लोकः

अन्येद्युः साधुसंघस्थाः साधवः समुपस्थिताः ।
धर्मप्रचारसंविघ्नाः विघ्नविध्वंसकारिणः ॥१२॥

ભાવાર્થ—

ત્યાં પછીને દિવસે હિન્દુ ધર્મપ્રચારક સાધુ મુસાફરો પીપાજીના આશ્રમમાં આવ્યા. જેઓ હિન્દુઓનાં વિઘ્નોનો નાશ કરનારા હતા અને ધર્મ પ્રચારના કામમાં અહર્નિશ મચી રહેલા હતા.

श्लोकः

**तेषामातिथ्यकार्यार्थे नासीदामान्नसंस्कृतं ।**
**तदर्थेवणिजागारे सीतासाध्वीजगामसा ॥१३॥**

ભાવાર્થ—

એ પ્રસંગે એ આવેલાં મુસાફરોનો સત્કાર કરવા માટે પીપાજી પાસે ખાનપાન માટે કંઇપણ સાધન નહતું. સીતાદેવીએ વિચાર કર્યો કે-આજે મારે ત્યાં સત્પુરૂષોનું આગમન થયું છે અને રસોઇ કરવાની કંઇપણ સામગ્રી નથી. તો હવે હું નજીકના ગામમાં કોઇ વેપારીને ત્યાંથી સીધુ-સામગ્રી લઈ આવું.

श्लोकः

**रूपलावण्यसंयुक्तां साक्षाद्रतिमिवापरां ।**
**द्रष्ट्वातांकामसंमूढो प्रोवाचतद्वणिक्सुतः ॥१४॥**

ભાવાર્થ—

એવા વિચારથી સીતાદેવી નજીકના ગામમાં એક પ્રસિદ્ધ વૈશ્ય વેપારીને ત્યાં સીધુ લેવા જાય છે. એ વેપારી જુવાન હતો અને કામ વિકારથી બહેકેલો હતો સીતાદેવીનું રૂપ અને લાવણ્ય જોઇ તે મૂઢ બની ગયો અને તેમની વાત સાંભળી સીધુ-સામગ્રી આપવા માટે તેણે સીતા દેવી સાથે શરત કરી.

श्लोकः

**स्वागतंवोमहाभागा प्रियंतेकरवाणिकिं ।**
**यद्वांच्छसितत्सर्वंच गृहाणाशुगृहेश्वरी ॥१५॥**

ભાવાર્થ—

તે વેપારી બોલ્યો કે-હે સીતાદેવી! તમે મારે ત્યાં આવીને મને ભાગ્યશાલી બનાવ્યો છે! તમારે જે જોઇએ તે લઇ જવાની છૂટ છે. પણ તેને અંગે મારી એક વિનંતિ છે તે તરફ તમે ધ્યાન આપો.

(૧) સદર કથાના ભાજી કૃત ભક્તમાળ પૃ૦ ૬માં જુઓ.

श्लोकः

अद्यैवरात्रावागत्य कामंतर्पयकामिनी ।
निश्चित्यवचनंदत्वा गृहाणपाकसाधनं ॥१६॥

ભાવાર્થ—

દેવી ! આજરાત્રે મારે ત્યાં નિવાસ કરો અને મારી ઈચ્છા તૃપ્ત કરો ! તેમ જો હોય અને તેની કબુલત આપતાં હોવ તો જેટલું જોઇએ તેટલું સીધુ હું આપવાને માટે તૈયાર છું. તમે ખુશીથી તે લઈ જશો.

श्लोकः

तथेतिवचनंदत्वा साधुसंरक्षणायच ।
गृहित्वापाकसामग्रीं जगामाशुस्वमंदिरं ॥१७॥

ભાવાર્થ—

સીતાદેવીએ ભૂખે મરતા સાધુઓ તરફ ધ્યાન આપી, તેમજ અતિથી સત્કારનો ધર્મ રક્ષવા માટે તેમણે મૂર્ખ વેપારીની વાત કબૂલ કરી સીધુ-સામગ્રી લઈ ગયાં.

श्लोकः

पाकंचषड्रसोपेतं चकारपाचकोत्तमा ।
साधवस्तंचभुक्त्वावै तृप्तिंप्रापुर्बुभुक्षिताः ॥१८॥

ભાવાર્થ—

સીધુ-સામગ્રી લઇ આવી, આશ્રમમાં આવી, રસોઈ સુંદર બનાવી. તે રસોઈ ભિન્ન રસોવાળી-સ્વાદિષ્ટ હતી. સાધુ મહાત્માઓ ખાઇને તૃપ્ત થાય તેવી હતી. એવી રસોઈ બનાવવામાં સીતાદેવી ભારે કુશલ હતાં. સાધુઓ ભોજન કરવા બેઠા ! પ્રેમનું એ પિરસણુ હતું ! સાધુઓ તે જમ્યા અને સંતોષ પામ્યા.

श्लोकः

पीपेप्रचारकार्यस्य वृत्तांतंसंनिवेद्यच ।
प्रसन्नमानसःपीपाः प्रशशंसमहामतिन् ॥१९॥

ભાવાર્થ—

ભોજન લેતી વખતે હિન્દુ ધર્મના એ ઉપદેશકોએ વિવિધ જનતામાં તેમના પ્રચાર કાર્યનું વૃત્તાંત કહી બતાવ્યું. તે સાંભળીને રાજર્ષિ પીપાજી ખૂબ રાજી થયા અને પ્રસન્ન મનથી તે પ્રચારક સાધુઓને હજારો ધન્યવાદ આપ્યા.

श्लोकः

**सीतावणिक्सुतेनोक्तं सर्ववृत्तंतुवर्णितं ।**
**श्रुत्वातदनुषंगेण गंतुमैच्छत्सभार्यकः ॥२०॥**

ભાવાર્થ—

સાધુઓ વિહાય થયા પછી એકાન્તમાં સીતાદેવીએ તેમના સ્વામીને (બુદ્ધિમાન–પીપાજીને) સીધું–સામગ્રી આપનાર યુવાન વેપારીની સાથે તેમને જે વાતચીત થએલી અને કબુલત આપેલી વિગેરે બધું વૃત્તાંત કહી બતાવ્યું. તે સાંભળી પીપા ખડ્ખડ્ હસ્યો અને રાત્રિએ સીતાદેવીને લઇ તે યુવાન વેપારીને ત્યાં જવા માટે નક્કી કર્યું.

श्लोकः

**तस्यांनिशिमहामेघोववर्षचातिरंहसा ।**
**सीतांस्कंधेनिधायाशु कंबलाच्छाद्यतद्वपुः ॥२१॥**

ભાવાર્થ—

રાત્રિનો સમય આવ્યો ! જવા માટે તૈયારી કરી ! તેટલામાં તો ભારે ગર્જના સાથે વીજળીના ચમકારા સાથે અતિ વૃષ્ટિના જેવો વરસાદ ખૂબ પડવા માંડયો. તે જોઇ પીપાએ સીતાદેવીને કામળો ઓઢાડયો અને ખભે બેસાડી ચાલવા માંડયું.

श्लोकः

**सीतांस्कंधात्समुत्तार्य स्वयमेकांतसंस्थितः ।**
**सीतागृहान्तरंगत्वा चाव्हयत्तद्वणिक्सुतं ॥२२॥**

ભાવાર્થ—

એ વેપારીનું મકાન આવ્યું ! મકાનની ઓસરીમાં પીપાએ સીતાદેવીને ખભેથી ઉતાર્યાં અને પીપાજી એક બાજુને ખૂણે એકાન્તમાં ઉભા રહ્યા. જ્યારે સીતાદેવી મકાનના અંદરના ભાગમાં દાખલ થયાં અને યુવાન વેપારીને સાદ પાડીને બોલાવ્યો.

श्लोकः

**सोपिजलप्रपूर्णांवै ह्यादायकुंडिकांगृहात् ।**
**पादप्रक्षालनार्थाय जग्राहपादपंकजो ॥२३॥**

ભાવાર્થ—

એ યુવાન વેપારી સીતાદેવીની રાહ જોતો જ બેઠો હતો. સીતાદેવીનો

સાદ સાંભળતાંની સાથે તે ખૂશ થયો તથા સીતાદેવીના પગ ધોવા માટે કુંડી પાણીથી ભરી રાખી હતી તે લઇ બહાર નીકળ્યો અને પગ ધોવા માટે સીતાદેવીને વિનંતિ કરી.

श्लोकः

सीतयाचतदाप्रोक्तं नस्तःपादौसकर्दमौ ।
अधुनायद्धिकर्तव्यं मविलंबेनतत्कुरु ॥२४॥

ભાવાર્થ—

સીતા સાધ્વીએ જણાવ્યું કે–મારા પગ કાદવ વિનાના છે! પાણીથી ધોવાની કંઈ જ જરૂર નથી! તમારી સાથે કરેલી શરત પૂરી કરવા માટે હું આવી છું! માટે જેમ બને તેમ જલ્દી કરો!

श्लोकः

तदोवाचवणिक्श्रेष्ठो सीतांसाध्वीमपासुलां ।
वृष्टिक्लिन्नेनमार्गेण महामलिमसेनयौ ॥२५॥

ભાવાર્થ—

ત્યારે સીતાસાધ્વી પ્રત્યે આશ્ચર્ય સાથે તે યુવાન વેપારી બોલવા લાગ્યો કે–દેવી! કેમ વારૂ તમારા પગ કોરા છે! વરસાદ વરસી રહ્યો છે! રસ્તાઓ કાદવથી ભરેલા છે! એવા રસ્તા પસાર કરી તમે આવ્યા છો! તે છતાં તમારો પગ કાદવ વિનાના હોવાનું જણાવો છો તે જાણી મને નવાઈ થાય છે! તેનું શું કારણ હશે વારૂ! મને કૃપા કરી જણાવોને!

श्लोकः

अक्लिन्नपादौद्रष्येते ब्रूहितत्कारणंचकिं ।
सीतोवाचतदानींसा यदासीत्प्रस्फुटंवचः ॥२६॥

ભાવાર્થ—

તેના જવાબમાં સાધ્વી સીતાએ જણાવ્યું કે–મારા પગ કોરા હોવાનું તેમજ આવા ભારે વરસાદમાં પણ હું સહીસલામત આવી ચૂકી છું તેનું કારણ મારે તમને સ્પષ્ટ જણાવવું જોઇએ અને સત્યનું રક્ષણ કરવું જોઇએ.

श्लोकः

पतिस्कंधंसमाश्रित्य कंबलावरणेनच ।
प्रछन्नाऽहंसमायाता सत्यंकतुंवचस्तव ॥२७॥

ભાવાર્થ—

હે વેપારી ! મારી સાથે જે વાતની શરત કરી, શરતને અંગે સાધુઓને ભોજન આપવા માટે તમે ભોજનની સામગ્રી આપી તે વાત મેં મારા સ્વામીને કરી. તેથી તે ઘણા રાજી થયા અને મને તેમના ખભે બેસાડી કામળો ઓઢાડી વચન પાળવા માટે અમો બન્ને અહીં આવેલાં છીએ.

શ્લોકઃ

निर्भयंतद्वचःश्रुत्वा सत्यंयद्धैर्यसंयुतम् ।
श्रेष्ठीमूढतमोभूत्वा प्रार्थयामासमातृवत् ॥२८॥

ભાવાર્થ—

સાધ્વી સીતાનું આવું નિર્ભયતાથી ભરેલું, સાચું તેમજ ભારે ધીરજવાળું વચન સાંભળીને પેલો યુવાન વેપારી તો મૂઢ બની ગયો, થરથરવા માંડયો અને માતાની પેઠે સીતાદેવીની પ્રાર્થના કરવા માંડયો.

શ્લોકઃ

रेमातःकृतकृत्योऽस्मि धन्योस्मितवदर्शनात् ।
पावनंमेगृहंजातं पादयोस्पर्शनात्तव ॥२९॥

ભાવાર્થ—

હે માતા ! આજે તમારા દર્શનથી હું કૃતકૃત્ય થયો છું ! મારા જીવનને ધન્ય માનું છું ! તમારા જેવાં પતિવૃત્તા સાધ્વીનાં દર્શનથી મારો ગ્રહસ્થાશ્રમ પાવન થયો છે ! તમારા ચરણોના સ્પર્શથી મારી ભૂમિ પણ પવિત્ર બની છે !

શ્લોકઃ

बहिरागत्यपीपंस दृष्ट्वाहर्षमुपागतः ।
गृहस्यांतःपुरेनीत्वा महार्घ्यमासनंददौ ॥३०॥

ભાવાર્થ—

પછી એ યુવાન વેપારી મકાનની બહાર નિકળ્યો ! પીપાજીને જોયા અને પ્રેમથી ભેટી, પગે લાગી, આગ્રહ સાથે વિનંતિ કરી, મકાનના અંદરના ભાગમાં લઈ ગયો અને મહામૂલ્ય આસન ઉપર પીપાજીને બેઠક આપી.

શ્લોકઃ

जग्रहेपादयोस्तस्य पीपाःभक्तवरस्यच ।
दंडवत्प्रणिपत्याथ स्तुतिंचक्रेगुणान्वितां ॥३१॥

ભાવાર્થ—

પછી ભક્ત પ્રવર પીપાજીના ચરણોની પૂજા કરી અને દંડવત્ પ્રણામ

કર્યો. તથા તેમના પ્રચાર કાર્યનાં અનેક ગુણોનું વર્ણન જેમાં સમાએલું છે. એવી હૃદયપૂર્વક પ્રાર્થના કરી.

श्लोकः

भगवनूत्वमासिसंतानां भक्तानांचशिखामणिः ।
त्रातासिहिन्दुजातीनां शरणागतवत्सल ॥३२॥

ભાવાર્થ—

હે ભગવન્ ! આપ મહિમશાલી સંતોના અને ભક્તોના શિખામણિ છો ! અખિલ-હિન્દ હિન્દુ જાતિના રક્ષક છો ! અને શરણે આવેલા માનવોને શરણ આપનાર છો.

श्लोकः

कामक्रोधानलेनाहं दग्धोस्मिलोभानिष्ठया ।
पापोहंदुष्टकर्माहं लोकवंचकनायकः ॥३३॥

ભાવાર્થ—

હું મહા પાપી છું ! દુષ્ટ કર્મ કરનારો છું ! અને લોકોને છેતરનારાઓનો આગેવાન છું.

श्लोकः

वशंगतोऽहं भवत स्तारय दीनवत्सल ।
युनज्मिसाधुनां संघे वसिष्येत्वत्पदांतिके ॥३४॥

ભાવાર્થ—

આજે હું આપના શરણે આવેલો છું ! આપ દીનવત્સલ છો ! મને પાપીને બચાવો ! મને પાવન કરો અને સાધુ સંઘમાં જોડો.

श्लोकः

मदीयंयद्धनंसर्वं अर्पयेधर्मरक्षणे ।
इतिप्रसादितःपीपा जगामस्वाश्रमेपुनः ॥३५॥

ભાવાર્થ—

મારી પાસે જેટલી મિલ્કત છે તે સઘળી સાધુસંઘના રક્ષણ માટે આપને હું આપુ છું અને હવે પછીથી પણ જે મારી પાસે દ્રવ્ય આવશે તે આપને હું અર્પણ કરતો રહીશ.

इतिश्रीवटालीवास्तव्येनगणपतिशंकरशास्त्रिणा विरचिते
अभिनवपीपाचरिते त्रयस्त्रिंशोल्लासः ।

# अथचतुस्त्रिंशोल्हासः ।

( अनुष्टुप-वृत्तम् )

श्लोकः

**अथैकस्मिन् दिनेतत्र दृष्टुमाश्रममागताः ।**
**वनचाराः समाख्याता धान्यानयनकारिणः ॥१॥**

ભાવાર્થ—

ત્યાં પછી કોઈએક દિવસે શ્રીપીપાજીનો આશ્રમ જોવાને માટે કેટલાક વણઝારાઓ આવ્યા. કે જેઓ બળદોની પોઠો મારફતે દેશની અંદર અનાજ પુરૂ પાડનારા તથા ક્રયવિક્રય કરનારા હતા.

श्लोकः

**प्रविश्याश्रमशालायां बलिवर्दान् विलोक्यच्च ।**
**क्रयणायमतिं चक्रुर्वृषभान् भारवाहकान् ॥२॥**

ભાવાર્થ—

તેઓ સઘળા આશ્રમમાં આવ્યા અને આશ્રમની જુદી જુદી શાળાઓ જોવા માંડી. તેમાં બળદોની શાળા તેમને નજરે પડી. બળદો આંખ ઠરે તેવા હતા. શરીરે પુષ્ટ ભારે બળવાન અને અનાજની ગુણીઓને દૂર દૂર વહન કરી શકે તેવા શક્તિશાલી હતા. એ બળદોને ખરીદવા માટે ઉપરોક્ત વણઝારાઓને ઇચ્છા થઇ.

श्लोकः

**पीपासन्निहितेगत्वा प्रपच्छुर्मूल्यमादरात् ।**
**एतद्रुग्णालयंपश्य रोगिणो शेरते भुवि ॥३॥**

ભાવાર્થ—

પછી એ વનચાર (વણઝારાઓ) લોકો શ્રીપીપાજી મહારાજની પાસે ગયા. દંડવત્ પ્રણામ કરી ઉભા રહ્યા અને વિનંતિ કરવા લાગ્યા કે-આપનો આશ્રમ ઘણો સુંદર છે! આશ્રમનું પ્રેક્ષણ કરતા કરતા અમે બળદોની શાળા જોઇ! બળદો અમને પસંદ પડયા છે માટે જો વેચવાના હોય તો અમો ખરીદી શકીશું. આપ જેટલું મૂલ્ય કહેશો તેટલું સંપૂર્ણ આપવા માટે અમે તૈયાર છીએ. ત્યારે પીપાજીએ જવાબ આપ્યો કે-વ્હાલા વણઝારા ભાઇઓ! આ બાજુમાં રહેલી રોગીઓની શાળા (ચિકિત્સાલય) છે તે જુઓ! જેમાં રોગીઓ જમીન ઉપર આળોટે છે અને દુઃખી થઇ રહેલા છે.

श्लोकः

**हस्तपादाक्षीसंछिन्ना आह्वे लुंठकैःसह ।**
**तेषां संवाहमार्थाय रुद्धास्त्वनडुहश्चये ॥४॥**

ભાવાર્થ—

જેઓ લૂંટારાઓ સાથેની લઢાઇમાં ઘાયલ થએલા છે! જેમના હાથ-પગ આંખો વિગેરે અવયવો વિધર્મી પાપીઓએ છૂંદી નાખ્યા છે! એવાઓને લાવવા અને રાખવા માટે, તથા આશ્રમની બહાર અને અંદર આવ-જા કરવા માટે, ગાડાં-છકડાને વહેવા માટે (રોગીઓની સેવા અર્થે) આ બળદોને રાખવામાં આવ્યા છે.

श्लोकः

**तेषां विक्रयणंनास्ति संघस्थानां धनंत्विदं ।**
**संघस्य सर्ववृत्तांतं कथितं साधुभिर्यदा ॥५॥**

ભાવાર્થ—

એ બળદો આશ્રમનું ધન છે! આશ્રમવાસિઓની સેવા અર્થે શ્રીમંતોએ સમર્પિત કરેલું છે! તેને સુરક્ષિત રાખી, તેનો સદુપયોગ કરવાની અમારી ફરજ છે! આશ્રમો અને આશ્રમોની મિલ્કતોની માલિકી અખિલ-હિન્દ-હિન્દુ સાધુસંઘની છે! તે અમારાથી વિક્રય શી રીતે થઇ શકે? વળી પીપાજીએ વણઝારાઓને સાધુસંઘનું વૃત્તાંત કહી સાધુસંઘના ઉદ્દેશો વિસ્તાર સાથે કહી બતાવ્યા.

श्लोकः

**तदातेबनजाराश्च प्रददुर्धनमिप्सितं ।**
**संघस्थानांसहायार्थं वयंतिष्ठेमसर्वदा ॥६॥**

ભાવાર્થ—

આ બધું વૃત્તાંત સાંભળી એ આવેલા વણઝારાઓ ખૂબ રાજી થયા અને તેઓ સાધુસંઘમાં દાખલ થઈ સાધુસંઘ અને તેનાં કેન્દ્રોની રક્ષા માટે ઉદારતા ભરેલું ધન આપ્યું. અને હંમેશાં આપતા રહેવાને માટે પ્રતિજ્ઞાથી બંધાયા.

श्लोकः

**इति विज्ञापनंकृत्वा जग्मुस्तेस्वालयंप्रति ।**
**अथकश्चिन्नृपश्रेष्ठो पीपादर्शनमागतः ॥७॥**

ભાવાર્થ—

એ પ્રમાણે ઉપરોક્ત વનચારાઓ (વણુઝારાઓ) શ્રીપીપાજી મહારાજને વિજ્ઞાપન કરી પોતપોતાના સ્થાને ગયા. ત્યાં પછી કોઈએક શ્રેષ્ટ રાજા શ્રીપીપાજી મહારાજના દર્શન માટે આશ્રમમાં આવ્યો.

श्लोकः

आगतायनृपतये चक्रेस्वागतमुत्तमं ।
नृपप्रार्थनयातेन शिष्यत्वंतस्यस्वीकृतं ॥८॥

ભાવાર્થ—

પીપાજીનાં દર્શન કર્યાં! વંદન કર્યું અને તેણે સાધુસંઘની માહિતી મેળવી. તેના યમ-નિયમો સમજી લઈ શિષ્ય થવા માટે પીપાજીને પ્રાર્થના કરી. તે પરથી શ્રી પીપાજીએ તેને શિષ્ય તરીકે સાધુસંઘમાં દાખલ કર્યો.

श्लोकः

साधुसंघेप्रवेशाय नियमाःसर्वमानिताः ।
स्वयं च साधुनांसंघे भार्या स्त्रीसंघकर्मणि ॥९॥

ભાવાર્થ—

વળી સાધુસંઘના જે જે નિયમો હતા તેનાં પ્રતિજ્ઞાપત્રો ઉપર કબૂલત આપી અને તેની પોતાની રાણીને પણ સાધ્વીસંઘમાં જોડી દેવા માટે પ્રતિજ્ઞા-પત્ર ઉપર કબૂલત આપી.

श्लोकः

स्वस्यप्रजोपदेशार्थं गुरवेसन्निवेदितं ।
स्वकीयमित्रराजानां नियोक्ष्ये संघसत्पथे ॥१०॥

ભાવાર્થ—

ત્યાં પછી રાજાએ પોતાના દેશની પ્રજાને ઉપદેશ કરવા માટે શ્રીપીપાજી મહારાજને પોતાની રાજધાનીમાં આવવા માટે વિનંતિ કરી. તેમજ તેના મિત્ર રાજાઓને પણ સાધુસંઘમાં જોડી દેવા વિષે તેણે જાહેર કર્યું.

श्लोकः

ततःपीपाराजयोगी शिक्षणाय मनोदधे ।
वनौकसांविनोदाय गिरिकंदर वासिनां ॥११॥

ભાવાર્થ—

ત્યાં પછી એ રાજયોગી પીપાજીએ વનવાસિ અને પર્વતોના જંગલમાં રહેનારા જંગલી લોકોને શિક્ષણ આપવા માટે યોજના ઘડી.

श्लोकः

**निर्मिता विविधाःशालाः प्रयोगज्ञानहेतवे ।**
**साक्षरत्वविधानार्थं परिवार्धितश्रेणिजां ॥१२॥**

ભાવાર્થ—

પછી શ્રી પીપાજીએ શિક્ષણ અને તેના પ્રયોગો માટે વિવિધ શાળાઓ નિર્માણ કરી. અને તેમાં શિક્ષણ આપવાનું શરૂ કર્યું. તથા પ્રયોગોનું જ્ઞાન આપવા માટે કાર્ય ચાલુ કર્યું.

श्लोकः

**ब्राह्मणाः शिक्षितास्तत्र नियुक्ताः साक्षरोत्तमाः ।**
**सर्वोभ्योऽ भिन्नभावेन शिक्षादातुं समुत्सुकाः ॥१३॥**

ભાવાર્થ—

શિક્ષણ આપવા માટે વ્યાપક જ્ઞાનવાળા વિદ્વાન બ્રાહ્મણોને યોજ્યા. કે જેઓએ બધી વર્ણના લોકોને ભિન્નભાવ ત્યજીને શિક્ષણ આપવાની શરૂઆત કરી. તેમજ પ્રયોગોનું જ્ઞાન પણ સહૃદયભાવે આપવા માંડયું

श्लोकः

**आयुर्वेदोधनुर्वेदो वेदोगांधार एव च ।**
**अर्थशास्त्रे च नैपुण्य मभवत्तत्रवैकिल ॥१४॥**

ભાવાર્થ—

આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, યોગશાસ્ત્ર વિગેરે અનેક શાસ્ત્રોનાં અંગો વ્યવહાર દ્રષ્ટિએ સર્વોપયોગી–સર્વોપકારક એવાં શિખવવા લાગ્યા.

श्लोकः

**प्रयोगसहितंज्ञानं विज्ञानेनसमन्वितं ।**
**सर्वभ्यो हिन्दुजातिभ्यो प्रदानायनिराकृतं ॥१५॥**

ભાવાર્થ—

અને એવાં ઉપરોક્ત સર્વશાસ્ત્રોનું જ્ઞાન તેની પ્રયોગ–વિધી અને ઉપપત્તિ સાથે સર્વજાતિના હિન્દુઓને આપવા માંડયું.

श्लोकः

**सहस्त्रसंख्यकास्तत्र अधीयंते नरोत्तमाः ।**
**यथावद्धिंदुजातानां समुत्कर्षोशुकंभवेत् ॥१६॥**

ભાવાર્થ—

એ મહાવિદ્યાલયમાં આર્ષદ્રષ્ટિએ હજારો શ્રેષ્ટ પુરૂષો દુરદુરથી આવી

રસપૂર્વક શિક્ષણ લેવા માંડયા. કે જેનાથી હિન્દુજાતિમાંથી નષ્ટ થએલું બળ-બુદ્ધિ વિગેરેનું ગૌરવ પુનઃ પ્રાપ્ત થાય.

श्लोकः

**स्वल्पेस्वल्पे च काले च शिक्षणं समवाप्य च ।**
**धर्मसंरक्षणार्थाय तत्परा संभवंति हि ॥ १७ ॥**

ભાવાર્થ—

એ આશ્રમમાં નિષ્ણાત શિક્ષકોના ચતુરાઈ ભરેલા શિક્ષણનાં પ્રભાવથી ટુંકા ટુંકા સમયમાં ઘણા યુવાનો શિક્ષણ લઈ વિદ્વાન થવા લાગ્યા. અને તેનો યુવક શિક્ષિત્ સંઘ બનવા લાગ્યો. એવા શિક્ષિતસંઘો હિન્દુધર્મનું રક્ષણ કરવા માટે શિક્ષણપ્રચાર વિગેરે કાર્યોમાં પહોંચી વળવા લાગ્યા.

श्लोकः

**सशस्त्रपाणयोह्येते युवानो ब्रह्मवर्चसः ।**
**आत्मनः हिन्दुधर्मस्य रक्षणस्य च कर्मणि ॥१८॥**

ભાવાર્થ—

વળી એ બ્રહ્મચારીઓ ધનુર્વેદનું શિક્ષણ લઇ નિષ્ણાત થએલા હતા. તેઓ આવી પડતી આફતો દૂર કરવા માટે ઘણા ભાગે નિઃશસ્ત્ર પ્રતિકાર કરવા લાગ્યા. અને પૂરી આફતના સમયે નિઃશસ્ત્ર પ્રતિકારને નહિં માનનારાઓ, પાપી, દુષ્ટ અને લૂંટારૂઓની સામે સશસ્ત્ર પ્રતિકાર કરતા રહેતા.

श्लोकः

**सहस्रसंख्यकान्वीरान् द्रष्ट्वाधैर्यं व्रजंति च ।**
**लोकास्तदानिनिर्भयत्वं समापन्नाःस्वरक्षणे ॥१९॥**

ભાવાર્થ—

એ શિક્ષણથી–જ્ઞાન–વિજ્ઞાનથી–બળ–બુદ્ધિથી નિષ્ણાત થએલા અને પ્રત્યેક પ્રાન્તોમાં ઉપદેશ અને પ્રયોગો માટે ઘૂમતા બ્રહ્મતેજસ્વી બ્રહ્મચારીઓને જોઇ પ્રત્યેક પ્રાન્તની હિન્દુપ્રજામાં નવચેતનથી ભરેલા જાણે પ્રાણો પ્રગટ થયા હોય તેવું લાગવા માંડયું અને હિન્દુઓ પોતાનું આત્મરક્ષણ કરવા માટે પોતે જ તત્પર રહેવા લાગ્યા. એ પ્રમાણે દિનપ્રતિદિન નિર્ભયતાનો સંચાર થવા લાગ્યો અને ધીરજરૂપી આત્મશક્તિનો આશ્રય લઇ આવી પડતાં દુઃખરૂપી દુશ્મનોનાં વાદળોને દૂર કરવા માટે સમર્થ થવા લાગ્યા.

श्लोकः

**समस्ते हिन्दुदेशे च प्रचारंसहसाऽभवत् ।**
**लोकावैपृथशोभूत्वा धर्मरक्षाऽभ्युमुर्हुः ॥२०॥**

ભાવાર્થ—

એ પ્રમાણે સમસ્ત હિન્દના હિન્દુઓનાં વીજળીવેગે હિન્દુત્વના પ્રચારનો મહામંત્ર ફૂંકાતો રહેવા લાગ્યો, જાહેર હિંમત કેળવાતી રહી અને રક્ષણને માટે સ્વયં નિર્ણય કરવાની સ્ફૂર્તિ ભારે જોરથી જાગ્રત થઇ કે જેના પ્રભાવે હિન્દુ જનતામાં સંગઠન પાકી રીતે થવા લાગ્યું અને એ સંગઠનના પ્રભાવથી આત્મરક્ષણ કરવા માટે ઘણી સુગમતા પેદા થઇ.

श्लोकः

ततःपूर्वोक्तभूपस्य[1] जगामनगरेपुनः ।
पीपाःसाधुवरेण्यानां वंदनीयोससीतया ॥२१॥

ભાવાર્થ—

ત્યાં પછી જે રાજાએ પીપાજીને તેની રાજધાનીમાં આવી ઉપદેશ કરવા માટે વિનંતિ કરી હતી એ સુરજસેનને ત્યાં તેના નગરમાં સાધ્વી સીતાજી સાથે પીપાજીએ જવા વિચાર કર્યો.

श्लोकः

न तत्रतस्यकेनापि स्वागतं भावपूर्वकं ।
न कृतंवाणिसन्मानं न कृतंतस्यगौरवं ॥२२॥

ભાવાર્થ—

સંતશિરોમણિ પીપાજી ઉપદેશ પ્રચારને માટે ત્યાં ગયા અને રાજાને ખબર આપી છતાં પીપાજીનું કે સાધ્વી સીતાદેવીનું કોઇએ સ્વાગત કર્યું નહિ તેમજ અતિથિ તરીકે માન-સન્માન પણ આપ્યું નહિ.

श्लोकः

बहिःशालां समाविष्य तस्थौतत्र सभार्यकः ।
पृष्टवान् भूपभृत्याय भूपःकिंकुरुतेऽधुना ॥२३॥

ભાવાર્થ—

એમ છતાં પીપાજીએ તથા ભક્તિમતિ સીતાદેવીએ સુરજસિંહ રાજાના બહારના ઓરડામાં પ્રવેશ કર્યો. અંદરના મકાનમાંથી રાજાનો નોકર આવ્યો. તેને પીપાજીએ સૂચવ્યું કે-તમારા મહારાજા હાલમાં શું કરે છે?

श्लोकः

अस्माकं नृपशार्दूलो भगवद्ध्यानतत्परः ।
नान्यंकिंचिच्छ्रीरामस्य पादाब्जेन विनापुनः ॥२४॥

---

૧ સદર સુરજસેન રાજાની કથા "પીપા પરચરી" પૃ૦ ૪૨માં જુઓ.

ભાવાર્થ—

ઉત્તર આપતાં નોકરે કહ્યું કે-અમારા શ્રીમાન્ મહારાજા હાલ શ્રી રામચંદ્રજીની પૂજા અને ધ્યાન કરે છે. તેઓ પૂજા અને ધ્યાનના પ્રસંગે કોઈ વાત તરફ લક્ષ આપતા નથી. ફક્ત શ્રીરામચંદ્રજીના ચરણ-કમલના ધ્યાન સિવાય બીજું ધ્યાન પણ કરતા નથી.

श्लोकः

इत्थं वै भाषमाणंतं पीपामंदं जहासह ।
तव भूपालचित्तंच भ्रमतिचर्मकृद्गृहे ॥ २५ ॥

ભાવાર્થ—

નોકરની આ વાત સાંભળી પીપાજીને ખડ્ખડ્ હસવું આવ્યું. હસતે મોંએ કહેવા લાગ્યા કે-હેં ! શું તારા રાજા શ્રીરામચંદ્રજીનું ધ્યાન કરે છે કે મોચીવાડે ખાસડાં સીવનારનું ધ્યાન કરે છે ! તારા મહારાજાને આ વાત કહેજે અને જે જવાબ આપે તે સાંભળીને અહીં આવીને કહેજે.

श्लोकः

निश्चितावधि पर्यंतं नानीतोपानहौऽधुना ।
अतः क्रुद्धेन मनसा चर्मकारंतु भर्त्स्यति ॥ २६ ॥

ભાવાર્થ—

અહ્યા ! તારા મહારાજા તો ભારે ક્રોધના આવેશમાં આવી ચૂકયા છે ! મોચીને ગાળો દઈ રહ્યા છે અને કહે છે કે-વાયદા કરેલા વીતી ગયા પણ હજુ પહેરવાના બૂટ આવી શકયા નથી. માટે આ મોચી કેવો દુષ્ટ સમજવો ! આ પ્રમાણે ખૂબ બબડાટ કરી રહ્યા છે.

श्लोकः

श्रुत्वे तं भाषणं पीपश्चकितोभून्नृपस्तदा ।
देवागारात् समागत्य पीपायोगिं ननामह ॥ २७ ॥

ભાવાર્થ—

એ પ્રમાણે દેવગૃહમાં બેઠેલા રાજાએ પીપાજીના સીધા શબ્દો સાંભળીને, તેના મનની હકીકત પીપાજી જાણી ગયા છે એમ માનીને તુર્ત જ ઝંખવાણો પડી ગયો અને ધ્યાનનો ઢોંગ છોડીને તુરત જ બહાર આવ્યો અને ત્રિકાલદર્શી પીપાજીને દંડવત્ પ્રણામ કર્યા.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशङ्कर
शास्त्रिणा विरचिते अभिनव
पीपाचरिते चतुस्त्रिंशोल्लासः ।

(૧) સદર સુરજસેન રાજાની કથા "પીપાપરચરી" પૃ० ૪૩ માં જુઓ.

# अथपंचत्रिंशोल्हासः ।

अनुष्टुप्–वृत्तम्

श्लोकः

**तदंतरे गुप्तदूतो देशवृत्तांतहारकः ।**
**वृत्तं निवेदितुं दिल्ही मागच्छन्नृपतिंप्रति ॥१॥**

ભાવાર્થ—

એ અરસામાં દિલ્હીપતિ સમ્રાટનો ગુપ્ત દૂત કે જે છૂપી બાતમીઓનો સંગ્રહ કરી રહ્યો હતો તે વૃત્તાંત નિવેદન કરવા માટે દિલ્હીમાં આવ્યો.

श्लोकः

**महम्मदंतक्षलक्ष्यं संमिल्य रहसिस्थितं ।**
**कथयामास वृत्तांतं प्रणिपातपुरःसरं ॥२॥**

ભાવાર્થ—

મહારાજાધીરાજા મહમદ તઘલખને પ્રણામ કરી, એકાન્તમાં મળી સર્વ વૃત્તાંત નિવેદન કરવા લાગ્યો,

श्लोकः

**भारते तव वर्षेस्मिन् लोकाः स्वच्छंदगामिनः ।**
**तुच्छीकृत्यतवाज्ञांच वर्तंते स्वात्मकर्मसु ॥३॥**

ભાવાર્થ—

હે મહારાજા ! તમારા આ ભરતખંડની અંદર પ્રજા વર્ગના લોકો તદ્દન સ્વછંદી ઉચ્છૃંખલ અને બહેકી ગયા છે. અને તમારા હુકમોને તુચ્છકારી સ્વચ્છંદપણે વર્તે છે. (કોઇ અમલદારોનું કહ્યું માનતા નથી.)

श्लोकः

**रामानंदो महायोगी लोकानां नायकाग्रणिः ।**
**संस्थाप्य साधुसंघं च हिन्दुधर्मं च रक्षति ॥४॥**

ભાવાર્થ—

વળી રામાનંદ મહારાજ નામે એક મહાન્ સાધુ મહાયોગી છે અને ભારતવર્ષના હિન્દુમાત્રના નાયકોનો એ મોટો અગ્રગંત્તા છે. તેમણે ભારે સંખ્યામાં મોટો સાધુસંઘ સ્થાપ્યો છે અને તે સંઘની મારફતે હિન્દુઓનું રક્ષણ કરે છે.

श्लोकः

**ह्येतस्मिन् साधुसंघेच्च नायकाः संति द्वादशाः ।**
**साधुवृंदं समावृत्य भ्रमंति प्रान्तद्वादशे ॥५॥**

ભાવાર્થ—

એ સાધુસંઘમાં બાર સાધુઓ લોકમાન્ય ગણાતા, પ્રચારકાર્યમાં બાહોશ છે અને તે લોકમાન્ય ગણાતા એક એક સાધુની સાથે લાખો સાધુઓ અનુયાયિ તરીકે રહે છે અને પ્રચારકાર્ય હ્રદયસ્પર્શી કરી રહ્યા છે.

श्लोकः

**प्रान्तेष्वेतेषु सर्वेषु केन्द्राणिस्थापितानिच ।**
**उपकेन्द्राणि ग्रामेषु पत्तनेषु महत्सुच ॥ ६ ॥**

ભાવાર્થ—

વળી હિન્દના બાર મોટા મોટા પ્રાન્તો છે. તે પ્રત્યેક પ્રાન્તમાં એક એક સ્થાપી તેનાં પેટા કેન્દ્રો યાને ઉપકેન્દ્રો નાનાં મોટાં કંઈક ગામો–શહેરો અને અને ગામડાઓમાં સ્થાપ્યાં છે. એ પ્રત્યેકમાં એક એક મહંત તરીકે ઓળખાતો સાધુ હજારો સાધુશિષ્યોને સાથે રાખી શકે છે તથા તેમની મારફતે વ્યક્તિ વ્યક્તિમાં ઉપદેશ કરવાનું કામ જોરદાર ચલાવી રહ્યા છે.

श्लोकः

**खेटेषु खर्वटवृंदे मल्लस्तंभादिसाधनैः ।**
**क्रीडंतिबलवर्धंति ग्रामिणोबलवर्धिनः ॥ ७ ॥**

ભાવાર્થ—

વળી એ કેન્દ્રો ઉપકેન્દ્રો અને લઘુકેન્દ્રોમાં વધારે તો શું પણ એક નાનામાં નાના ગામોમાં કે જેમાં હિન્દુ વસ્તી હોઇ શકે છે તેમાં બળ અને બુદ્ધિ કેળવવા માટે મલખાંબ વિગેરે સાધનો રાખી શિક્ષણ આપતા રહે છે.

श्लोकः

**बहवस्त्यागिनः प्राया द्रष्यंतेच्चोपदेशकाः ।**
**बुद्धिवर्धनहेतौच्च पाठशालाः प्रतिष्ठिताः ॥ ८ ॥**

ભાવાર્થ—

બળી એ બળ–બુદ્ધિવર્ધક શિક્ષણ આપવાના કામમાં રોકાએલા સાધુઓ પૂર્ણ ત્યાગિઓ હોય છે અને સ્થળે સ્થળે હિન્દુ ધર્મના મર્મને સમજાવનારાં

પુસ્તકો-ગ્રંથો અને નાની મોટી કંઇક પુસ્તિકાઓ આપી શિક્ષણ આપતા રહે છે. તેમજ પાઠશાળાઓમાં હિન્દુધર્મશાસ્ત્રોનું શિક્ષણ વિદ્યાર્થીઓને અપાવતા રહે છે.

श्लोकः

तत्रसर्वासुशालासु ज्ञानं वै सर्वशास्त्रजं ।
दीयते हिन्दुधर्मस्य प्रोन्नतिं च यथा भवेत् ॥ ९ ॥

ભાવાર્થ—

એ શાળા-પાઠશાળા અને વ્યાયામશાળાઓમાં ઉન્નતિકારક હિન્દુધર્મનું શિક્ષણ અપાતું રહે છે અને શિક્ષણ લઇને તૈયાર થતા યુવાન ઉપદેશકો હજારો અને લાખોની સંખ્યામાં વગર વેતને ફરતા રહે છે અને શિક્ષણ આપતા રહે છે. એટલે કે સ્થિર પાઠશાળાઓ અને ફરતી પાઠશાળાઓ મોટી સંખ્યામાં ચાલ્યા કરે છે.

श्लोकः

एवं बुद्धिप्रभावाच्च बलसंवर्धनेन च ।
हिन्दुजन समाजस्य स्वातंत्र्यमभिकांक्षति ॥ १० ॥

ભાવાર્થ—

એ પ્રમાણે હિન્દુ સમાજ તેના બુદ્ધિપ્રભાવથી અને બળના ઉત્કર્ષથી ધર્મનું સ્વાતંત્ર્ય મેળવવાને માટે પ્રયત્ન કરતો જણાય છે.

श्लोकः

बहवः क्षत्रियाः शूराः युद्धायकृतनिश्चयाः ।
स्वे स्वे राज्ये स्वतंत्राश्च योद्धुकामासमुत्सुकाः ॥ ११ ॥

ભાવાર્થ—

એ પ્રમાણે સાધુસંઘની પ્રવૃત્તિમાં કેટલાએ શૂરવીર ક્ષત્રિય રાજા-મહારાજાઓ જોડાયા છે અને પોતે સ્વતંત્ર હોવાનું જણાવે છે. તથા એમની ધાર્મિક સ્વતંત્રતાને અટકાવવા જેવું કંઈ લાગતું હોય તો ત્યાં તેઓ લડાઈ કરવાનું જાહેર કરે છે.

श्लोकः

प्रान्ताऽधिकारिणोयेच वीराध्यंतेत्वयासह ।
करप्रदातुंनेच्छंति क्षत्रियैः सहसंगताः ॥१२॥

ભાવાર્થ—

વળી જે જે પ્રાન્તોના અધિકારીઓ કે જેઓ મુસલમાન સરસુબાઓ આપે નિમેલા છે તે પણ પોતે સ્વતંત્ર બની ગએલા છે અને તમારા સાથે ભારે વિરોધ ચલાવી રહ્યા છે. અને મુસલમાન બાદશાહી સલ્તનતને કર-ખંડણી વિગેરે આપવા ઇચ્છતા નથી એટલુંજ નહિ પણ ક્ષત્રિય સરદારો સાથે તેઓ મળી ગએલા છે.

श्लोकः

मालवाधिपतिः पीपाः कर्मयोगविदांवरः ।
रामानंदोपदेशेन हिन्दुधर्मे सुरक्षति ॥१३॥

ભાવાર્થ—

વળી માળવાનો અધિપતિ નામે રાજા પીપા કે જે ભારે કર્મયોગી છે તે શ્રી રામાનંદજી મહારાજના ઉપદેશથી ત્યાગિ બની હિન્દુધર્મનું ગૌરવ વધારી રહ્યો છે તથા રક્ષણ કરે છે. (પ્રચારકાર્ય વેગથી કરી રહ્યો છે.)

श्लोकः

योगशिक्षाविधानेन हिन्दुधर्मस्य गौरवं ।
दर्शयित्वाविधर्मस्थान् स्वधर्मे स्वीकरोतिच ॥ १४ ॥

ભાવાર્થ—

વળી યોગશાસ્ત્રના વિધાનથી અને અદ્ભૂત ચમત્કારોથી વિધર્મીઓને પણ ચકિત્ કરી-આકર્ષીને હિન્દુધર્મમાં પ્રવેશ કરાવે છે. એમ હિન્દુધર્મનું ગૌરવ દિનપ્રતિદિન વધારતો ચાલે છે.

श्लोकः

शुद्धिंशास्त्रविधानेन करोति शास्त्रवित्तमैः ।
वर्णाश्रमस्यमर्यादां रक्षणं च यथाभवेत् ॥१५॥

ભાવાર્થ—

વળી પરધર્મી પતિત્ અને બહિષ્કૃત થએલા લોકોની વિદ્વાનોદ્વારા શાસ્ત્રોક્ત રીતે શુદ્ધિ કરીને પોતપોતાના વર્ણ અને આશ્રમોમાં સ્થાન આપે છે તથા વર્ણાશ્રમની મર્યાદાનું રક્ષણ કરે છે.

श्लोकः

इत्थं सर्वेषु प्रान्तेषु प्रभावः परिगीयते ।
पीपाभक्तोपदेशस्य बलबुद्धिर्विवर्धनः ॥१६॥

ભાવાર્થ—

એ પ્રમાણે હિન્દુસ્તાનનાં સર્વ પ્રાન્તોમાં બળ અને બુદ્ધિને વધારનાર સંતશિરોમણિ પીપાજીના ઉપદેશનો પ્રભાવ ગવાઇ રહ્યો છે.

શ્લોકઃ

तथैवकबीरो भक्तः मुस्लिमेषूपदेशकः ।
मुस्लिमान् हिन्दुधर्मे च स्वीकरोति दिवानिशं ॥१७॥

ભાવાર્થ—

વળી તેવી જ રીતે ભક્તશિરોમણિ શ્રી કબીરજીના પ્રચારનો પ્રભાવ મુસલમાનોમાં ગવાઇ રહ્યો છે અને હિન્દુધર્મના મર્મ સમજાવી મુસલમાનોને હિન્દુધર્મમાં સ્વીકારે છે. તથા તેમને હંમેશને માટે અપનાવી લેવા શુદ્ધિ કરી સંગઠનમાં જોડી દે છે.

શ્લોકઃ

बहवो मुस्लिमाः प्रायः हिन्दु धर्मोऽनुयायिनः ।
हिन्दुभिः मुंस्लिमैः सार्धे सख्यंदर्शयति ध्रुवं ॥१८॥

ભાવાર્થ—

વળી હે દિલ્હીપતિ ! ઘણો મોટો ભાગ મુસલમાનોનો પણ હિન્દુધર્મમાં મળી ગએલો છે અને હિન્દુઓ સાથે મિત્રતામાં જોડાઈ મુસ્લિમધર્મ તથા હિન્દુધર્મ એ બન્નેનું ગૌરવ વધારવા તથા હિન્દુ-મુસલમાનોનું હિત સાધવા ધર્મની દ્રષ્ટિએ પ્રયત્ન કરી રહેલો છે.

શ્લોકઃ

कबीरं स्वगुरुंमत्वा सम्यगाराधयंतिच ।
पुराणं च कुरानंच मन्यंते मानयंतिच ॥१९॥

ભાવાર્થ—

વળી એ મુસલમાનોનો મોટો સમુદાય કબીરજીને ગુરૂ તરીકે માની તેમને કબીરસાહેબ તરીકે સંબોધે છે અને કબીરસાહેબનાં વચનો-ઉપદેશો હંમેશાં શ્રવણ કરતા રહે છે. વળી પુરાણ અને કુરાન એ બંન્નેને એક સરખાં પૂજ્ય ગણે છે તથા બન્ને ધર્મો એક જ પરમેશ્વરની પ્રાપ્તિ કરાવી આપનાર છે એમ માને છે.

શ્લોકઃ

तथैव हिन्दुनां संताः भावनिर्जितचेतसा ।
कबीरोक्तेन मार्गेण प्रगतिं कुरुतेऽनिशं ॥२०॥

ભાવાર્થ—

વળી કબીરજીની ઉપદેશામૃત વાણી શ્રવણ કરી ઘણા હિન્દુ ભકતો ભાવભિના ચિત્તથી કબીરજીએ કહેલા હિન્દુ-મુસ્લિમ ઐકયતાના સન્માર્ગને અનુસરે છે તથા હિન્દુ-મુસ્લિમોની ઉન્નતિ થાય તેવા પ્રયત્નમાં રહેતા દેખાય છે.

શ્લોકઃ

**इत्थं मुस्लिमहिन्दूनां महदैक्यं सुसाध्यति ।**
**कबीर सदृशाऽन्येच हिन्दूधर्म प्रचारकाः ॥२१॥**

ભાવાર્થ—

એ પ્રમાણે મુસલમાનો અને હિન્દુઓ પરસ્પર વિચારોનું સંગઠનદ્વારા પોતાનું ઐકય હંમેશાં કાયમ રહે તથા ધર્મ પાળવામાં સૌ સ્વતંત્ર રહે એવી રીતે પ્રયત્ન કરી રહેલા છે. અને પરસ્પર પ્રેમભાવનું વર્તન બતાવી રહ્યા છે. તેવી જ રીતે શ્રીરામાનંદજી મહારાજના બીજા કેટલાક શિષ્યો ઉપદેશો આપી રહેલા છે અને પ્રચારનું કામ કરી રહેલા છે.

શ્લોકઃ

**हिन्दुहितविवर्धते पर्यटन् विदिशांदिशं ।**
**उत्थानं सर्वहिन्दूनां कुर्वते सर्वतोदिशि ॥२२॥**

ભાવાર્થ—

એ પ્રમાણે દરેક પ્રાન્તોમાં યાને હિંદુસ્તાનના સઘળા ભાગોમાં એ સાધુ સંઘના અનેક સાધુઓ દિશાઓ-વિદિશાઓમાં ખૂણે ખૂણે હિન્દુત્વના પોકાર કરી હિન્દુજાતિનું ભારે ઉત્થાન કામ સાધ્ય કરી રહેલા છે.

શ્લોકઃ

**इति दूतेन वृत्तांतं कथितं यत् सविस्तरं ।**
**दिल्हीपो मंत्रिभिःसार्धं श्रुत्वा मूढतमो भवत् ॥२३॥**

ભાવાર્થ—

એ પ્રમાણે ગુપ્ત દૂતે સર્વ વૃત્તાંત કહી રહ્યા પછી એ વૃત્તાંત સાંભળીને આશ્ચર્ય પામેલા દિલ્હીપતિએ દૂતને વિદાયગીરી આપી. તથા મંત્રિઓને બોલાવી મસલત કરવા માટે વિચારવા લાગ્યા.

શ્લોકઃ

**अन्येद्युः मंत्रिभिः सार्धं चक्रेवृत्तस्य मंत्रणां ।**
**तदैक्रोकथयामास दंडथास्तेह्युपदेशकाः ॥२४॥**

ભાવાર્થ—

બીજે દિવસે મંત્રિઓને બોલાવી વિચારની આપલે ઉલટ-સુલટ એમ અનેક રીતે કરી. આખરે એક મુખ્ય મંત્રિએ જણાવ્યું કે-હે રાજન્! એ ઉપદેશકોને પકડી તેમનો દંડ-સજા કરવી જોઇએ.

શ્લોકઃ

अथवाबंधनागारे धर्शयित्वा निवेशनं ।
कुरु शीघ्रं महाराज नेत्रून् हिन्दूपदेशिनः ॥२५॥

ભાવાર્થ—

અથવા એ ભકતો-સંતોને પકડીને કેદખાનામાં પકડી રાખવા જોઇએ કે જેથી તેઓ ઉપદેશ કરતા બંધ રહે.

શ્લોકઃ

शत्रवः सामदानेन वशन्नायान्ति दुर्धराः ।
अतस्ते दंडमर्हंति प्रभावाद्राज तेजसा ॥२६॥

ભાવાર્થ—

અથવા હે રાજન્! એવા હઠીલા શત્રુઓને હંમેશને માટે વશ રાખવા માટે પ્રથમ સામ અને દામની યોજના કરવી જોઇએ-ભારે સખાવતો કરવી જોઇએ. અને બની શકે તો સૌથી પ્રથમ સાન્ત્વન આપવું જોઇએ. એમ જો એ સાધ્ય ન રહે તો આખરે દંડ અને ભેદના ઉપાયો રચવા જોઇએ.

શ્લોકઃ

तत्क्षणेनृपतिः प्राह ज्येष्ठं मंत्रविदांवरं ।
उद्धतान् नायकान् धृष्टुमाज्ञापत्रेण चात्मनः ॥२७॥

ભાવાર્થ—

ત્યારે તેજ વખતે દિલ્હીપતિ બાદશાહે સૌથી સર્વાધિકારી મંત્રિને જણાવ્યું કે-આ દેશના નાયકો ઉદ્ધત છે અને ખૂબ હીલચાલ મચાવી રહ્યા છે. માટે એવા દરેકને પકડવાનો હુકમ છોડો અને પકડી મંગાવી દિલ્હીના કેદખાનામાં સખ્ત મજૂરીની સજા સાથે રાખો!

શ્લોકઃ

लिखित्वातद्ददाज्ञांच दूतानाहूय तान्ददत् ।
दूताप्यनुग्रहमत्वा प्रान्ते प्रान्ते च प्राद्रवन् ॥२८॥

ભાવાર્થ—

એ પોતાના માલિકનો હુકમ અમલમાં લાવવા માટે મુખ્ય મંત્રિએ આજ્ઞાપત્રો પર બાદશાહની સહી લઈ પ્રાન્તવાર લખ્યાં. તથા શ્રીરામાનંદજી, પીપાજી વિગેરેને પકડી લાવી દિલ્હીમાં રાખવા આજ્ઞા કરી.

શ્લોકઃ

**रामानंदंचतत्त्च्छिष्यानन्याँस्तदनुयायिनः ।**
**धर्षयित्वाबलात्ताँन् कारागारेन्यवीविशन् ॥२९॥**

ભાવાર્થ—

એ પ્રમાણે પ્રાન્તવાર નોકરોને હુકમો લખી શ્રીરામાનંદજી, પીપાજી વિગેરેને રાજદૂતોની મારફતે પકડી લાવી દિલ્હીના જેલખાનામાં સખ્ત મજુરીની સજા સાથે રાખવામાં આવ્યા.

શ્લોકઃ

**पीपादिसाधुसंघंच तदनुयायिनंजनं ।**
**बध्वातंरज्जुपाशेन ददौपेषणकर्मच ॥३०॥**

ભાવાર્થ—

શ્રીરામાનંદજી મહારાજ, શ્રીપીપાજી તથા તેવા બીજા મહાન્ યોગિ પુરૂષોને દિલ્હીમાં લાવી કારાવાસમાં રાખવામાં આવ્યા. તથા તેમને એક એક ઘંટી સોંપી અને દળવાનું અનાજ આપવાનાં આવ્યું.

શ્લોકઃ

**कश्चिद्दिनान्तरेतेषां वृत्तंशुश्रावपार्थिवः ।**
**प्रत्यक्षंद्रष्टुमागच्छत् सशस्त्रैर्पत्तिभिःसः ॥३१॥**

ભાવાર્થ—

મહારાજા દિલ્હીપતિએ કારાવાસમાં રહેલા એ સાધુઓનું વૃતાંત્ત જાણવા માટે દૂતોની મારફતે તપાસ કરાવી. જાણવામાં આવ્યું અને વૃતાંત્ત આશ્ચર્યકારક મળવાથી બાદશાહ નજરે જોવા માટે શસ્ત્રધારી સ્વલ્પ સૈન્ય સાથે કારાવાસમાં રહેલા શ્રીપીપાજી તથા શ્રીરામાનંદજી મહારાજ વિગેરેને જોવા માટે જાતે પધાર્યા.

શ્લોકઃ

**तत्रापश्यत्स्थितान्साधून्रामानंदसमाकृतीन् ।**
**मंदहास्यसमायुक्तान् सुश्वेतवस्त्रधारिणः ॥३२॥**

ભાવાર્થ—

અને જુએ છે તો-શ્રીરામાનંદજી, શ્રીપીપાજી વિગેરે હજારો સાધુઓ ખડા છે! હસતે મોંઢે શ્રીરામ નામનો ઘોષ કરી રહેલા છે! સફેદ વસ્ત્રો

પહેરેલાં છે! અને બધા સાધુઓ શ્રીરામાનંદજીની સમાન આકૃતિ અને ગુણોવાળા તથા શ્રીપીપાજીની સમાન આકૃતિ અને ગુણોવાળાં દેખાય છે! તથા મંદહાસ્યથી ભરેલા દેખાય છે.

श्लोकः

द्वादशांगेषुतिलकान् बिभ्रतः सुमनोहरान् ।
सततंरामनाम्नांवै मुखेनोच्चारकारिणः ॥३३॥

ભાવાર્થ—

વળી બાર અંગોમાં દ્વાદશ તિલક શોભી રહ્યાં છે! જે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને વશ કરી ત્રિગુણાતીત થવા સૂચવતાં હોય એમ લાગે છે! વળી સતત્ રામનામનો ઉચ્ચાર મુખથી કરી રહેલા છે!

श्लोकः

पेषुण्युपरिधान्यानां लोहपात्राणिस्थापितान् ।
छिद्रमार्गेणधान्यानां पेषणिकर्मकारितान् ॥३४॥

ભાવાર્થ—

વળી ઘંટી ઉપર લોખંડનાં તગારાં કાણાં કરીને મૂકેલાં છે! એ કાણાં-માંથી ઘંટીમાં અનાજ ઉતરતું જાય છે અને દળાતું જાય છે! એ પણ દિલ્હી-પતિને ભારે ચમત્કાર જોવામાં આવ્યો.

श्लोकः

सर्वतःसर्वलोकेभ्यो भयहीनान्प्रभान्वितान् ।
यत्रतत्रचपीपेन्द्रोः रामानंदःस्तथैवच ॥३५॥

ભાવાર્થ—

વળી એ પ્રત્યેક સાધુ જેલખાનામાં હોવા છતાં અને રાજદૂતોનો સશસ્ત્ર પહેરો હોવા છતાં પણ નિડર વૃત્તિવાળા દેખાય છે! એ ભારે પ્રતિભાથી ચળકતા દેખાય છે! અને જ્યાં જોવામાં આવે ત્યાં પીપા જ પીપા દેખવામાં આવે છે. એ પણ દિલ્હીપતિને ભારે ચમત્કાર લાગ્યો.

श्लोकः

दर्शयामासादिल्हीपः भयभीतोबभूवह ।
पर्याकुलमनाभूपो जगामराजमंदिरं ॥३६॥

ભાવાર્થ—

દિલ્હીપતિ બાદશાહે એ સઘળું જોયું અને આશ્ચર્ય સાથે કૌતુક કરવા લાગ્યા. ભોળાદિલના તથા ધર્મ ઉપર શ્રદ્ધાવાળા એ બાદશાહને લાગી આવ્યું કે આ સઘળા સાધુઓ ખોટી ચળવળ કરનારા તથા દુષ્ટ છે અને મારા

રાજ્ય ઉપર આક્રમણ કરવાની ઈચ્છા ધરાવે છે એવી બાતમી તથા બાતમીને કહેનારા મારા નોકરો કેવળ તેમના સ્વાર્થની ખાતર મને ખોટી બીના જાહેર કરી મારા હાથે મારી પ્રજાવર્ગના આ સંત-મહાત્માઓને દુઃખ દેવા માટે ખોટી પ્રેરણા કરેલી છે, ધિક્કાર! આ પ્રમાણે મનમાં પસ્તાવો કરતો અને ચમત્કારો જોઈ ભયગ્રસ્ત મનવાળો બાદશાહ પોતાના રાજમંદિરમાં ગયો.

શ્લોકઃ

**मंत्रिणाहूयवृत्तांतं कथयामासभीतवत् ।**
**निश्चिक्युर्मंत्रिणःसर्वे नृपमोदितमानसाः ॥३७॥**

ભાવાર્થ—

વળી તુર્તજ રાજમંત્રીઓને બોલાવી નજરે જોએલી સઘળી હકીકત કહી. મંત્રીઓને પણ એમ લાગ્યું કે-દિલ્હીનરેશ જાણે ભયભીત હોય તેમ થયું છે. તો પછી આપણે બાદશાહની મરજીને અનુસરી, મસલતસાં ઉતરી જે આજ્ઞા થાય તેમ કરવા આપણી પણ ફરજ છે. એ ડાહ્યા મંત્રીઓ વિચક્ષણ હતા અને દિલ્હીપતિને વિનોદ સાથે ફરીફરીને પૂછતા હતા.

શ્લોકઃ

**हिन्दुसभांविधातुंच हिन्दुनेत्रृनथाव्हयत् ।**
**महासंमेलनंकृत्वा रामानंदपुरःसरं ॥३८॥**

ભાવાર્થ—

આખરે એ મસલતોને પરિણામે નક્કી કરવામાં આવ્યું કે, હિન્દુ પ્રજાને પણ રાજી કરવાની જરૂર છે તેથી અખિલ ભારતવર્ષીય હિન્દુઓના વિદ્વાન, વિચક્ષણ અને રાજ્યવફાદારોને બોલાવી સંપૂર્ણ સભા ભરવી, શ્રીરામાનંદજી મુનિને પ્રમુખસ્થાન આપવું અને સભાને અંગે હિન્દુઓને જે જે અડચણો હોય તથા જે જે મેળવવાની ઇચ્છા હોય તે વિષે વ્યાખ્યાનો છૂટથી કરાવવાં. એ પ્રમાણે મંત્રીઓ દ્વારા પ્રત્યેક પ્રાન્તોમાંથી હિન્દુ આગેવાનોને બોલાવી મોટી સભા કરવામાં આવી અને શ્રીરામાનંદજી મુનિને ભારે માનપૂર્વક પ્રમુખસ્થાન આપવામાં આવ્યું.

શ્લોકઃ

**संभाषणानिसंश्रुत्य देहल्याधिपतिर्महान् ।**
**तूर्णंवैदर्शयामास स्वाभिप्रायंयथोचितं ॥३९॥**

ભાવાર્થ—

વળી એ સભાની અંદર છૂટથી વ્યાખ્યાનો થયાં! જે જે માગણીઓ હતી તે પણ જાહેર કરવામાં આવી! એ બધું સાંભળીને દિલ્હીના અધિપતિ બાદશાહે પોતાના યથાયોગ્ય વિચારો એ સભા સમક્ષ જણાવ્યા.

श्लोकः

**स्वातंत्र्यंहिन्दुधर्मस्य पालनार्थयथोप्सितं ।**
**वचनंचददौतेभ्यो बाधानैवभवेत्पुनः ॥४०॥**

ભાવાર્થ—

વળી હિન્દુ ધર્મ પાળવાને તથા તેનો વિકાસ કરવાને હિન્દુ માત્રને માટે સ્વતંત્રતા જાહેર કરી અને ફરીથી કોઇથી પણ હિન્દુઓને દુઃખ ન થાય તેવું બાદશાહે વચન આપ્યું. વળી પોતાના નોકરો કે, જે લોકો રાજસત્તાનો દુરૂપયોગ કરતા હોય અને રાજને છાનું રાખી હિન્દુઓને દુઃખ દેવા ખોટા કિસ્સાઓ ઉભા કરતા હોય તેઓને માટે પણ યોગ્ય શાસનો જાહેર કર્યાં.

श्लोकः

**निर्मापयितुंदेवाना मागाराणियथापुनः ।**
**आज्ञांचक्रेस्वकर्मिभ्योः महम्मदोदेहलीपतिः ॥४१॥**

ભાવાર્થ—

વળી એ દિલ્હીના પતિ મહંમ્મદ તઘલખે તેની જાણબહાર દેવાલયોનો ધ્વંસ થઈ ગયો હતો ! આશ્રમો, મઠો અને તીર્થસ્થાનોને જે જે નુકશાન પહોંચ્યું હતું તે સઘળાની ફરી મરામત કરાવી પ્રથમના કરતાં પણ સુંદર સ્થિતિમાં મૂકવાને માટે હુકમ કર્યો.

श्लोकः

**निर्वाहार्थंचयत्पूर्वं आसिद्धैतीर्थरक्षिणां ।**
**यथैवासिच्चयत्पूर्वं धनंवादेवरक्षिणां ॥४२॥**

ભાવાર્થ—

વળી દેવાલયો, મઠ, આશ્રમ તીર્થસ્થાનો વિગેરે જે જે સ્થાનોના નિર્વાહને માટે જે જે સંપત્તિઓની મિલ્કતો હતી તે પ્રદાન કરવામાં આવી. જે હજુ પણ નેકનામદાર બ્રિટિશ ગવર્નમેન્ટથી પળાતી અત્યારે પણ નજરે પડે છે.

श्लोकः

**क्षेत्राणिभूमयश्चैव तथैवारामवाटिकाः ।**
**सर्वंचतुर्गुणंकृत्वा प्रददौसद्युदारधीः ॥४३॥**

(૧) સદર દાન સંબંધીના શિલાલેખો-તામ્રપત્રો વિગેરે મુંબઇ-મદ્રાસ-કલકત્તા-દિલ્હી અને લંડન વિગેરે સ્થળોમાં વાંચવા-જોવા મળી શકે છે.

ભાવાર્થ—

વળી એ દેવાલયોના નિમિત્તે દિલ્હીના પ્રથમના પૂર્વજ રાજાઓએ દાનમાં આપેલાં ખેતરો–ગામો–જાગીરો–બાગબગીચાઓ અને એવાં સ્થાવર જે જે લઇ લેવામાં આવ્યાં હતાં તે સઘળાં ચારગણાં કરી પ્રદાન કરવામાં આવ્યાં. તેના દસ્તાવેજો–તામ્રપત્રો–શીલાલેખો અને તેવાં યાદગીરીનાં સ્મરણ-ચિન્હો કરી આપવામાં આવ્યાં. જે હજુ પણ અત્યારના દિલ્હીપતિના નામદારોથી પળાતા દેખાય છે.

શ્લોકઃ

रामानंदंचतत्रादौ प्राणमत्सनृपोत्तमः ।
तथापीपेन्द्रपादौच ननामसहजान्वितः ॥४४॥

ભાવાર્થ—

વળી યોગના ચમત્કારોથી વિભૂષિત શ્રીમાન્ રામાનંદજીની પ્રતિભાથી આકર્ષાએલા એ શ્રેષ્ટ ભૂપતિએ પ્રેમપૂર્વક પ્રણામ કર્યા. તેમજ તેટલા જ યોગના અદ્ભૂત ચમત્કારોથી ભરેલા રાજર્ષિ પીપાજીને સાત્વિક બનેલા રાજા દિલ્હીપતિએ પ્રેમપૂર્વક પ્રણામ કર્યા.

શ્લોકઃ

एकैकांपुष्पमालांच विनयेनसमन्वितः ।
कंठेसमर्पयत्तेभ्यो गुरूणांगुरवेपुनः ॥४५॥

ભાવાર્થ—

વળી બહુ જ વિનયપૂર્વક સુંદર પુષ્પોની માળા હાથમાં લઇ શ્રીરામાનંદજી મહારાજ કે જે ગુરૂઓના ગુરૂ હતા તેમને અર્પણ કરવામાં આવી, તથા પીપાજીને પણ અર્પણ કરવામાં આવી.

શ્લોકઃ

तदाजयजयारावो भूपसंतोषकारकः ।
सद्भिर्गिभिर्शुभाशिर्भि र्गदन्तोमुनयस्तथा ॥४६॥

ભાવાર્થ—

એ પ્રસંગે લાખો માણસોના મુખથી જયઘોષ કરવામાં આવ્યો. જેને સાંભળી રાજાના હૃદયમાં પ્રેમના ભારે ઉભરા આવવા માંડયા. વળી સુંદર વાણીથી અને હાર્દિક આશિષોથી એ મુનિઓએ પણ બાદશાહને વધાવી લીધા.

શ્લોકઃ

स्वस्थानंगमनार्थाय चादेशंमुनिभिःकृतः ।
शंखनादेनतेसर्वे जग्मुस्वैस्वंस्वमालयं ॥४७॥

ભાવાર્થ—

વળી સભા વિસર્જન કરી પોતપોતાના સ્થાનો તરફ જવા માટે બાદશાહની આજ્ઞા માગી. બાદશાહે ખુશી સાથે સભા વિસર્જન માટે પ્રાર્થના કરી. શ્રીમાન્ રામાનંદજી મહારાજે શંખનો નાદ કર્યો એટલે બીજા પણ સાધુપુરૂષોએ શંખના નાદ કર્યા અને હર્ષથી તાલીઓના ગડગડાટ સાથે પોતપોતાના સ્થાનો તરફ જવાને વિદાય થયા.

શ્લોકઃ

**इत्थंवैसाधुसंघस्य विजयोऽन्नतिकारकः ।**

**वृत्तःपीपाप्रसादेन लोकसंग्रहकारकः ॥४८॥**

ભાવાર્થ—

એ પ્રમાણે સાધુસંઘનો આખરે વિજય થયો. ધર્મની ખાતર ઘણું ઘણું કષ્ટ વેઠવાને અંતે અને ધર્મસ્વાતંત્ર્ય મેળવવા માટે હ્રદયસ્પર્શી ક્રિયાઓને પરિણામે હિન્દુઓનો ઉન્નતિકારક વિજય થયો. હિન્દુધર્મના એ વિજય માટે માળવાના મહારાજા પીપાજીએ શ્રીરામાનંદજીની આજ્ઞાઓ ઉઠાવી અને જે જે મહાન્ પ્રયત્નો કરેલા એ સઘળા પ્રયત્નોની સફળતા અત્યાર સુધીના હિન્દુઓને ઉપકારક બની શકે તેવી નિવડી, અને શ્રીરામાનંદજી મહામુનિનો દિગંત યશ તથા સાધુસંઘના સાધુઓનું અત્યાર સુધી મહત્વ દેખાય છે તે પણ શ્રીપીપાજી મહારાજને આભારી છે.

શ્લોકઃ

**रामानंदःप्रसन्नात्मा योगस्याचरणेनवै ।**

**हिन्दूनांपुनरुत्थानं कृतंबुद्धिबलेनच ॥४९॥**

ભાવાર્થ—

વાંચકો સમજી શકે છે કે–મહામુનિ શ્રીરામાનંદજી મહારાજે હિન્દુધર્મનો પ્રશ્ન હાથમાં લઇ, હિન્દુઓના સર્વાધિકારી બની યોગના પ્રભાવથી યોગના પ્રયોગોના અનેક ચમત્કારો બતાવી, દિગ્વિજય કરી સાધુઓને બળ–બુદ્ધિથી નિશ્ચલ કરી, હિન્દુઓને તેમના અધઃપાતથી બચાવી, તેમની ઉન્નતિના મહામાર્ગનું ભાન કરાવ્યું.

શ્લોકઃ

**आगताःखीचयःसर्वे नेमुस्तेपादपद्मयोः ।**

**क्षमांययाचिरेस्वस्या पराधानामतंद्रिताः ॥५०॥**

ભાવાર્થ—

તે પ્રસંગે શ્રીપીપાજીના ખીચી કુટુંબિઓ પણ હાજર હતા. તેમણે શ્રીપીપાજીને તથા શ્રીરામાનંદજી મહારાજને પ્રણામ કર્યા. અને પીપાજીનું

નિર્દોષ, યોગનિષ્ઠાવાળું અને હિન્દુઓ ઉપર પરોપકાર ભરેલું જીવન જોઇ, પોતાના કર્મોને પશ્ચાત્તાપ કરી, પીપાજી પાસે પૂર્વે કરેલા અપરાધોની ક્ષમા માગી.

श्लोकः

**वस्त्रभूषादिभिःसम्यग् साधुसंघंप्रपूज्यच ।**

**सदैवपीपःशरणा राधनकृतनिश्चयाः ॥५१॥**

ભાવાર્થ—

વળી એ રાજકુટુંબિઓ સમૃદ્ધ હતા તેથી સાધુસંઘના સાધુઓને વસ્ત્રો (ઉમદા કિંમતી ચાદરો વિ.) અર્પણ કર્યાં. તથા સાધુસંઘમાં જોડાએલા બ્રાહ્મણોને આભૂષણો અને વસ્ત્રો પ્રદાન કર્યાં. તથા પીપાજીના શરણમાં રહેવાને માટે તથા પીપાજીની થતી આજ્ઞાઓ પાળવા માટે તત્પર રહેવાની પ્રતિજ્ઞાઓ કરી. (શ્રીરામાનંદજી મહારાજને જય, શ્રી સીતારામની ઉપાસના અને હિન્દુધર્મની રક્ષા કરવા માટે તત્પર બન્યા.)

श्लोकः

**लेभिरेवैष्णवींदीक्षां रामानंदप्रसादजाम् ।**

**राष्ट्रोऽन्नतेर्हेतुभूतां समाजोत्कर्षकारकाम् ॥५२॥**

ભાવાર્થ—

વળી તેમણે તેજ દિવસથી શ્રીરામાનંદજી મહારાજની વૈષ્ણવધર્મની દીક્ષા લીધી. અને વૈષ્ણવો બન્યા. તેનાથી સમાજને ઉત્કર્ષ થાય તથા અખિલ રાષ્ટ્રની ઉન્નતિ થાય તેવો એ દીક્ષાનો ઉદાર હેતુ હતો.

श्लोकः

**तदातेहर्षमापन्ना मंगलध्वनिभिर्मुहुः ।**

**चक्रिरेपुष्पवृष्टिंच गुरुणांपादपंकजे ॥५३॥**

ભાવાર્થ—

તે દીક્ષાથી રાજી થએલા એ ખીચીકુળના ક્ષત્રિયો ગુરૂપ્રસાદથી અને શ્રીપીપાજીની પૂર્ણ કૃપાથી ઘણા જ આનંદમાં આવ્યા અને મંગલસૂચક ઘોષ કરી કુશળ વાદકો તરફથી વાજિંત્રોને ધ્વનિ કરાવી એ સઘળાઓએ પુષ્પથી ભરેલાં પાત્રો વડે શ્રીગુરૂચરણારવિંદે પુષ્પની વૃષ્ટિ કરી.

श्लोकः

**इत्थंसर्वंदरंजीत्वा खीचयःक्षत्रियोत्तमाः ।**

**दरजीतःक्षत्रियाःख्याताः सर्वेषांश्रेयकारकाः ॥५४॥**

ભાવાર્થ—

એ પ્રમાણે તેમની પાછળ આવી પડેલા અનેક જાતના ડર હતા તે ગુરૂકૃપાથી સઘળાઓએ જીત્યા. એ ઉત્તમ ખીચી ક્ષત્રિયો તે દિવસથી "દરજીત્"

ક્ષત્રિયો તરીકે પણ ઓળખાવા માંડ્યા, કે જેઓ હજુ પણ પરોપકારભરેલી વૃત્તિવાળા દેખાય છે.

श्लोकः

अधुनाख्यायतेवंशः पीपेन्द्रस्यमहामतेः ।
सौराष्ट्रेगुर्जरेदेशे महाराष्ट्राधिराष्ट्रके ॥५५॥

ભાવાર્થ—

વળી એ મહાબુદ્ધિમાન્-વિદ્વાન અને યોગનિષ્ણાત શ્રીપીપાજી રાજાનો વંશ અને તેમના વંશજો અત્યારે પણ ગુજરાત-સૌરાષ્ટ્ર-મહારાષ્ટ્ર-બૃહત્ મહારાષ્ટ્ર વિગેરે સ્થળે વિદ્યમાન છે અને તેઓ સુશીલ પરમ ભગવદ્ભક્ત અને હિન્દુધર્મ ઉપર અડગ નિષ્ઠાવાળા છે.

श्लोकः

खीचीनांवंशजाश्चैव वर्ततेमालवान्तिके ।
तथैववंगभागेषु चान्यदेशेक्वचित्पुनः ॥५६॥

ભાવાર્થ—

વળી ખીચીવંશ અને તેના વંશજો માલવ અને તેના આસપાસના પ્રદેશમાં, મારવાડ અને મેવાડના પ્રદેશોમાં પણ હોવાનું સંભળાય છે. તેમજ બંગાળામાં અને વંગની આસપાસના વિભાગોમાં અને બીજા પ્રદેશોમાં પણ વિદ્યમાન છે.

श्लोकः

इत्थंपीपाचरित्रंच लोकमंगलकारकं ।
क्षात्रतेजोभिवृद्धिर्थे वाचयेत्तंमुहुर्मुहुः ॥५७॥

ભાવાર્થ—

એ પ્રમાણે શ્રીપીપાજી મહારાજનું ચરિત્ર લોકોનું કલ્યાણ કરનારૂં અને ઉત્સાહને વધારનારૂં છે. તથા ક્ષાત્રતેજને વધારવા માટે વારંવાર તેનું શ્રવણ અને પઠન કરવું જોઇએ.

श्लोकः

पीबतिभगवद्भक्ते रसंपरमदुर्लभम् ।
प्रेम्णापाययतिचान्यान् सर्वैपीपाइतिस्मृतः ॥५८॥

ભાવાર્થ—

જે ભગવદ્ભક્તિના પરમ દુર્લભ રસને હંમેશાં પાન કરતા હતા તથા પ્રેમી-ભક્તોને પાન કરાવતા હતા તેથી તેમનું નામ "પીપા" તરીકે ઓળખાતું રહ્યું છે.

इति श्रीवटाली वास्तव्येन गणपतिशंकर शास्त्रिणा विरचिते अभिनव पीपाचरिते पंचत्रिंशोल्हासः ॥

# અગાઉથી થનાર ગ્રાહકોની નામાવલી

૨-૮-૦ દરજી કસ્તુરચંદ કાલીદાસ કડિઆદરા
૨-૮-૦ ,, અમીચંદ જીવાભાઇ ,,
૨-૮-૦ ,, ચુનિલાલ કાલીદાસ ,,
૨-૮-૦ ,, ભાઇચંદ કાલીદાસ ,,
૨-૮-૦ ,, સરૂપચંદ બેચરલાલ ,,
૨-૮-૦ ,, પરમાર પ્રી. પ્રેસ અમદાવાદ
૨-૮-૦ ,, દલસુખ સાંકળા ઇડર
૨-૮-૦ ,, મીસ્ત્રી જીવણલાલ
।।શીવલાલ અમદાવાદ
૨-૮-૦ ,, સોમનાથ ધનજી ,,
૨-૮-૦ ,, જીવજીભાઇ ગીરધરલાલ
ભાવનગર
૨-૮-૦ ,, બી. બી. સી. માસ્તર અમદાવાદ
૨-૮-૦ ,, નાગરદાસ મોતીરામ મીસ્ત્રી ,,
૨-૮-૦ ,, છગનલાલ લાલજીભાઈ ,,
૨-૮-૦ ,, ઝવેર જયરામ ,,
૨-૮-૦ ,, દશરથલાલ નારાયણલાલ
ભગત ,,
૨-૮-૦ ,, ભોગીલાલ શંકરલાલ સાદરા
૨-૮-૦ ,, નાથાલાલ લલ્લુભાઈ વડનગર
૨-૮-૦ ,, વરાવાસ પીતાંબર અમદાવાદ
૨-૮-૦ ,, કેશવલાલ મગનલાલ અમદાવાદ
૨-૮-૦ ,, દામોદર મુલચંદ ,,
૨-૮-૦ ,, છનાભાઈ બુલાખીદાસ ,,
૨-૮-૦ ,, રમણીકલાલ નારાયણલાલ
ભગત ,,
૨-૮-૦ ,, શીવા બેચરભાઈ કડિઆદરા
૨-૮-૦ ,, જીવાભાઈ કાંચાભાઈ બોરલી
૨-૮-૦ ,, મગનલાલ મોતીરામ ખેરોલ
૨-૮-૦ ,, શંકરભાઈ કાલીદાસ ખેરોજ
૨-૮-૦ ,, મોતીરામ કરસનદાસં ઉજ

૨-૮-૦ ,, લલ્લુભાઇ કરશનભાઈ ઉજ
૨-૮-૦ ,, ખેમાભાઈ જીવાભાઈ ચાંદણી
૨-૮-૦ ,, મોહનલાલ સાંકળદાસ પુરાવાસ
૨-૮-૦ ,, નાગરદાસ ધનજીભાઈ ચીલોડા
૨-૮-૦ ,, વીઠ્ઠલદાસ જેઠાભાઇ ચાંદણી
૨-૮-૦ ,, હેમચંદ ખેમરામ બોરલી
૨-૮-૦ ,, મણીલાલ વેણીરામ ચાંદાણી
૨-૮-૦ ,, કાલીદાસ ગુલાબચંદ ગલોડીઆ
૨-૮-૦ ,, મોહનલાલ બહેચરભાઈ થુરાવાસ
૨-૮-૦ ,, કસ્તુરદાસ માણેકચંદ વાડોદ
૨-૮-૦ ,, અમથાલાલ કાલીદાસ મારવાડા
૨-૮-૦ ,, કસ્તુરભાઇ કુબેરભાઈ લાલપુર
૨-૮-૦ ,, કેવળદાસ ગુલાબચંદ નાકોદ
૨-૮-૦ ,, કાલીદાસ રેવાભાઇ લાલપુર
૨-૮-૦ ,, ધીરજલાલ છગનલાલ ગુદેલ
૨-૮-૦ ,, છગનલાલ વજારામ ચાંપલપુર
૨-૮-૦ ,, પનાલાલ હરીભાઈ કડીઆદરા
૨-૮-૦ ,, ત્રીકમભાઈ વેણાભાંઇ ,,
૨-૮-૦ ,, શંકરભાઇ મોહનભાઇ કપોડા
૨-૮-૦ ,, ભાઇચંદ ખબાભાઇ ખેડબ્રહ્મા
૨-૮-૦ ,, રામજી પ્રભુજી પોશીના
૨-૮-૦ ,, નાનચંદ મોતીરામ દરામલી
૨-૮-૦ ,, કાલીદાસ મોતીરામ ,,
૨-૮-૦ ,, નાથાલાલ મોતીરામ ,,
૨-૮-૦ ,, માધવલાલ મોતીરામ ,,
૨-૮-૦ ,, હીરાલાલ છગનલાલ ,,
૨-૮-૦ ,, જેઠાલાલ છગનલાલ ઈડર
૨-૮-૦ ,, ડાહ્યાલાલ મગનલાલ ,,
૨-૮-૦ ,, શીવરામ કસ્તુર વીરપુર
૨-૮-૦ ,, અંબાલાલ સાંકળચંદ સાચોદરા
૨-૮-૦ ,, હરગોવિંદ જેઠાભાઈ ચાંદાણી

| | | |
|---|---|---|
| ૨-૮-૦ | ,, જયશંકર સારથરામ માસ્તર | ,, |
| ૨-૮-૦ | ,, મગનલાલ ધનજીભાઈ | કાનપુર |
| ૨-૮-૦ | ,, રામજી મોહન | ભૂતીઆ |
| ૨-૮-૦ | ,, શંકરભાઇ રેવાભાઇ | ગોરેલ |
| ૨-૮-૦ | ,, મગનલાલ લાલજીભાઇ | રૂપાલ |
| ૨-૮-૦ | ,, પુરૂષોતમ કોદર | ગાંઠીઓલ |
| ૨-૮-૦ | ,, મુલચંદ કાલીદાસ | કાંકણોલ |
| ૨-૮-૦ | ,, મોહનલાલ દામોદર | વીરાવાડા |
| ૨-૮-૦ | ,, અંબાલાલ રણછોડ | કાંકણોલ |
| ૨-૮-૦ | ,, ગણપત પુંજીરામ | તલોદ |
| ૨-૮-૦ | ,, મોહનલાલ છગનલાલ | આકોદરા |
| ૨-૮-૦ | ,, જેઠાલાલ છગનલાલ | રૂપાલ |
| ૨-૮-૦ | ,, લલ્લુભાઇ છગનલાલ | કડિઆદરા |
| ૨-૮-૦ | ,, પુંજીરામ વેણીચંદ | મુનાઇ |
| ૨-૮-૦ | ,, કરસનદાસ વજાભાઈ | ઇડર |
| ૨-૮-૦ | ,, જેઠાલાલ મોતીરામ | વડાલી |
| ૨-૮-૦ | ,, અમથાલાલ રામચંદ | ઓશણ |
| ૨-૮-૦ | ,, શંકરલાલ બબલદાસ | રીન્દ્રોલ |
| ૨-૮-૦ | ,, ડાહ્યાલાલ પુરૂષોત્તમ | ઇશન |
| ૨-૮-૦ | ,, રણછોડલાલ જયરામ | સુંદરીઆ |
| ૨-૮-૦ | ,, મંગળદાસ કચરાભાઇ | આજોલ |
| ૨-૮-૦ | ,, નાથાલાલ રામચંદ | સાદરા |
| ૨-૮-૦ | ,, ડાહ્યાલાલ હરજીવનદાસ | ,, |
| ૨-૮-૦ | ,, પ્રલ્હાદભાઇ ગીરધરદાસ | ,, |
| ૨-૮-૦ | ,, મણીલાલ હરજીવનદાસ | ,, |
| ૨-૮-૦ | ,, રણછોડલાલ કોદરલાલ | દીઓરી |
| ૨-૮-૦ | ,, મણીલાલ દેવકરણ | પાલચર |
| ૨-૮-૦ | ,, પુંજીરામ અમથાલાલ | હાજીપુર |
| ૨-૮-૦ | ,, મગનલાલ છગનલાલ | સોનારણ |
| ૨-૮-૦ | ,, દલસુખરામ પુંજીરામ | ભેરપુર |
| ૨-૮-૦ | ,, મણીલાલ મોતીરામ | વક્તાપુર |
| ૨-૮-૦ | ,, નાનાલાલ મોતીરામ | ધનપુરા |
| ૨-૮-૦ | ,, મગનલાલ મોતીરામ | ધનપુરા |
| ૨-૮-૦ | ,, નાનાલાલ જોઇતારામ | દેરોલ |
| ૨-૮-૦ | ,, ત્રીભોવન મગનલાલ | પ્રેમપુર |
| ૨-૮-૦ | ,, મગનલાલ અમથારામ | રાસપોર |
| ૨-૮-૦ | ,, મફતલાલ અમથારામ | |

પાંજરાપોળ

| | | |
|---|---|---|
| ૨-૮-૦ | ,, કેવળલાલ ડોસલરામ | આગલોડ |
| ૨-૮-૦ | ,, ડાહ્યાલાલ રામજીભાઈ | ,, |
| ૨-૮-૦ | ,, કુબેરદાસ ભનુભાઈ | પોડાલુ |
| ૨-૮-૦ | ,, રામાભાઈ છનાભાઇ | હલાલ |
| ૨-૮-૦ | ,, મણીલાલ પુરૂષોત્તમ | રણીશીયર |
| ૨-૮-૦ | ,, અંબાલાલ પ્રભુજી | કુકરવાડા |
| ૨-૮-૦ | ,, નટવરલાલ સોમાભાઇ | |

માણસાવાળા

| | | |
|---|---|---|
| ૨-૮-૦ | ,, નારાયણદાસ હરીભાઇ | વરસોડા |
| ૨-૮-૦ | ,, દલસુખરામ છગનલાલ | સારંગપુર |
| ૨-૮-૦ | ,, ચુનિલાલ પુરૂષોત્તમદાસ | ઓરાન |
| ૨-૮-૦ | ,, મોહનલાલ નરસીદાસ | સડવા |
| ૨-૮-૦ | ,, બબલદાસ દામોદર | વલસોડ |
| ૨-૮-૦ | ,, ધરમચંદ છગનલાલ | ઉનાવા |
| ૨-૮-૦ | ,, મૂળાદાસ લલ્લુદાસ | વસઇ |
| ૨-૮-૦ | ,, સોમાભાઇ પુરૂષોત્તમદાસ | |

ગોઝારીઆ

| | | |
|---|---|---|
| ૨-૮-૦ | ,, હીરાલાલ કીશોરદાસ | બોરૂ |
| ૨-૮-૦ | ,, અંબાલાલ લલ્લુભાઇ | વાસણ |
| ૨-૮-૦ | ,, કેશવલાલ માધવલાલ | લોદરા |
| ૨-૮-૦ | ,, શંકરલાલ કસ્તુર | સાવલવાડ |
| ૨-૮-૦ | ,, કોદરલાલ ઝવેરચંદ | બડોલી |
| ૨-૮-૦ | ,, કુશાલદાસ અખેચંદ | વડાલી |
| ૨-૮-૦ | ,, લીલાધર મગનલાલ | ખેડબ્રહ્મા |
| ૨-૮-૦ | ,, લાલજીભાઈ મનસુખભાઇ | વડાલી |

---

રૂા. ૨૯૫ કુલ નામઃ—૧૧૮

## શ. શ. ભાઇ કસ્તુરચંદ કાલીદાસ તથા અમીચંદ જીવાભાઈને ભેટ તરીકેની રકમો આપનાર

# પીપાવંશી દરજી ભાઈઓની નામાવલી:—

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૫૦૧ | દરજી કસ્તુરચંદ કાળીદાસ | કડિઆદરા |
| ૫૦૧ | ,, અમીચંદ જીવાભાઇ | ,, |
| ૨૨૫ | ,, શંકરલાલ મોતીરામ | પાનોલ |
| ૧૦૧। | ,, ચુનિલાલ કાલીદાસ | કડિઆદરા |
| ૧૦૧। | ,, ભાઇચંદ કાલીદાસ | ,, |
| ૧૦૧ | ,, કોદરલાલ બાદરદાસ | ,, |
| ૧૦૧ | ,, કોદરલાલ લીલાધર | નાકોદ |
| ૧૦૧ | ,, વીરચંદ ઉમેદભાઇ સોલંકી | કુકરવાડા |
| ૧૦૧ | ,, વીરચંદ નાથાલાલ | ચોરીવાડ |
| ૫૨ | ,, દલસુખ સાંકળચંદ | ઇડર |
| ૫૧। | ,, સાંકળચંદ બહેચરભાઇ | કડિઆદરા |
| ૫૧। | ,, શીવરામ બહેચરભાઈ | ,, |
| ૫૧। | ,, હરીભાઇ ઉગરાભાઇ | ,, |
| ૫૧। | ,, પ્રભુજી રેવાભાઇ | ,, |
| ૫૧। | ,, જેઠાલાલ રેવાભાઈ | ,, |
| ૫૧। | ,, પુરૂષોત્તમ ગુલાબચંદ | ,, |
| ૫૧। | ,, વેણાભાઇ ઉગરાભાઇ | ,, |
| ૫૧। | ,, મોહનલાલ નાથાલાલ | ચોરીવાડ |
| ૫૧। | ,, નરસીભાઇ શંભુભાઈ | ,, |
| ૫૧। | ,, વીઠ્ઠલભાઈ મોહનભાઇ | કપોડા |
| ૫૧। | ,, શંકરભાઇ મોહનલાલ | ,, |
| ૫૧। | પીતામ્બરદાસ મોહનલાલ | ,, |
| ૫૧। | ,, શીવરામ મોહનલાલ | ,, |
| ૫૧। | ,, વાસુદેવ ગણેશભાઇ | ,, |
| ૫૧। | ,, પ્રભુજી શીવરામ | ,, |
| ૫૧। | ,, છગનલાલ વહાલજીભાઇ | પાનોલ |
| ૫૧। | ,, રેવાભાઇ વહાલજીભાઇ | ,, |
| ૫૧। | ,, પુંજીરામ કુબેરભાઇ | ,, |
| ૫૧। | ,, મોતીરામ પુંજીરામ | ઇડર |
| ૫૧। | ,, મણીલાલ મોહનલાલ | મુનાઇ |
| ૫૧। | ,, વીઠ્ઠલદાસ કુશાલદાસ | ,, |
| ૫૧। | ,, શીવરામ રૂગનાથ | મુડેટી |
| ૫૧। | ,, શંકરભાઇ બહેચરભાઇ | મુડેટી |
| ૫૧ | ,, વીરચંદ ડુંગરભાઇ | ચોટાસણ |
| ૫૧। | ,, ડાહ્યાલાલ ઉગરચંદ | જાદર |
| ૫૧। | ,, કરસનભાઇ વજાભાઈ | ઇડર |
| ૫૧ | ,, દેવચંદ છગનલાલ | ,, |

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૫૧। | ,, ચુનિલાલ છગનલાલ | ગોરેલ |
| ૫૧। | દરજી જીવરામ જેઠાભાઇ | ગોરેલ |
| ૫૧। | ,, વસ્તારામ | વડાલી |
| ૫૧। | ,, શંકરભાઇ રેવાભાઇ | ગોરેલ |
| ૫૧। | ,, વેણાલાલ નાથાલાલ | ,, |
| ૫૧ | ,, સાંકળચંદ ખબાભાઇ | ખેડબ્રહ્મા |
| ૫૧। | ,, ગુલાબચંદ કોદરભાઇ | ,, |
| ૫૧। | ,, મુળજીભાઇ માંધજીભાઇ | વડાલી |
| ૫૧। | ,, ભીખાભાઈ કુશાલદાસ | ,, |
| ૫૧। | ,, લીલાભાઇ વાલજીભાઇ | ડોભાડા |
| ૫૧। | ,, મગનભાઇ સાંકળભાઇ | ,, |
| ૫૧। | ,, લક્ષ્મીચંદ વેણીચંદ | ,, |
| ૫૧। | ,, કાલીદાસ રામજીભાઇ | ,, |
| ૫૧। | ,, મોતીરામ કસ્તુરભાઇ બામણા | પુનાસણ |
| ૫૧। | ,, ભગવાનદાસ પુંજીરામ | મેતરાલ |
| ૫૧ | ,, વીરાભાઇ ગુલાબચંદ | ચોટાસણ |
| ૫૧। | ,, જેઠાલાલ છગનલાલ | ઇડર |
| ૪૫। | ,, ભાઇચંદ ખબાભાઈ | ખેડબ્રહ્મા |
| ૪૫। | ,, ગંગારામ નાનચંદ | કેરોલ |
| ૪૧। | ,, કાલીદાસ વાલજીભાઈ | ચોટાસણ |
| ૪૧ | ,, મગનલાલ કુબેરદાસ | ખેડબ્રહ્મા |
| ૩૫। | ,, વીરચંદ નાથાલાલ | ઇડર |
| ૩૧। | ,, લાલજીભાઇ મનજીભાઈ ભગત | વડાલી |
| ૩૧। | ,, માણેકલાલ ફુલચંદ | વાડોઠ |
| ૩૦। | ,, અમથાભાઇ આશાભાઇ | ગોરેલ |
| ૩૦। | ,, ગુલાબચંદ ભગવાનદાસ | વાડોઠ |
| ૩૦ | ,, કરસનદાસ સાંકળચંદ | ગોરેલ |
| ૨૫। | ,, કુશાલદાસ વસ્તારામ | ગલોડા |
| ૨૫। | ,, ગલબીબાઇ વજાભાઇ | થેરાસણ |
| ૨૫। | ,, કાળીદાસ ઉગરાભાઇ | વડાલી |
| ૨૫। | ,, પુરૂષોત્તમ શીવરામ | દરામલી |
| ૨૫। | ,, કોદરભાઇ હરીભાઇ | મુડેટી |
| ૨૫। | ,, ચુનિલાલ ગુલાબચંદ | ચોરીવાડ |
| ૨૫। | ,, પુંજીરામ રણછોડ | ઇડર |
| ૨૫। | ,, પુરૂષોત્તમ મોહનલાલ | ,, |
| ૨૫। | ,, ભીખાભાઇ ગુલાબચંદ | ડોભાડા |
| ૨૫। | ,, કરસનભાઇ હીરાભાઈ | કંજેલી |

| | | |
|---|---|---|
| ૨૫ા | ,, મગનલાલ જયચંદ | મુસાળ |
| ૨૫ા | ,, નાનચંદ હેમાભાઇ | મેતરાલ |
| ૨૫ા | ,, મુળજીભાઇ રૂગનાથ | ઉંચી ધનાલ |
| ૨૫ા | ,, બહેચરભાઇ વહાલજીભાઇ | મેતરાલ |
| ૨૫ા | દરજી ગુલાબચંદ દલાભાઈ | નાકોદ |
| ૨૫ા | ,, મોહનલાલ રાયચંદ | દેરોલ |
| ૨૫ા | ,, શંકરલાલ કાલીદાસ | ડોભાડા |
| ૨૫ા | ,, છગનલાલ વજાભાઈ | ચાંપલકુર |
| ૨૫ા | ,, અમથાલાલ બેચરભાઈ | ગુંદેલ |
| ૨૫ા | ,, પુંજીરામ જીવરામ | નાકોદ |
| ૨૫ા | ,, દેવચંદ વનાભાઇ | ડોભાડા |
| ૨૫ા | ,, દેવચંદ રામચંદ | બાબસર |
| ૨૫ા | ,, મગનલાલ ડુંગરભાઈ | વડાલી |
| ૨૫ | ,, ભીખાલાલ ગુલાબચંદ | ચોટાસણ |
| ૨૫ | ,, મોહનલાલ મોતીરામ | ચોરીવાડ |
| ૨૫ા | ,, બેચર છગન | સોરીવાર |
| ૨૫ા | ,, જેઠાલાલ દલાભાઈ | કડીઆદરા |
| ૨૦ | ,, પુંજીરામ કાલીદાસ | ચોટાસણ |
| ૧૫ા | ,, છગનલાલ મોતીરામ | દારામલી |
| ૧૫ા | ,, માધવલાલ મોતીરામ | ,, |
| ૧૫ | ,, નાથાલાલ કોદરભાઈ | વડાલી |
| ૧૧ા | ,, મગનલાલ રાયચંદ | ગુંદેલ |
| ૧૧ા | ,, કસ્તુરભાઇ રાયચંદ | ,, |
| ૧૧ા | ,, ગુલાબચંદ રેવાભાઇ | દેરોલ |
| ૧૦ા | ,, જેલાભાઇ દેવચંદ | ગલોડીઆ |
| ૧૦ા | ,, કોદરદાસ ધનાભાઇ | રેવાસ |
| ૧૦ | ,, રામજીભાઇ જીવાભાઇ | વડાલી |
| ૧૦ | ,, પુંજીભાઇ કુબેરભાઇ | ,, |
| ૧૦ા | ,, અખારામ ઉમરચંદ | ,, |
| ૧૦ા | ,, ડાહ્યાલાલ બાદરભાઈ | ,, |
| ૧૦ા | ,, મેનાંબાઇ ખેમાભાઇ | ડોભાડા |
| ૧૦ા | ,, અંબારામ છગનભાઇ | મારવાડા |
| ૧૦ા | ,, મકાભાઇ હીરાભાઇ | નાકોદ |
| ૧૦ા | ,, શંકરભાઈ લખાભાઈ | ભજપરા |
| ૧૦ા | ,, કાલીદાસ કુશાલભાઈ | વડાલી |
| ૧૦ા | ,, લલ્લુભાઈ જીવરામ | ભૂતીઆ |
| ૧૦ા | ,, મોતીરામ દલાભાઈ | મેતરાલ |
| ૧૦ા | ,, કાલીદાસ જીવાભાઇ | નાકોદ |
| ૧૦ા | ,, દલાભાઈ બહેચરભાઈ | ,, |
| ૧૦ા | ,, નાથાભાઈ રામજીભાઈ | ,, |
| ૧૦ા | ,, ભીખાભાઈ રામજીભાઇ | ,, |
| ૧૦ા | ,, પુંજીરામ જેઠાભાઈ | મુક્તાળ |
| ૧૦ા | ,, રાયચંદ સાંકળચંદ | ડોભાડા |
| ૧૦ા | ,, ખેમાભાઈ જીવાભાઇ | ઉંચી ધનાલ |
| ૧૦ા | ,, અમથાભાઇ જીવાભાઇ | ખેડબ્રહ્મા |
| ૧૦ા | ,, છગનલાલ માંધજીભાઈ | ઊંચી ધનાલ |
| ૧૦ા | ,, ગંગારામ વજાભાઇ | ,, |
| ૧૦ા | ,, લીલાધર મોંઘજીભાઈ | ,, |
| ૧૦ા | ,, ભીખાભાઇ જીવાભાઇ | થુરાવાસ |
| ૧૦ાા | દરજી અમથારામ પુંજીરામ | રોધરા |
| ૧૦ાા | ,, છગનલાલ હીરાભાઇ | ગલોડા |
| ૧૦ા | ,, શંકરભાઇ રામજીભાઈ | ગુંદેલ |
| ૧૦ા | ,, મોહનલાલ મોતીરામ | વડાલી |
| ૧૦ા | ,, કેવળલાલ હીરાભાઇ | ગુંદેલ |
| ૧૦ા | ,, મગનલાલ ફતાભાઇ | હાથરવા |
| ૧૦ા | ,, હીરાલાલ ગાણેકભાઇ | ચાંપલપુર |
| ૧૦ા | ,, ધીરજલાલ છગનલાલ | ગુંદેલ |
| ૧૦ા | ,, કેવળલાલ કાલીદાસ | મારવાડા |
| ૧૦ા | ,, મણીલાલ રેવાભાઇ | દીઓરી |
| ૧૦ા | ,, નરસિંહલાલ જેઠાલાલ | ,, |
| ૧૦ા | ,, પુરૂષોત્તમ ભાઇચંદ | ,, |
| ૧૦ા | ,, મોતીરામ કસ્તુરભાઇ | બીલોડા |
| ૧૦ા | ,, શંકરભાઇ ગનજીભાઈ | ,, |
| ૧૦ા | ,, મુળજીભાઈ કુલાભાઇ | ચાંદરણી |
| ૧૦ા | ,, હીરાલાલ મોતીરામ | પુનાસણી |
| ૧૦ા | ,, જીવાભાઇ કામાભાઈ | બોરલી |
| ૧૦ા | ,, પુંજારામ જેઠાભાઇ | ચાંદરણી |
| ૧૦ા | ,, મગનલાલ દેવચંદ | બામણા |
| ૧૦ા | ,, નાથાલાલ મોતીરામ | દરામલી |
| ૧૦ા | ,, નાનચંદ મોતીરામ | ,, |
| ૧૦ા | ,, કાલીદાસ મોતીરામ | ,, |
| ૧૦ા | ,, મુલચંદ પુંજીરામ | ઇડર |
| ૧૦ા | ,, કસ્તુરભાઈ બહેચરભાઇ | ઉંચી ધનાલ |
| ૧૦ા | ,, કસ્તુરભાઇ અમથાભાઇ | ખેડબ્રહ્મા |
| ૧૦ | ,, રેવાભાઇ દેવચંદ | ગલોડીઆ |
| ૧૦ | ,, લીલાધર બાદરભાઇ | નાકોદ |
| ૧૦ | ,, વેણીલાલ પુરૂષોત્તમ | સાચોદર |
| ૧૦ | ,, ગણપતલાલ પુંજીરામ | મહીયલ |
| ૧૦ | ,, જેઠાલાલ રણછોડ | ,, |
| ૧૦ા | ,, મગનલાલ ધનાભાઇ | કાનપુર |
| ૫ા | ,, કેવલચંદ પાનાચંદ | પાલનપુર |
| ૫ | ,, જીવાભાઇ કરશનભાઇ | ખેડબ્રહ્મા |
| ૫ | ,, મોહનલાલ પુંજીરામ | કાંકણોલ |
| ૫ | ,, મગનલાલ મોતીરામ | વડાલી |

૫૮૭૩–૮–૦ કુલ ટોટલ.

સહીઃ—દરજી કસ્તુરદાસ કાલીદાસ

,, અમીચંદ જીવાભાઈ

ૐ

## શ્રી પીપાવંશી દરજી રા. રા. કસ્તુરચંદ કાલીદાસને ભેટ તરીકે મળેલી રકમોનો

# સંવત ૧૯૯૭–૯૮–૯૯ અને ૨૦૦૦ નો હિસાબ.

**જ**

૫૮૭૩–૦–૦ આશ્રયદાતાઓ તરફથી કુલ આવેલા તે.

૨૯૫–૦–૦ અગાઉથી થનાર ૧૧૮ ગ્રાહકોના ૨–૮–૦ લેખેના આવ્યા તે જમે

૬૧૬૮

૪૯-૧૨-૦ પરીચય પરામર્ષની પુસ્તિકાના વેચાણના.

૫૫૯–૦–૦ શેઠ મોતીચંદ દેવચંદને ત્યાંથી લીધા તે. હ. કસ્તુરચંદભાઇ

૬૭૭૬–૧૫–૦

**ઉ**

૧૪૩૧–૦–૦ પુસ્તક નિર્માણ ખાતે.

૫૩૧) પંદરસો શ્લોકો, નિર્માણ કરેલા તેની ટીકા અને ઐતિહાસ પ્રમાણોના સંશોધન પેટે પૂ. શાસ્ત્રીજીને આપ્યા.

૯૦૦) પ્રેસ કાપીઓ તૈયાર કરવા ગ્રંથોના પ્રમાણો વિચારી સામેલ રાખવા સૂચિયો તથા તે પ્રમાણે હસ્તલિખિત કરવા કરાવવા પેટે જુદા જુદા માણસોને કુલ ચાર વર્ષના આપ્યા.

૧૪૩૧

૧૩–૬–૦ સાહિત્ય ખર્ચ ખાતે.

૧૩ા≠ ધર્મ નિર્ણય મંડળનાં તેમજ બીજાં શાસ્ત્રીય પુસ્તકો ખરીદ ખર્ચના.

૧૦૧-૧૪-૦ ચિત્રો તથા ફોટાઓ ખાતે.

૬૦) ચિત્રો ડઝન એક પીપાચરિત્રમાં મૂકવા તૈયાર કરાવ્યાં તેના આપ્યા

૧૧≠ રો. પા. ૧

૫ાા રો. પા. ૧

૨૫) રો. પા. ૩

૧૦૧ાાા≠

૧૭૮–૧–૦ ચાર વર્ષનું પોસ્ટેજ કંટીજન તથા પ્રુફ સુધરામણી વિ. ના.

| જ | ઉ |
|---|---|
| | ૮૪૬–૪–૦ સત્કાર ખર્ચ ખાતે<br>૭૬) બનારસના અભિપ્રાયોને અંગે સત્કાર તથા ભાડાં ખર્ચના.<br>૫૦૦) જશરામજી મહરાજને કુવો ખોદાવવા માટે સત્કારના રો. પા. ૩<br>૧૫૦। શ્રી જગન્નાથપુરીના શંકરાચાર્યજીને ભેટ તરીકે આપ્યા રો. પા. ૩<br>૧૨૦) મોહનલાલ કેશવરામ શાસ્ત્રીને આપ્યા. રો. પા. ૩<br>૮૪૬। |
| | ૧૩૭૨–૨–૦ પુસ્તકના કાગળના ખર્ચ ખાતેઃ<br>૭૩૦–૯–૦ રો. પા. ૧માં વિગત<br>૬૪૧–૯–૦ રોકડા કાગળો પેટે પ્રેસમાં ભર્યા તે |
| | ૯૪૦–૦–૦ પરચુટન ખર્ચ ખાતે<br>૯૪૦–૦–૦ ખર્ચ ખાતાની વિગત ખાતા પાનુ ત્રણ મુજબ |
| | ૧૭૧૬–૪–૦ પ્રેસ ખર્ચ ખાતે<br>૧૭૧૬–૪–૦ વિગત ખા. પા. ત્રણ મુજબ. |
| | ૧૬૮–૦–૦ ચકલાસી ખર્ચ ખાતેઃ<br>૧૬૮) વિગત ખા. પાને ચોથે |
| | ૬૭૬–૧૫–૦ કુલ ટોટલ |

## —અમારાં પ્રકાશનો—

| | | પ્રાપ્તિસ્થાન |
|---|---|---|
| ૧ પુરાતન બ્રહ્મક્ષેત્ર અર્થાત્ ખેડબ્રહ્માનો ઇતિહાસ | ૨-૦-૦ | અંબિકા માતાજી, ખેડબ્રહ્મા, એ. પી રેલ્વે |
| ૨ प्रवीण सागर હિન્દી ભાષાંતર સાથે | ૧૨-૦-૦ | સેક્રેટરી, શ્રી. દૌલતવિલાસ હિંમતનગર. ,, |
| ૩ ગીતાધર્મ-વ્યાખ્યાનમાલા ગીતાનું કર્મયોગની દૃષ્ટિએ સરલ ભાષાંતર | | કર્તાને ત્યાંથી, વડાલી, ,, |
| પુષ્પ ગુચ્છ ૧......૦-૬-૦ | | |
| ,, ,, ૨......૦-૬-૦ | | |
| ,, ,, ૩......૦-૬-૦ | | |
| ,, ,, ૪ .....૦-૩-૦ | | |
| ૪ वैदिक नित्यकर्म प्रदीप નિત્યકર્મ સંગ્રહ | ૧-૦-૦ | ,, ,, |
| ૫ હિન્દુ ધર્મ શિક્ષણ ભા. ૧ મરાઠીનું ગુજરાતી ભાષાંતર | ૦-૭-૦ | નકલો તૈયાર નથી. |
| ૬ अभिनव पोपाचरितम् | ૫-૦-૦ | કર્તાને ત્યાંથી, વડાલી. ઇડર સ્ટેટ એ. પી રેલ્વે |

અમીચંદ જીવાભાઇ દરજી
સી.પી. ટેંક હીરાબાગ, લેકચર હોલ દુકાન નં. ૧૫
મુંબઇ નં. ૪

મોતીલાલ પુંજીરામ દરજી
લાખસર, નવો રોડ, હાજા પટેલની પોળને નાકે,
અમદાવાદ

